અથ

# શ્રી આર્યધર્મસુધા.

## પુસ્તક ૧ લું.





પંડિતશ્રી ગટ્ટુલાલજી.

વ્યવસ્થાપક,

**શા૦ ઠાકોરદાસ કેશવરામ દલાલ.**

---

મુંબઈ—ઇંદુપ્રકાશ સ્ટીમપ્રેસમાં છાપ્યું

ન્યોછાવર ૧। રૂપીઓ

(પાકું પુઠું ગા ૨જાયો)

# શ્રી આર્યધર્મ સુધા. પુસ્તક ૧ લું.


અંક ( વિષયાનુક્રમણિકા ) પૃષ્ઠાંક.

કવિતા

૧ આર્યધર્મસુબોધ ( એવો પુરુષ કો વિરલો ભાઇ ) ૧૮
૨ આયાજાતિ ( શ્રીહરિ કરશે કૃપા અપાર ) ૪૯
૩ ઇશ્વિર ભક્ત્યુપદેશ ( શ્રીહરિ ભક્તિ સરોવર સાર ) ૧૭
૪ શ્રીગણેશાયનમ. ( મગળાચરણ, દોહરો ) ૧
૫ ઢોંગી સુધારાથી દેશને નુકસાની ( કવિ શિવાનંદ ) ૯૭
૬ ધર્મામૃત ( દોહરા ) ૧
૭ ધર્મોપદેશની આવશ્યકતા (મનુજો સુખી રહો સૈ કોય) ૫૬ ૩૩
૮ પ્રભુ પ્રાર્થના ( પ્રભુજી લ્યો નિજ જન સભાળ ) ૫૮ ૧૧૩
૯ „ ( પ્રભુજી કરો વેદ વિસ્તાર ) ૫૦ ૧૨૯
૧૦ „ ( કળિકાળ કરાળ ખરાખર જો ) ૫૮ ૧૭૭
૧૧ ભક્તિ વશતા ( ભક્તિ થકી વશ થાય, દયાનિધિ ) ૫૮ ૧૪૫
૧૨ ભજનાનંદ સરસદુપદેશ ( ભજન બિન જીવત જૈસે પ્રેત ) ૫૮ ૧૮
૧૩ મગળાચરણ ( નારાચ છંદ ) ૮૧
૧૪ સદ્બોધ ( નિજધર્મ સુકર્મ સના કરજો ) ૧૬૧
૧૫ સદુપદેશ ( ગીતિ ) ભાગ્ય ભનાના ભાજન ૬૫
૧૬ „ ( હરિપદ ચટકે અટકે સુખ પટકે ) ૯૭

ગદ્ય.

૧૭ અગ્નિ ( પડિત હરિદત્ત શર્મા ) ૩૯, ૧૦૩, ૧૩૬
૧૮ આચાર ( आचार: प्रथमो धर्मः ) ... ... ૨
૧૯ આચારની આવશ્યકતા ( શાસ્ત્રી વિષ્ણ્વાચાર્યજી ) ૩૧
૨૦ ઋષિસ્વરૂપ ( શાસ્ત્રી જીવરામ લલ્લુભાઇ ) ૧૪૨
૨૧ કર્મેન્દ્રિય ૧૬૧
૨૨ કલિયુગ ૨૭
૨૩ ઘણા ગ્રન્થોનુ શુ કામ? ( મળેલુ ) ૧૮
૨૪ ચર્ચાપત્ર ( પરદેશગમન અને પરદ્વીપગમન ) ... ૧૮૦
૨૫ ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા ( વિગ્રહ ગોવર્ધન શર્મા ) ૫૭
૨૬ ચૌદ વિદ્યા ૨૧
૨૭ દૈનિક ધર્મશિક્ષણની જરૂર ૧૬૫
૨૮ ધર્મ ૩૩
૨૯ ધાર્મિક શિક્ષણની જરૂરીઆત ૮૧

૩૦ નિત્યકર્મ .. . ૩
ઉઠવું ક્યારે ? બ્રાહ્મમુહૂર્ત ૪
ઉઠીને શું કરવું ? અનુચિંતન ... ૨૪
૪ શૌચ ( પવિત્રતા ) ... ... ૩૬
૩૧ પરમેશ્વર પ્રાપ્તિના વેદોક્ત સાધનો ૧
૨ સત્ય ( શાસ્ત્રી વિષ્ણવાચાર્યવળે ) ... . ૬૧
૩૨ પુરાણ પ્રામાણ્ય ( સુકવિ શાસ્ત્રી જયકૃષ્ણ પુરુષોત્તમ શર્મા ) ... ૧૮૮
૩૩ ભક્તિ ( રા ગ હિમ્મતલાલ હરિપ્રસાદ ) ૪૯
૩૪ ભગવન્નામ મહિમા ( વાસુદેવ ) . . ... ૨૯
૩૫ ,, ( નારાયણ ) ૧૨૬
૩૬ વણિક મહાજન .. .. .. ૬૪
૩૭ વર્ષ સમાપ્ત . .. .. ૧૭૭
૩૮ વાચનની અસર (મળેલું) ... ... ... ૧૫૭
૩૯ વેદનું પ્રામાણ્ય ( શાસ્ત્રી જીવરામ લલ્લુભાઈ) ... ૬
૪૦ વેદનો બ્રાહ્મણ ભાગ . . ... ૬૫
૪૧ વ્યવહાર ૧૯
૪૨ શ્રદ્ધા (રા. ના મણિલાલ કેશવલાલ બી એ એલ એલ બી). ૪૩
૪૩ સદ્ગૃહસ્થોને સૂચના . . . ૬૬
૪૪ સનાતન ધર્મ મહાસભા ( પ્રયાગ ) ૧૮૫, ૧૭૨
૪૫ સમુદ્રયાનાદિ પ્રાયશ્ચિત ૭૩, ૮૫, ૧૦૮, ૧૨૧, ૧૪૦, ૧૫૬ ૧૭૧
૪૬ સામાન્ય ધર્મના દશ લક્ષણો ( મનુ ) ૧૨૯
૧ ધૃતિ ... ... . ૧૩૩
૨ ક્ષમા ... . ૧૫૨
૩ દમ . .. ... ૧૬૪
૪૭ સુનારાનાળા શંકરાચાર્ય . ... ૯૪
૪૮ શ્રી કેળવણી ( શાસ્ત્રી પ્રાણજીવન હરિહર ) ... ૮૪
૪૯ સભ્ય ( પંડિત શ્રીગટ્ટુલાલજીનું ભાષણ ) ... ૧૧૩

## વધારો

૫૦ શ્રીમદ્ વલ્લભાચાર્યજી જીવનસ્વરૂપ
( કાંકરોલીસ્થ ગોસ્વામિ શ્રી બાલકૃષ્ણલાલજીનું ભાષણ ) ૧ થી ૧૨
૫૧ ( સંસ્કૃત ) સમુદ્રયાન શાસ્ત્રાર્થસિદ્ધાન્ત સંગ્રહ ૧ થી ૩૨
૫૨ આર્યધર્મ પત્રિકા વર્ષ ૫ માના અંક ... ૧ થી ૨૩
૫૩ વેણની પંચાગ સંવત ૧૯૬૨ નું

શ્રી હરિ

# ભારતમાર્તંડ વેદાન્તભટ્ટાચાર્ય પંડિત શ્રી ગટ્ટુલાલજી જીવનચરિત્ર.



## પ્રકરણ ૧ લું.

मंगलाचरणम् ।

ॐ नमो भगवते वासुदेवाय ॥ १ ॥

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट् ।
तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत्सूरयः ॥
तेजो वारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गोऽमृषा ।
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥ २ ॥

श्रीभागवत १, १, १.

मूकं करोति वाचालं पङ्गुं लङ्घयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥ ३ ॥
शुद्धाद्वैतं सर्वशक्ति जडजीवादिकारणम् ।
साकारं सच्चिदानंदं वंदे श्रीपुरुषोत्तमम् ॥ ४ ॥
नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं व्यासं ततो जयमुदीरयेत् ॥ ५ ॥
चिन्तासंतानहन्तारो यत्पादाम्बुजरेणवः ।
स्वीयानां तान्निजाचार्यान् प्रणमामि मुहुर्मुहुः ॥ ६ ॥
यदनुग्रहतो जन्तुः सर्वदुःखातिगो भवेत् ।
तमहं सर्वदा वन्दे श्रीमद्वल्लभनन्दनम् ॥ ७ ॥

### શાર્દૂલવિક્રીડિત.

જે સર્વેશ ગણેશ રૂપ લઇને, વિઘ્નો હરે સર્વથા,
જેની શક્તિ સરસ્વતી તનુ ધરી, મેધા વધારે તથા,
પ્રજ્ઞા પ્રેરક સાક્ષિ સદ્ગુરુ બની, પ્રજ્ઞા પ્રસારે અતિ,
કર્તા આપરમેશ સિન્ધુ કરુણા, દેજો સદા સન્મતિ. ૮

# ભાવાર્થ.

ઓમ્ ભગવાન્ વાસુદેવને પ્રણામ ૧

જેનાથી આ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લય અન્વય અને બીજી (વ્યતિરેક) એઉ રીતે થાય છે જે અર્થ (ચાર પુરૂષાર્થો) ને વિષે સંપૂર્ણ જ્ઞાતા છે જે સ્વયપ્રકાશ છે જે વેદનુ તત્ત્વ જાણવામા મોટા મોટા મહર્ષિયો, વિદ્વાનો અને અને કવિયો પણ મોહ પામે છે, તેવા ધર્મ અને બ્રહ્મ પ્રતિપાદક વેદ જેણે આદિ કવિ બ્રહ્માના હૃદયમાં પ્રેર્યાછે તેજ, પાણી અને પૃથ્વી એ ત્રણેની અદલા બદલથી ઉપજતા ત્રિવિધ રૂપાતરો પણ જેને વિષે યથાર્થછે જે પોતાના ધામ (અક્ષર-બ્રહ્મ) ને વિષે નિષ્કપટ બિરાજે છે, તે પરાત્પર સત્ય (પરબ્રહ્મ) નુ અમે ધ્યાન ધરીએ છીએ. ૨

જેની કૃપા મુગાને બોલતો બનાવેછે, પાગળો જેની કૃપાથી પર્વતને ઓળગી શકેછે, તે પરમાનંદ શ્રીનાથજીને હુ વદન કરૂ છુ ૩

જે શુદ્ધ અદ્વૈત સ્વરૂપ છે, સર્વ શક્તિમાન્ છે, જડ ચેતન સર્વનુ જે અતર્યામી કારણછે, જે સાકારછે, જે સચ્ચિદાનદમય છે, તે શ્રી પુરૂષોત્તમને હુ વદન કરૂ છુ ૪

નારાયણને, નરને, નરોમા પણ જે ઉત્તમ તેવા ગણેશાદિ દેવતાઓને, દેવી સરસ્વતીને, અને વેદ વ્યાસને નમસ્કાર કરીને પછી જય (ગ્રથ) નો આરભ કરવો ૫.

જેના ચરણકમળની રેણ પોતાના ભક્તોની ચિંતાના સમૂહને હરે છે, તે પોતાના આચાર્ય (શ્રીમદ્ વલ્લભાચાર્યજી) ને હુ વારવાર પ્રણામ કરૂ છુ. ૬

જેની કૃપાથી જન સર્વ દુ ખોને તરી જાય છે, તે શ્રીમદ્વલ્લભનદન (શ્રીગુસાંઇજી) ને હુ સર્વદા વદન કરુ છુ ૭

---

## ભારતભૂમિની ઉત્તમતા.

આર્યશાસ્ત્રમા પૃથ્વીને સાત દ્વીપવાળી કહી છે તે—

जम्बूप्लक्षाह्वयौ द्वीपौ शाल्मलश्चापरो द्विजा ।
कुश क्रौञ्चस्तथा शाक पुष्करश्चैव सप्तम ॥

(બ્રહ્મપુરાણ અ० ૧૮ ૧૨)

હે દ્વિજો! જબુ, પ્લક્ષ, શાલ્મલ, કુશ, ક્રૌંચ, શાક અને સાતમો પુષ્કર આ સાત દ્વીપોમા જબુદ્વીપ, ઉત્તમ છે, અને તે જબુદ્વીપમા પણ ભારત વર્ષ (ભરતખંડ) ઉત્તમ છે, અને તેનુ કારણ પણ નીચે મુજબ જાણવુ છે—

वसन्ति भारते वर्षे युगान्यत्र महामुने ।
कृतं त्रेता द्वापरं च कलिश्चान्यत्र न क्वचित् ॥ २० ॥
तपस्तप्यन्ति यतयो जुह्वते चात्र यज्विनः ।
दानानि चात्र दीयन्ते परलोकार्थमादरात् ॥ २१ ॥
पुरुषैर्यज्ञपुरुषो जम्बूद्वीपे सदेज्यते ।
यज्ञैर्यज्ञमयो विष्णुरन्यद्वीपेषु चान्यथा ॥ २२ ॥
अत्रापि भारतं श्रेष्ठं जम्बूद्वीपे महामुने ।
यतो हि कर्मभूरेषा ततोऽन्या भोगभूमयः ॥ २३ ॥
अत्र जन्मसहस्राणां सहस्रैरपि सत्तम ।
कदाचिल्लभते जन्तुर्मानुष्यं पुण्यसञ्चयात् ॥ २४ ॥
गायन्ति देवाः किल गीतकानि । धन्यास्तु ये भारतभूमिभागे ।
स्वर्गापवर्गास्पदहेतुभूते भवन्ति भूयः पुरुषाः सुरत्वात् ॥ २५ ॥
कर्माण्यसंकल्पिततत्फलानि । संन्यस्य विष्णौ परमात्मरूपे ।
अवाप्य तां कर्ममहीमनन्ते । तस्मिँल्लयं ये त्वमलाः प्रयान्ति ॥ २६ ॥
जानीम नो तत्क्व वयं विलीने । स्वर्गप्रदे कर्मणि देहबन्धम् ।
प्राप्स्यन्ति धन्याः खलु ते मनुष्याः । ये भारतेनेन्द्रियविप्रहीनाः ॥ २७ ॥

(બ્રહ્મપુરાણ અ. ૨૭)

"હે મહામુનિ! આ ભારતવર્ષમાં યુગવર્ષ વસે છે. સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ એ ચાર યુગની વ્યવસ્થા ભારતવર્ષ સિવાય બીજા દેશમાં બિલકુલ નથી. એમાં યતિઓ તપ તપે છે, યાજ્ઞિકો યજ્ઞ કરે છે, અને જે દાન દે છે તે (આ લોકની કીર્તિ માટે નહિ) પણ પરલોક સુખાર્થે આપે છે, અને આ જંબુદ્વીપમાં યજ્ઞ પુરુષ (પરમાત્મા શ્રીવિષ્ણુ) નુંજ પુરુષો યજ્ઞમાં યજન કરે છે અને બીજા દ્વીપોમાં બીજા દેવોનું યજન થાય છે માટે આ પૃથ્વી ઉપર જંબુદ્વીપમાં ભારતવર્ષ શ્રેષ્ઠ છે, કેમકે આ ભરતખંડ એ કર્મભૂમિ છે અને બીજા ખંડો ભોગભૂમિ છે. હજારો જન્મો વીત્યા બાદ જ્યારે સમાન પાપ પુણ્યનો સંચય થાય ત્યારે જીવને આ ખંડમાં મનુષ્ય જન્મ મળે છે માટે દેવતાઓ પણ નિરંતર ગાય છે કે, જેનો ભારતભૂમિમાં જન્મ થાય તે જીવને ધન્ય છે. જેની સ્વર્ગ અને અપવર્ગ (મોક્ષ) પામવાની યોગ્યતા હોય તેવા પુરુષોનેજ આ દેશમાં જન્મ મળે છે. પોતે કરેલા સર્વ કર્મોના ફળોને પરમાત્મા શ્રી વિષ્ણુને વિષે અર્પણ કરીને, પોતે પાપપુણ્યથી નિર્મળ બની મોક્ષ

ધામને મેળવે છે એ રીતે સ્વાત્મભાવે સર્વ કર્મો પરમાત્મા વિષ્ણુને અર્પણ કરનારને ફરી દેહધારણ (જન્મ) કેમ મળે તે અમે જાણતા નથી

આ ભારતવર્ષ એ કર્મભૂમિ છે, એટલે એમાં કરેલાં સારાં માઠાં કર્મોનાં ફળ ભોગવ્યા વિના છૂટકો થતો જ નથી બ્રહ્મા કહે છે કે —

शृणुध्वं मुनयः सर्वे यद्वो वक्ष्यामि साम्प्रतम् ।
पुराणं वेदसम्बद्धं भुक्तिमुक्तिप्रदं शुभम् ॥ १ ॥
पृथिव्यां भारतं वर्षं कर्मभूमिरुदाहृता ।
कर्मणः फलभूमिश्च स्वर्गं च नरकं तथा ॥ २ ॥
तस्मिन्वर्षे नरः पापं कृत्वा धर्मं च भो द्विजाः ।
अवश्यं फलमाप्नोति अशुभस्य शुभस्य च ॥ ३ ॥
ब्राह्मणाद्याः स्वकं कर्म कृत्वा सम्यक्सुसंयताः ।
प्राप्नुवन्ति परां सिद्धिं तस्मिन्वर्षे न संशयः ॥ ४ ॥
धर्मं चार्थं च कामं च मोक्षं च द्विजसत्तमाः ।
प्राप्नोति पुरुषः सर्वं तस्मिन्वर्षे सुसंयतः ॥ ५ ॥
इन्द्राद्याश्च सुराः सर्वे तस्मिन्वर्षे द्विजोत्तमाः ।
कृत्वा सुशोभनं कर्म देवत्वं प्रतिपेदिरे ॥ ६ ॥
अन्येऽपि लेभिरे मोक्षं पुरुषाः संयतेन्द्रियाः ।
तस्मिन्वर्षे बुधाः शान्ता वीतरागा विमत्सराः ॥ ७ ॥
ये चापि स्वर्गे तिष्ठन्ति विमानेन गतज्वराः ।
तेऽपि कृत्वा शुभं कर्म तस्मिन्वर्षे दिवं गताः ॥ ८ ॥
निवासं भारते वर्षे आकाङ्क्षन्ति सदा सुराः ।
स्वर्गापवर्गफलदे तत्पश्याम कदा वयम् ॥ ९ ॥

બ્રહ્મપુરાણ અ० ૨૭

હે મુનિઓ ! સાંભળો વેદાનુકૂળ એવું અને ભોગ અને મોક્ષ બન્નેને દેનારૂં એવું ઉત્તમ પુરાણ હું કહું છું પૃથ્વીમાં ભારતવર્ષ એ કર્મભૂમિ કહી છે અહીં સ્વર્ગ મળે એવાં કર્મ કરવાથી સ્વર્ગ મળે છે અને નરક મળે એવાં કર્મ કરવાથી નરક મળે છે આ વર્ષમાં જે પાપકર્મ કરે તેને તેનું અશુભ ફળ અને પુણ્યકર્મ કરે તેનું તેને શુભ ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે માટે બ્રાહ્મણ વગેરે ચારે વર્ણો પોતપોતાનાં કર્મો ઇંદ્રિય-નિગ્રહપૂર્વક વિધિ પ્રમાણે કરીને મોક્ષને મેળવે છે એમાં સંશય નથી જેઓ ઇન્દ્રિયોનો

સંપન્ન કરનાર છે, તે પુરુષો આ વર્ષમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ સિદ્ધિ મેળવી શકે છે ઇંદ્રાદિક દેવતાઓ પણ ઉત્તમ કર્મો આ ભૂમિમાં કરીને દેવતાપણાને પામ્યા છે અને જે પુરુષો ઇંદ્રિયનિગ્રહી છે, બુદ્ધિમાન્ છે, શાંત છે, વિરાગવાન્ છે અને મત્સરરહિત છે તેના જ્વરરહિત જનો વિમાનમાં બેસીને સ્વર્ગમાં ગયા હોય છે, તેવા દેવતાઓ પણ સદા આ ભરતવર્ષમાં નિવાસ કરવા ઇચ્છે છે અને કહે છે કે સ્વર્ગ અને અપવર્ગ ( મોક્ષ ) પ્રદાતા એવો જે દેશ તે અમે ક્યારે મેળવીશ આવા પવિત્ર ભારતવર્ષમાં આ ચરિત્રનાયકની જન્મભૂમિ આવેલી છે

---

## જન્મભૂમિ

જે ભારતમાર્તંડ વેદાન્તભટ્ટાચાર્ય આશુ કવી ૨૨ શતાવધાની પંડિત ચક્રચૂડામણિ પંચનદી શ્રીમાન ગટ્ટુલાલજી ઉર્ફે **ગોવર્ધન શર્મા**ના સ્મરણમાં આ "આર્યધર્મસુધા" માસિક પત્ર પ્રકટ કરવામાં આવે છે, તે મહાત્માનો જન્મ રાજપૂતાનામાં આવેલા કોટા સંસ્થાનની રાજધાની **કોટા** નામના શહેરમાં સંવત્ ૧૯૦૧ ના પોષ વદ ૧૨ સોમવાર તા ૩ જી ફેબ્રુઆરી સને ૧૮૪૫ ને દિને થયો હતો જેમ શ્રી ગોવર્ધનધરણ શ્રીનાથજીના પધારવાથી સિંહાડને ગોવર્ધનપુર એ ઉપનામથી વૈષ્ણવ સંપ્રદાયના અનુયાયીઓ ઓળખે છે, તેવીજ રીતે એ કોટા શહેરને ત્યાં શ્રી મથુરાધીશજીના બિરાજવાથી આજે પણ વૈષ્ણવો કોટા **નંદગામ** લખે તથા કહે છે આનું મુખ્ય કારણ એ છે કે ત્યાંના રાજાએ જ્યારે બ્રહ્મસમર્પણની દીક્ષા લીધી, ત્યારે તેની એવી બુદ્ધિ થઈ કે આ બધું શ્રીકૃષ્ણનું છે, માટે શ્રીકૃષ્ણના પિતાનું ઉપનામ આ શહેરને આપવું, તથા પોતે જાણે તેમના સેવક હોય તેમ ત્યાં રહી રાજ કરવું. વળી એ શહેરને ફરતો ચોફેર કોટ હોવાથી એનું નામ કોટા પડ્યું છે, તથા ત્યાં ઘણાં ભગવન્મંદિરો તથા ચર્મણ્વતી મહાનદી છે, આર્યાવર્તના પવિત્ર નદીઓના મંગળાચરણમાં નામો બોલાય છે તે માંહેની આ એક છે

गंगा सिन्धु सरस्वती च यमुना गोदावरी नर्मदा ।
कावेरी सरयू महेन्द्रतनया चर्मण्वती वेदिका ॥
क्षिप्रा वेत्रवती महासुरनदी ख्याता तथा गण्डकी ।
पुण्यापुण्यजले समुद्रसहिता कुर्वन्तु नो मङ्गलम् ॥

તેમજ કુદરતની બલિહારી નીહાળવાનું લાયક સ્થાન હોવાથી એ તીર્થસમાન પવિત્ર સ્થળ ગણાય છે અને તે આ ચરિત્રનાયકની જન્મભૂમિ હોવાથી તેનું ટૂંક વર્ણન આ પ્રથમ પ્રકરણમાં આપવાની અગત્ય ધારીએ છીએ

**કોટા** એ કોટા સંસ્થાનની રાજધાનીનુ ડિલ્લાબધી શેહેર છે એ શેહેર કોટા સસ્થાનની વાયવ્ય કોણમા અને ચબલ નદીના ઉગમણા કિનારાપર આવેલુ છે. કોટા સસ્થાન "હાડાવતી" અથવા "હાડાનો પ્રદેશ" એ નામથી મશહૂર છે એના રાજ્યકર્તા ચહુઆણ જાતના રજપૂત છે અને તે "મહારાવ" ના એલકાબથી ઓળખાય છે આ રાજ્યનો વિસ્તાર ૫૦૦૦ ચોરસ મૈલ જમીનનો છે પરતુ તેમાનો ઘણો ખરો ભાગ પહાડી અને ખરબચડો છે તેમજ ભય ઉપજાવે એવી પુષ્કળ ઝાડીઓ આવેલી છે તો પણ જમીન રસાળ હોવાથી આ રાજ્યની જમીનની પેદાશમા કપાસ, ગેન્ડી, અફીણ, કસુબ, ઘઉં, ચણા, તમાકુ, જુવાર, ડાગર, મકાઇ, તલ, અળસી, ગળી તેમજ ઢોળ વગેરે નીપજે છે

**કોટા** શહેર કોટા સસ્થાનનુ પાટનગર હોવાથી એમા મહારાવનો મહેલ ઘણી સુદર બાંધણીનો અને ભપકાદાર છે આ રાજ્યને જો ગાદી વારસ ન હોય તો નજરાણુ ભર્યા વગર હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનદ નામદાર અગ્રેજ સરકાર તરફથી આપવામા આવી છે જેમ બીજા રાજ્યોને કૈયસરેહિંદ તરફથી પાદશાહી વાવટા મળેલા છે, તેવીજ રીતે આ રાજ્યને પણ એક પાદશાહી વાવટો આપવામા આવેલો છે

આ રાજ્યની વસ્તી મુખ્યત્વે કરીને રજપૂત, ભીલ, જાટ, ઝીણા, ગુર્જર, મુસલમાન, મેશ્રી, બ્રાહ્મણ, વાણીઆ ઇત્યાદિ પરચુરણ જાતના ૩૧ લાખ માણસની છે દેશની મુખ્ય બોલી **હાડોતી** છે, પરતુ માળવી, હિંદી, ગૂજરાતી વગેરે ભાષાઓ પણ વપરાય છે **કોટા** શહેરમા તાર તથા ટપાલની સગવડ પણ સારી રાખવામા આવેલી છે જેવી રીતે ગૂજરાત વગેરે ઠેકાણે ચોકસવારે બજાર ભરાય છે, તેવીજ રીતે કોટામા પણ બજાર ભરાય છે કોટા સસ્થાનના રાજ્યકર્તા બુદીના રાજ્ય-
ના કુટુબી ચહુઆણ જાતમાહેલી હાડા શાખાના રજપૂત છે. કોટા એ બુદી
ના પેટામા હતુ, તેથી આજે પણ એ **બુદીકોટાના** નામથી પ્રસિદ્ધ છે.
સસ્થાનના પહેલા રાજા **માધવાસહ** જેઓ બુદી સસ્થાનના **રાવરતનની**
થાય છે, જેમણે ઇ સ ૧૬૨૧ મા શાહજાદા શાહજહાએ બુરાનપુરપર
હે ચઢાઈ વખતે શહેનશાહ જહાગીરને મદદ કરી હતી એ આપેલી મદદના
ઉત્તમ પુરે શહેનશાહ જહાગીરે ઈ સ ૧૬૨૫ મા કોટા અને માડલિક સસ્થાનો
એના કર્મ કુ! એકદર ૩૬૦ ગામો હતા તે બક્ષિસ આપ્યા હતા અને
આ વર્ષમા જે પા "રાવ" ના ઇલકાબ સાથે બુદીની માફક કોટાના સ્વતત્ર
ફળ અવશ્ય પ્રાપ્ત થાય હતા
નિશ્ચયપૂર્વક વિનિ ગ મર ટુંકીપર મહારાવ શત્રુસાલના ગુજરયા બાદ તેમના દત્તક કુવર
જેઓ હાલનો મહારાવ કહેવાય છે રાજ્યના વિસ્

સુજ્ય એમનુ નામ **ઉમેદસિંહ** પાડવામા આવ્યુ છે એમણે અજમેરની મેયોકૉલેજમા કેળવણી લીધી છે મહારાવ શ્રી ઉમેદસિંહ ઈ સ ૧૮૮૯ ના વર્ષમા ગાદીએ આવ્યા છે એમના રાજ્ય અમલમા ઝાલરા પાટણ સંસ્થાન કે જે અગાઉ કોટા સંસ્થાનની માલકીનુ હતુ, પરતુ કંઈક કારણસર અગાઉ કોટા સંસ્થાનથી છૂટુ પાડવામા આવ્યુ હતુ તેના દશ પરગણા તે રાજ્યના રાજ્યકર્તાની ગેરવર્તણુકને લીધે કોટા સંસ્થાન સાથે પાછા જોડી દેવામા આવ્યા છે

ઈ સ ૧૮૯૭ ની સાલમા **મહારાણી વિકટોરિયાની** "હીરક જયુબિલી" ના આનંદ સમયે કોટાના મહારાવ **શ્રી ઉમેદસિંહજીને** લશ્કરી સલામતી અને ૧૭ તોપ ફોડી માન આપવાનો ઠરાવ કરવામા આવ્યો છે

કોટામા મહારાવના મહેલ ઉપરાંત બાગ, જનાવરોનુ સંગ્રહસ્થાન જોવાલાયક છે

એ શેહેરની આસપાસ ફરતા કોટ ઉપરાત કુદરતે અનેક કોટરૂપી પર્વતો બનેલા હોવાથી એનુ **કોટા** નામ બહુ અન્વર્થ બન્યુ છે કોટા શહેર ચર્મણવતી ઉર્ફે **ચબલ** નદીને કિનારે આવેલુ છે આ નગરનુ હાથનુ વણેલુ બારીક કાપડ તથા તરેહ તરેહનુ છાપેલુ કાપડ અતિ વખણાય છે ઉપર આપણે કહી ગયા છીએ કે કોટા અને એની પડોસમા આવેલુ બુદી સંસ્થાન અસલ એકજ રાજ્યના તાબામા હતુ પરતુ શહેનશાહ જહાંગીરે એ એકત્ર રાજ્યને વિભાજિત કરવામા પોતાની ખાસ મતલબ રાખેલી હોવી જોઈએ એનો ખુલાસો રાજસ્થાન નામના પુસ્તકમા લેખક જણાવે છે કે આવી બહાદુર અને હિમ્મતવાન જાતના હાથમા આટલી બધી સત્તા રહેવા દેવામા જહાંગીર પાદશાહ ભય ગણતો હોવો જોઈયે, તેથીજ આ વિભાગ જાણીજોઈનેજ કરેલા હશે કારણ કે એ બરાબર જાણતો હતો કે આવી રીતે વિભાગ કરી દેવાથી હમેશા બનેને કબજે રાખી શકાશે માટે બુદી અને કોટા સંસ્થાનોના વિભાગ કરવા ઉપરાત રાજ્યકર્તાઓને પણ જુદા પાડી તેઓની એકત્ર શક્તિનો પણ વિભાગ કરી, એક બીજા તરફ ઈર્ષ્યા ઉત્પન્ન કરે એવી સ્થિતિમા મૂક્યા બુદી અને કોટા સંસ્થાનોની હદ મુખ્યત્વે કરીને **ચબલ** નદીથીજ જુદી પડે છે તથાપિ કોટા શહેરની સામા કાંઠાનો થોડોક ભાગ કોટા સંસ્થાનને તાબે છે

**ચબલ** નદી મધ્ય હિંદુસ્થાનમા મોટામા મોટી નદી છે એની લબાઈ સરલ રેખામા ૩૩૦ માઈલ અને વાંકો ચુકો પ્રવાહ ગણો તો ૫૭૦ માઈલ છે અને પહોળાઈ ચોમાસામા ૯૦૦ ફુટ થાય છે અને ઉનાળામા સૂકાય છે ત્યારે પણ ૯૦ ફુટ તો રહેજ છે ઉંડી પણ ઘણી છે કોટા શેહેરપાસે તો એટલી ઉંડી છે કે હાથીથી પણ તરીને પેલે પાર જવાતુ નથી આ નદીનો પ્રવાહ મહુની છાવણીથી નૈઋત્ય તરફ વહી સમુદ્રની સપાટીથી ૨૦૧૯ ફુટ ઊંચાણમા વહે છે એ

વિંધ્યાચલ પર્વતમાંથી નીકળીને આગ્રા જીલ્લામાં જમુના નદીને મળે છે આ નદીનુ પાણી તેલીયા છે અજબ જેવુ એ છે કે અન્ય નદીઓના પ્રવાહથી ઉલટી રીતે આ નદીનો પ્રવાહ ઇશાનતરફ વહે છે એનુ પાણી તનદુરસ્તીની બાબતમાં જમુના, ગંગા જેટલુ ગુણકારી નથી પણ સાધારણ રીતે તો પાચક છે તથાપિ આ ગામમા ઘણા લોક કુવાના પાણીનો પણ ઉપયોગ કરવા લાગ્યા છે ચબલ નદી ઉપરાંત કોટામા એક વિશાળ "કિશોરસાગર" નામનુ તલાવ પણ આવેલુ છે, જેના પાણી નિર્મળ હોઈ આંખને ઠંડક આપનારા દેખાય છે આ તળાવમા રાજ્યના પહેરેગીરોને રાજ્યની સ્ટીમલોચ મારફતે મહેલગાહે લઈ જવામાં આવે છે

આ નગર પવિત્ર સ્થળ તરીકે પ્રસિદ્ધ હોવાથી તેમજ વૈષ્ણવ સપ્રદાયની સાત ગાદીઓ માહેલા પ્રથમ સ્વરૂપ શ્રી **મથુરેશજી** અથવા **શ્રી મથુરાનાથજી** આ શહેરમા બિરાજતા હોવાથી શ્રીવલ્લભ સાંપ્રદાયિક વૈષ્ણવો ત્યાં યાત્રાર્થે જાય છે માટે આ નગરમા જવાના સઘવડ ભરેલા રસ્તા દર્શાવવા વાજબી ધારીએ છીયે આ નગરમા મુખ્ય કરીને બે રસ્તાથી જવાય છે એક બારાનો અને બીજો નસીરાબાદનો છે પહેલો રસ્તો સઘવડ ભરેલો તેમજ ટુકો છે જી આઇ પી રેલવેના બીના સ્ટેશનથી બારા સુધી રેલવે છે અને બારાથી માત્ર ૩૫ મૈલને આસરે પગ રસ્તે ટાગા મારફતે કોટે જવાય છે મુબઇથી જનારને બોરી-બદરથી બીના રસ્તે જતા ફક્ત બે દિવસ લાગે છે બીજો રસ્તો નસીરાબાદનો છે અને તે અજમેરથી રેલવે મારફતે જવાય છે વળી કીસનગઢથી પણ પગ રસ્તે નસીરાબાદ જવાય છે કોટા નસીરાબાદથી ૧૨૦ મૈલને આસરે છે અને પગ રસ્તે જતા ચાર દિવસ લાગે છે. અને તે અતિ અઘવડ ભરેલો તેમજ ખર્ચાળુ હોવાથી ઘણા યાત્રાળુ બારાને માર્ગે હવે આવજા કરતા માલમ પડે છે

આ નગરમા શ્રી વલ્લભ સંપ્રદાયના ૨૪ મંદિર આવેલા છે ૧ શ્રી બડે શ્રી મથુરેશજી, ૨ શ્રી વ્રજેશ્વરજી, ૩ શ્રી મદનમોહનજી, ૪ શ્રી ગોકુળનાથજી, ૫ શ્રી વ્રજગોપાળજી, ૬ શ્રી વ્રજભૂષણજી, ૭ શ્રી છોટા શ્રી મથુરેશજી, ૮ શ્રી ગોવર્ધનાથજી, ૯ શ્રી રસિકશિરોમણીજી, ૧૦ શ્રી ત્રિભગીરાયજી, ૧૧ શ્રીપુરુષોત્તમજી, ૧૨ શ્રી બાલકૃષ્ણ લાલજી, ( શ્રી જમના બેટીજીને માથે ) ૧૩ શ્રી નવનીત લાલજી ( શ્રીગુસાંઈજીના પુત્રી કમલા બેટીજીના ઠાકોરજી હતા તે હાલ શ્રીપુરુષોત્તમ લાલજીને માથે છે. ૧૪ શ્રી મદન મોહનજી, ( શ્રી બંસીધર ભટ્ટજીને માથે ) ૧૫ શ્રી બડે આચાર્યજી, ૧૬ શ્રી બાલકૃષ્ણજી ( શ્રી ઘાસી ભટ્ટજીને માથે ) ૧૭ શ્રી મદન મોહનજી ( શ્રી ગુસાઈજીના બેટી શ્રી શોભા બેટીજીના શ્રી ઠાકુરજી ), ૧૮ શ્રી દામોદર લાલજી ( શ્રી જગન્નાથ કીર્તનીઆને માથે ), ૧૯ શ્રી છોટે આચાર્યજી, ( શ્રી બાલકૃષ્ણ લાલજીને માથે ), ૨૦ શ્રી નાથજી ( રાજ્યપોળ દરવાજે મહારાવ

શ્રી રાજુ શાહજીના ગણી નાથવનજી એ બંધાવેલું), એ ઉપરાંત ચાર મંદિર મહારાજ તરફથી ત્યાગ ગઢમાં છે ૨૧ શ્રી મદનનાથજી, ૨૨ શ્રી મથુરેશજી, ૨૩ શ્રી મદનાથજી અને ૨૪ શ્રી નવનીત પ્રિયજી તથા બીજા પણ ઘણા દેવસ્થાનો છે વળી ત્યાં બિરાજતા એક શ્રી અષ્ટભુજાજી, જેઓને હાલ ગોસ્વામિ **શ્રી જયદેવ લાલજી** મહારાજે વીરમગામ પધરાવ્યા છે તેમજ ૧ શ્રી ગોવર્ધનનાથજી એક ઔદિચ્ય બ્રાહ્મણને ઘેર બિરાજે છે

આ દરેક મંદિરને રાજ્ય તરફથી ગામ ગીરાશ આપવામાં આવેલા છે આ ચોવીસ મંદિરોમાં મુખ્ય શ્રી બડા મથુરેશજીનું છે, શ્રીમદ્વલ્લભાચાર્યજીના બીજા પુત્ર શ્રીમદ્ વિઠ્ઠલનાથજી જેઓ શ્રીગુસાંઈ ( **गोस्वामी** )જીના નામથી પ્રખ્યાત હતા તેઓને સાત પુત્રો હતા, તથા શ્રી શોભા, શ્રી જમુના, શ્રી કમળા અને શ્રી દેવકાએ નામના ચાર બેટીજી હતા શ્રી ગુસાંઈજીએ પોતાના દરેક પુત્રને એકેક ભગવત્સ્વરૂપ સેવા માટે પધરાવી આપ્યું હતું, તેઓના નામ નીચે મુજબ છે.

| પુત્રનું નામ | સેવ્ય સ્વરૂપ | હાલ ક્યાં બિરાજે છે |
|---|---|---|
| ૧ શ્રી ગિરિધરજી | શ્રી મથુરેશજી | શ્રી કોટા |
| ૨ શ્રી ગોવિંદરાયજી | શ્રી વિઠ્ઠલનાથજી | શ્રીનાથદ્વાર. |
| ૩ શ્રી બાલકૃષ્ણજી | શ્રી દ્વારકાનાથજી | શ્રી કાંકરોલી |
| ૪ શ્રી ગોકુલનાથજી | શ્રી ગોકુલનાથજી | શ્રી ગોકુળ |
| ૫ શ્રી રઘુનાથજી | શ્રી ગોકુલ ચંદ્રમાજી | શ્રી કામવન |
| ૬ શ્રી યદુનાથજી | શ્રી બાલકૃષ્ણજી | શ્રી સુરત |
| ૭ શ્રી ઘનશ્યામજી | શ્રી મદનમોહનજી | શ્રી કામવન |

આ સાત સ્વરૂપમાંહેલા **શ્રી મથુરેશજી** અથવા **શ્રી મથુરાનાથજી** હાલ એ કોટામાં બિરાજે છે હાલએ શ્રી મથુરેશજીની સેવા "**પ્રાભ જન**" ગ્રંથકાર વિદ્વાન ગોસ્વામી **શ્રીકનૈયાલાલજી** (શ્રી વિઠ્ઠલનાથજી) મહારાજના પુત્ર ગોસ્વામી **શ્રીરણછોડલાલજી** મહારાજ કરે છે એમના ઉપરાંત શ્રીકોટામાં બીજા ત્રણ ગોસ્વામિ બાલક બિરાજે છે આ શ્રી રણછોડલાલજી મહારાજ અર્વાચીન ગોસ્વામિ બાલકોમાં અદ્વિતીય છે તેઓ શ્રી નિરંતર સાત્વિક વૃત્તિથી રહે છે અને શ્રીમદ્ વલ્લભાચાર્યજીની આજ્ઞાને અક્ષરશ પાળતા પ્રત્યક્ષ દર્શન દે છે શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ આજ્ઞા કરી છે કે —

**सेवाया वा कथायां वा यस्यासक्तिर्दृढा भवेत् ।**

( ભક્તિવર્દ્ધિની શ્લોક ૮ )

આ વચનનો પ્રત્યક્ષ અનુભવ શ્રી રણછોડલાલજી મહારાજના દર્શન કરનારને મળે છે. શ્રીમદ્ વલ્લભાચાર્યજીની આજ્ઞાનુસાર **સેવા** અને કથા એ બેજ વૈષ્ણવોને મુખ્ય કર્તવ્ય છે. અને તે બેઉ પોતે જાતે કરીને, શિષ્યોને શીખવવાનું જે આચાર્યનું કર્તવ્ય છે, તે અર્વાચીન બાલકોમાં તેઓ શ્રીજ સંપૂર્ણ રીતે બજાવે છે એમ તેઓ શ્રીના એકવાર દર્શન કરનારને ખાત્રી થયા વગર રહેશે નહિ.

આ લેખકને પણ સંવત્ ૧૯૬૦ ના આસો શુદ ૯ સોમેથી વદ ૨ સોમે સુધી માત્ર એક અઠવાડિયા સુધી ત્યાં રહી એ મહાત્માને શ્રી મથુરેશજીની સેવા તથા વૈદિક સંધ્યાદિ બ્રહ્મકર્મ તથા કથા કરતા પણ દર્શનનો અનુપમ લાભ કોટામાં રહી, મેળવવાનો જોગ મળ્યો હતો. શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ ગુરૂના લક્ષણો દર્શાવતા કહ્યું છે કે —

**कृष्णसेवापरं वीक्ष्य दंभादिरहितं नरम् ।**
**श्रीभागवततत्त्वज्ञं भजेज्जिज्ञासुरादरात् ॥**

( શ્રી તત્ત્વદીપ નિબંધ )

**અર્થ.**—શ્રીકૃષ્ણની સેવામાં અત્યંત ચતુર, દંભાદિ આસુરસંપત્તિથી રહિત, શ્રીભાગવતના તત્ત્વને જાણનાર એવા પુરુષને જીજ્ઞાસુ (ભગવત્સ્વરૂપ જાણવાની ઈચ્છા રાખનાર દૈવી સંપત્તિમાન્) જને સત્કારપૂર્વક સેવવા. દંભાદિ શબ્દથી નીચલા શ્રીકૃષ્ણ **વાક્યની** સૂચના છે.

दम्भो दर्पोऽभिमानश्च क्रोध पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ सम्पदमासुरीम् ॥

( ગીતા અ० ૧૬ )

હે પાર્થ દંભ (ઢોંગ), દર્પ (ફુલણજીપણું), અભિમાન (ગર્વ), ક્રોધ, (ગુસ્સો), પારુષ્ય (કઠોરતા), અને અજ્ઞાન એ સંપત્તિ આસુરી યોનીમાં જન્મેલાને હમેશાં પ્રકટ થાયછે. મતલબ કે આ ગુણવાળો ગુરૂ થવાને યોગ્ય નથી, એટલુંજ નહિ પણ દૈવી સંપત્તિવાળો ગુરૂ હોય, તેજ જીવને દૈવી બનાવી શકે છે. તે દૈવી સંપત્તિ ગીતાના ૧૬ મા અધ્યાયના આરંભમાંજ નીચે પ્રમાણે કહી છે —

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थिति ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥
अहिंसा सत्यमक्रोधस्त्याग शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥
तेज क्षमा धृति शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति सम्पदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

હે ભારત ! (૧) અભય, (૨) અંતઃકરણની શુદ્ધિ (૩) જ્ઞાનયોગમા વિશેષે કરીને સ્થિતિ, ૪ દાન, ૫ દમ (મનોનિગ્રહ), ૬ યજ્ઞ, ૭ સ્વાધ્યાય, ૮ તપ, ૯ આર્જવ (સરલતા), ૧૦ અહિંસા, ૧૧ સત્ય, ૧૨ અક્રોધ, ૧૩ ત્યાગ, ૧૪ શાન્તિ, ૧૫ ચાડી ન ખાવી, ૧૬ ભૂતદયા, ૧૭ ઇંદ્રિયોની લંપટતાથી રહિત, ૧૮ નમ્રતા, ૧૯ લજ્જા, ૨૦ નિશ્ચલતા, ૨૧ તેજ (કાન્તિ), ૨૨ ક્ષમા, ૨૩ ધારણા, ૨૪ પવિત્રતા, ૨૫ નિર્મત્સર, અને ૨૬ અભિમાનથી રહિત એ છવીસ ગુણો દૈવી સંપત્તિવાળામા પ્રકટે છે, માટે તેના ગુણવાળા ગુરૂ તથા શિષ્યો હોવા જોઇએ.

આ લક્ષણ આજે કોઇપણ ગોસ્વામિ બાલકોમા ભોજે ભોળ આના લાગુ પાડવુ હોય તો તે એ **શ્રીરણછોડલાલજી મહારાજનેજ** લાગુ પડે છે જ્યારે જ્યારે **શ્રીમથુરેશજીના** મંદિરમા અમે જતા, તે તે સમયે **શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ** દર્શાવેલા લક્ષણનો પ્રત્યક્ષ અનુભવ એજ ગોસ્વામિ **શ્રીરણછોડલાલજીના** આચારમા દેખાતો હતો એ એટલાપરથી સિધ્ધ થાય છે કે મહારાજ શ્રી હમેશા પ્રેમાનંદને ભગવત્સેવા તથા ભગવત્કથા કરે છે

કોટાની યાત્રામા મુખ્ય દર્શનીય **શ્રી મથુરેશજી** તેમજ **શ્રી રણછોડલાલજી** મહારાજ છે શ્રી **રણછોડલાલજી** મહારાજને હસ્તક શ્રી મથુરેશજીના મંદિર ઉપરાંત બીજા ત્રણ મંદિરો છે વૈષ્ણવ સંપ્રદાયના ચોવીસ મંદિરોમાના ૪ ના માલિક ગો૦ સ્વા૦ શ્રી રણછોડલાલજી મહારાજ છે બાકીના વીસમા શ્રી છોટા-મથુરેશજીનુ મંદિર, શ્રી આચાર્યજીનુ મંદિર, મુંબઇવાળા શ્રી નરસિંહલાલજી મહારાજનુ શ્રી ત્રિભંગીજીનુ મંદિર, તેમજ **શ્રી જમુનાબેટીજી મહારાજનુ** મંદિર વગેરે છે આ શ્રી જમુનાબેટીજી મહારાજનુ મંદિર વર્ણીપાડામા છે એ મંદિરમા જેમનુ જીવન ચરિત્ર લખવાનો આ આરંભ કરવામા આવે છે, તે મહાત્માનો જન્મ થયો હતો એ મંદિરમા શ્રી મહાપ્રભુજી શ્રીમદ્ વલ્લભાચાર્યજીના સેવ્ય **શ્રી બાલકૃષ્ણલાલજી** તથા **શ્રીનવનીત પ્રિયલાલજી** તથા ગોસ્વામિ શ્રી વિઠ્ઠલ-નાથાચાર્યજીના સેવ્ય અમ્મારા શ્રીનાથજી વગેરે સ્વરૂપોની સેવા ભટ્ટજીને માથે આનંદથી બિરાજે છે એ સેવ્ય સ્વરૂપોની હાલમા શ્રી જમુના બેટીજી તથા તેમણે ખોળે લીધેના-મુંબઇના શ્રીચિમનલાલજી મહારાજના બેટીજીના ચિરંજીવ શ્રીરૂપલાલજી સેવા કરે છે.

જ્યારે આજના અવનતિના સમયમા કોટાની આટલી જાહોજલાલી ટકી રહી છે, ત્યારે જે સમયે એ સંસ્થાનની ચડતી હતી, ત્યારે ત્યાની પ્રજાને કેવો લૌકિક અને અલૌકિક આનંદ મળતો હશે, તેનો ખ્યાલ વાચનારે પડે કરવો

---

# શ્રીમથુરેશજી

अथोन्तत्सद्धाम ध्रुवमधुरलीलावलिपर ।
परानन्दाकारो भुवि करुणयाऽऽविष्कृततनु ॥
गदा विघ्नान् भेत्तु तिमिरमपहर्तु जनहृदाम् ।
दधच्चक्र सोऽस्मानवतु मथुराऽधीश्वर हरि ॥

મગળમય ઓમ્ તત્ સત્ એવુ અચળ અક્ષર ધામ જેમનુ છે તથા જે અચળ મધુર લીલાઓની માળા ગુથવામા તત્પર છે, જેમનુ સ્વરૂપ પરમ આનદકારી છે, જેમણે કૃપા કરીને ભૂતળપર અવતાર ધર્યો છે, જેમણે વિઘ્નોનુ વારણ કરવા માટે ગદા ધરી છે અને મનુષ્યોના હૃદયનુ અજ્ઞાન દૂર કરવા માટે હાથમા ચક્ર ધર્યુ છે, તે શ્રીમથુરાધીશજી અમારૂ રક્ષણ કરો જેના ચરિત્રનો આ ઉપક્રમ ચાલે છે, તેજ મહત્પુરુષનો આ શ્લોક છે એ પડિત શ્રી ગટ્ટૂલાલજી એજ શ્રીકોટાનિવાસી શ્રીમથુરેશજીના ઘરના અનુયાયી હતા, તે કારણથી તેઓ પોતાના દરેક લેખના પ્રારભમા શ્રીમથુરેશોજયતિ એમ લખાવતા હતા

આ શ્રીમથુરેશજીનુ સ્વરૂપ અતિ પ્રાચીનછે એ સ્વરૂપનુ પ્રાકટ્ય શ્રીગોકુળને સામે કિનારે ડાબી તરફ આવેલા એક “ કોઇલા ” ગામની પાસે કરનાવળમા થયુ છે. ત્યા આજે પણ એમના પ્રાકટ્ય સ્થળના ભોયરાના દર્શનાર્થે લોકો જાય છે તે પાસે એક નાનુ પણ સારૂ તળાવ આવેલુ છે, જેનો એક ઓવારો સત્રેના શેઠ ચતુર્ભુજ મુરારજી તરફથી બધાવવામા આવ્યો છે કોઇલા નામની ઉત્પત્તિ માટે એમ કહેવાય છે કે જ્યારે શ્રીકૃષ્ણ પરમાત્માનુ પ્રાકટ્ય મથુરામા થયુ તે વખતે કસરાયના ભયથી શ્રીવસુદેવજી, શ્રીબાલકૃષ્ણને પોતાને માથે પધરાવી શ્રીજમુનાજીને પેલે પાર શ્રીગોકુલ પોતાના મિત્ર શ્રીનદરાયને ત્યા લઈ જતા હતા' તે વખતે શ્રીયમુનાના પ્રવાહનુ પુર એટલુ જોરમા વધ્યુ કે શ્રીવસુદેવજીના મુખ સુધી પાણી ચઢ્યુ ત્યારે તેઓ ગભરાયા અને બોલ્યા કે આ બાળકને ' કોઈલ્યો ' ' કોઈલ્યો ' એટલામા તે બાળકના ચરણનો જળને સ્પર્શ થતા, શ્રીયમુનાજીનો પાણી ઓસરી જઈ શ્રીવસુદેવજીને બાળક લઈ જવા માર્ગ આપ્યો આ કારણથી ત્યા આગળ જે ગામ વસ્યુ છે, તેનુ ' કોઇલા ' નામ પડ્યુ છે

આ શ્રીમથુરેશજીના મદિરના નિત્યના ચાલુ નેગ ભોગની સેવામા યથાશક્તિ મદદ કરવાના ઇરાદાથી શ્રીરાજનગર નિવાસી પરી હરિવલ્લભ મૂળચદવાળા શેઠ અચરતલાલ હરિલાલ તથા મુબઇનિવાસી શેઠ ચતુર્ભુજ મુરારજી વગેરે ભાવિક વૈષ્ણવોએ એક ફડ ઉઘાડ્યુ છે એ ભગવત્સેવાના સર્વોત્તમ કાર્યમા સર્વથી તે ફડ સુધી સર્વ ભાવિક અને ધનાઢ્ય વૈષ્ણવોને યથાશક્તિ સહાયતા આપવાની સૂચના કરવાની ફરજ સમજીએ છીએ

---

# અથ શ્રી આર્યધર્મસુધા.

પુસ્તક ૧ લું. સંવત ૧૯૬૧ માગશર



શ્રીગણેશાયનમ.

( દોહરા )

શ્રીગણપતિને હું નમું, સુરગણ-પતિ સાક્ષાત,
જેની ગિરિજા માત ને, ગિરિ જામાતા તાત. ૧

## ધર્મામૃત.

( દોહરા )

તન મન વચન વિચાર આ, ચારે એકજ તાન,
દેવ સેવ પૂજન સમે, તે ધર્મામૃત જાણ ૧
સત્ય વચન વદજો સદા, ગાઓ હરિગુણ ગાન;
વૃથાલાપ વીસારજો, તે ધર્મામૃત જાણ, ૨
હરિ પ્રસાદી અન્નનું, પ્રેમ પુર સર ખાન,
અણ પ્રસાદી છોડવું, તે ધર્મામૃત જાણ. ૩
સાચ જૂઠ સુખ દુ ખને, શુભ અશુભ+ પિછાન,
કરતા શીખો ખતથી, તે ધર્મામૃત જાણ ૪
ત્રિવિધ તાપના ક્લેશથી, લેશ ન જે હેરાન,
સહે ધૈર્ય ધારી સદા, ધર્મનિષ્ઠ તે જાણ. ૫
એક આશરો ઈષ્ટનો, ધરી પરાત્પર ધ્યાન,
અન્ય દેવ નહિ નિંદવા, તે ધર્મામૃત જાણ ૬
દેશ કાલ ને પાત્રના, વિચાર પૂર્વક દાન,
બ્રાહ્મણને વા દીનને, તે ધર્મામૃત જાણ ૭
અધર્મ અવસર જોઈને, ભૂલો મઘણુ ભાન,
દૂર રહો બહુ જોરથી, તે ધર્મામૃત જાણ. ૮
સ્વાર્થ આપણો છોડતા, પરોપકાર મહાન;
કરતાં શીખો હોસથી, તે ધર્મામૃત જાણ ૯
પ્રેય વસ્તુને પરહરી, ઇચ્છો આપ કલ્યાણ,×
સ્થિર ભાવ ધારી રહો, તે ધર્મામૃત જાણ. ૧૦

+ શુભ અશુભ એટલે પુણ્ય અને પાપ. × શ્રેય

## आचारः प्रथमो धर्मः ।

આચાર એ પ્રથમ ધર્મ છે એ કારણથી ધર્મશાસ્ત્ર (સ્મૃતિ ગ્રંથો) મા પ્રતિપાદ્ય વિષયના ત્રણ વિભાગો પાડવામાં આવે છે. ૧ આચાર, ૨ વ્યવહાર અને ૩ પ્રાયશ્ચિત્ત. તે ત્રણમા આચાર, પ્રકરણને સૌથી પ્રથમ મૂકવામાં આવે છે એટલુંજ નહિ પરતુ જ્યારે કોઇ પણ ધર્મ ગુરૂપાસે શિષ્ય થવા માટે બાલકને લઈ જવામા આવે, ત્યારે તેને પ્રથમ આચારનુ શિક્ષણ આપવામા આવે છે પ્રાચીન સદ્‌ગુરૂઓ કેવલ બીજાને ઉપદેશ કરવામાંજ પોતાની પડિતાઈ વાપરતા નહુતા, પરતુ પોતે જાતે ધર્માચરણ કરીને, બીજાને તે પ્રમાણે કરવાને શીખવતા હતા તે કારણથી તેઓને આચાર્ય કહેવામાં આવ્યા છે.

આ રીતે પ્રથમ ગુરુમુખે મળતો વેદોક્ત આચાર લોકોને જાણવા મળતો હતો તે પછી ગુરુગૃહનિવાસ બધ પડવાથી, શિષ્ટાચાર (સદાચાર) લોકોએ સ્વીકારવો ઉચિત જોયો છે તે શિષ્ટ પુરૂષોનો સત્સગ પણ ધીમે ધીમે છૂટવાથી દેશાચાર નુ અવલબન થવા માડયું એટલે જે દેશમાં આપણે રહેતા હોઇએ, તે દેશમાં જે આચાર ઉત્તમ ગણાતો હોય તેનુ આચરણ લોકો કરવા લાગ્યા. તે દેશાચારનુ પણ જ્ઞાન ઘટવાથી કુલાચારનો સ્વીકાર સુજનોએ કરવા માડયો આ દરેક આચારનુ મૂળ વેદોક્ત આચાર હોવાથી, તેમા લોકોની અજ્ઞાનતા છતાં પણ ધર્મહાનિ થતી ન હતી કેમકે જે જે આચાર પળાતા તે શ્રદ્ધાપૂર્વક સ્વધર્મ સમજીને ભાવથી પળાતા હતા. આજે જમાનો બદલાયો છે નવા જુવાનીઆઓને ખરી રીતે શાસ્ત્રાચાર, શિષ્ટાચાર, દેશાચાર કે કુલાચાર એકનુ પણ યથાર્થ જ્ઞાન દેખાતું નથી તે કારણથી જે જે સમયે જેવો જેવો પવન ફૂકાય છે, તે તે તરફ લોકોનુ લક્ષ તણાય છે

વળી આ જમાનો ન્યુસ (News) નો દેખાય છે એ અગ્રેજી ન્યુસ શબ્દ N, E, W, S, એ ચાર અગ્રેજી અક્ષરનો બનેલો છે તેમા પ્રથમ N (એન) અક્ષર છે, તેનો અર્થ North (નોર્થ-ઉત્તર દિશા,) બીજો E (ઈ) અક્ષર તેનો અર્થ East (ઇસ્ટ-પૂર્વ દિશા,) ત્રીજો W (ડબ્લ્યુ) અક્ષર તેનો અર્થ West (વેસ્ટ-પશ્ચિમ દિશા,) અને ચોથો S (એસ) અક્ષર તેનો અર્થ South (સાઉથ-દક્ષિણ દિશા) એવો થાય છે મતલબ કે ન્યુસપેપરો ચારે દિશાનો પવન ફૂકનારા છે,

તે પવન ગમે ત્યારે ગમે તેવી શારીરિક સ્થિતિના મગજમાં ભરાતો જાય છે અને તેનુ પરિણામ આપણી આખ આગળ ઉભુ છે માટે આપણે આપણું આરોગ્ય જાળવવા માટે પ્રથમ આપણા દેશના હવાપાણીથી સપૂર્ણ વાકેફ થવાની બહુ જરૂર છે સબબ આપણા દેશમાં ચાલતા પરપરાગત આચારનુ આપણે અવલોકન કરી અનુભવ મેળવવાની જરૂર છે તે પરપરાના પણ ત્રણ રૂપો છે ૧ શાસ્ત્રપરપરા, ૨ વૃદ્ધપરપરા અને ૩ અધપરપરા અધપરપરા પણ નિમિત્ત કારણથી શરૂ થઈ હોય છે, પરતુ પાછળથી તે કારણ દૂર થતા છોડી દેવાની હોય છે તે અધપરપરા શોધી વૃદ્ધપરપરાને અનુકૂળ હોય તેટલી રાખી બાકીની અધપરપરાનો ત્યાગ કરવો જોઇએ પછી શાસ્ત્રીયજ્ઞાન સપાદન કરી, તેની તુલના વૃદ્ધપરપરા સાથે કરી જે શાસ્ત્રપરપરાથી બાધક ન હોય તે વૃદ્ધપરપરા કાયમ રાખી, તે શિવાયની હોય તેટલી ધીમે ધીમે છોડી, શાસ્ત્રપરપરાને અનુસરવુ જોઇએ જે શાસ્ત્રપરપરા પકડે છે, તે જરૂર આ લોક પરલોકમાં સુખી થાય છે આપણા દેશમા જે વેદશાસ્ત્ર છે, તે પરમાત્માના નિ શ્વાસરૂપ છે. કોઈ મનુષ્યનુ બનાવેલુ નથી તે વેદ "શબ્દ બ્રહ્મ" કહેવાય છે તેનુ જ્ઞાન સપાદન કરી, આર્યજનોએ એકમતે થઈ તદનુસાર આચાર પ્રથમ પાળતા શીખવુ જોઇએ, કેમકે આચાર એ પ્રથમ ધર્મ છે

વેદ શાસ્ર ઇતિહાસ ને, સદાચાર આ ચાર;
ભણી ગણીને પાળજો, ધર્મ કર્મ આચાર.

---

## નિત્યકર્મ.

શરીરમાદ્યં ખલુ ધર્મ સાધનમ્ ॥

કર્મ એટલે કામ, ક્રિયા એના ત્રણ પ્રકાર હોય છે ૧ નિત્ય, ૨ નૈમિત્તિક અને ૩ કામ્ય જે કર્મ દરરોજ મનુષ્યે કરવુજ જોઈએ, જે કરવાથી તેને આરોગ્યતા એ પ્રથમ સુખ પ્રાપ્ત થાય છે, તેને નિત્યકર્મ કહે છે કહ્યુ છે કે "પેહેલુ સુખ તે જાતે નર્યા" વળી આપણને જે મનુષ્ય દેહ મલ્યો છે, તે પુરુષાર્થ સિદ્ધ કરવા માટેજ મલ્યો છે, માનવી દેહ પામી ચારમાથી એક પણ પુરુષાર્થ જે સિદ્ધ નથી કરી શકતો, તેનો જન્મ ફોગટ ગયો જાણવો. પરતુ એ પુરુષાર્થ સિદ્ધ કરવામા મુખ્ય સાધન આરોગ્ય છે. માટેજ કહ્યુ છે કે —

धर्मार्थ काम मोक्षाणां आरोग्यं मूलमुत्तमम् ॥

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થોનુ ઉત્તમ મૂળ આરોગ્ય છે એ નિરોગીપણુ ગરીબ તવગર સર્વને સરખી રીતે પ્રાપ્ત થવા માટે સમદ્રષ્ટિ પરમાત્માએ સર્વને નિત્યકર્મ સમાન રીતે ફરમાવ્યું છે એ નિત્યકર્મો પ્રભાતે પથારીમાંથી ઉઠતા તે રાત્રે પથારીમાં સૂતાં સૂધી કયાં કયા, કયે કયે સમયે, કોણે કોણે, કેવી રીતે કરવાં તે ધર્મશાસ્ત્રના આચાર પ્રકરણમા સ્પષ્ટરીતે દર્શાવ્યાં છે તેમાંથી એકેકનું યથાવકાશ વિવેચન આ પત્રમાં કરવા ધાર્યું છે તેનો અનુભવ જાતે લેવાથી સૌ કોઈની ખાત્રી થયા વગર રહેશે નહિ કે આપણો સનાતન વૈદિક ( વૈષ્ણવ ) ધર્મ એજ પરમસુખનુ સાધન છે

## ઉઠવું કયારે ? બ્રાહ્મમુહૂર્તે.

" મોટી સવારે વહેલાં ઉઠવુજી " એ વગેરે બોધવચનો ગામઠી ગૂજરાતી નિશાળોમા પઢ્યાજી પઢાવતાં હુતા તેવી નિશાળો હાલ ઘણે ભાગે બધ પડી છે તેને બદલે નવીન તરેહની નિશાળો પુષ્કળ ઉઘડી છે. ત્યાં પુષ્કળ છોકરાઓ ભણે પણ છે અને પછી તેમને અગ્રેજીનો ઉલથો કરેલુ ભણતર ભણાવાય છે ત્યાં શિક્ષણ મળેછે કે —

" રાતે વહેલાં જે સૂઈ, વહેલાં ઉઠે વીર;
બળબુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર. "

એ કવિ દલપતરામે નીચલી અગ્રેજી કહેવતનોજ ઉલથો કરેલો દેખાય છે

"Early to bed, and early to rise;
Makes a man healthy, wealthy & wise".

મતલબકે વહેલા ઉઠવાથી મનુષ્યને તન્દુરસ્તી, ધન અને ડહાપણ પ્રાપ્ત થાય છે પરતુ વહેલુ એટલે કયારે તે નક્કી કોઈ કહેતુ નથી નવ વાગતે ઉઠનાર કરતા, આઠ વાગતે ઉઠનાર વહેલો ગણાય, આઠ કરતાં સાતે ઉઠનાર વહેલો, સાત કરતાં પાંચે ઉઠનાર વહેલો આ રીતે વહેલાનું કંઈ નક્કી પ્રમાણ આપવુ જોઇએ તે કોણ આપેછે ? તે તો આર્યધર્મ શાસ્ત્રજ આપે છે કે –

ब्राह्मेमुहूर्ते बुध्येत धर्मार्थौचानुचिन्तयेत् ।
कायक्लेशांश्च तन्मूलान् वेदतत्त्वार्थमेवच ॥—मनुः

બ્રાહ્મમુહૂર્તમા ઊઠવુ કોઈ નવા ભણેલા કહેશે કે, જુઓ આ હિંદુ લોકો કહેવા વહેમી છે ઊઠવામાં પણ તેને મુહૂર્ત જોવુ પડે છે આમ દરેક કામમા મુહૂર્તનાં લફરાં બ્રાહ્મણોએ પેટ ભરવા માટે ઘુસાડી દીધાં છે. હવે એક જોશીને ઘરમાં રાખવો જોઈએ કે બ્રાહ્મમુહૂર્ત બતલાવે આવી રીતના ઘણા આક્ષેપો આપણાપર દરરોજ થતા જાય છે. પરતુ તે લોકો મુહૂર્ત શબ્દનો અર્થ સરખો પણ બીલકુલ જાણતા નથી તેવા સ્વવિદ્યા, સ્વદેશ, સ્વધર્મ વગેરે સ્વ શબ્દથી કેવલ અજ્ઞ અને પરવિદ્યા, પરદેશ અને પરધર્મ ઉપર મોહિત બનેલા આપણાજ ભાઈઓનીવૃથા વાચાલતાથી ન ઠગાતા તેમની વાણી, તથા તેમનુ વર્તન એમા કેટલી સત્યતા સમાચલી છે, તેની પરીક્ષા કરતાં શીખવુ જો તમે જાતે પરીક્ષક થશો, તો પછી કોઈ પણ વૃથા વાચાલતા કરનારથી તમો કદી પણ ઠગાશો નહિ. એ બ્રાહ્મમુહૂર્તનો અર્થ જાણવા માટે જોશીની જરૂર નથી તેમ એ કહેનાર મનુ મહેર્ષિ બ્રાહ્મણ ન હોતા, પણ ક્ષત્રિય હતા પરતુ "વિષ્ણુપુરાણ" વાચવુ જોઈએ તેમાં સ્પષ્ટ કહ્યુ છે કે —

रात्रे पश्चिमयामस्य मुहूर्त्तोयस्तृतीयकः ।
स ब्राह्म इति विज्ञेयो विहित' स प्रबोधने ॥

રાત્રિના ચોથા પહોરનું જે ત્રીજુ મુહૂર્ત છે, તેને બ્રાહ્મમુહૂર્ત એમ જાણવુ. તે બ્રાહ્મમુહૂર્ત ઊઠવા માટે વિહિત છે ચાર પહોરની રાત્રી તેનો છેલ્લો પહોર ( ત્રણ કલાક અથવા ૭॥ ઘડી ) તેમાથી બે મુહર્ત ( ચાર ઘડી ) બાદ જતા બાકીની ૩॥ ઘડી એટલે ૧ કલાક ને ૨૪ મિનિટ રાત્રી બાકી હોય તે સમયે ઊઠવુ એમ શાસ્ત્ર આજ્ઞા કરે છે જો એ લગભગ ૧॥ કલાક રાત્રિમા, અર્થાત્ સૂર્યોદયથી દોઢ કલાક પૂર્વે નહિ ઊઠીએ, તો તે નિત્યકર્મભ ગનુ પ્રાયશ્ચિત પણ ધર્મશાસ્રમાં કહ્યુ છે —

ब्राह्मेमुहूर्ते या निद्रा सा पुण्यक्षयकारिणी ।
तां करोति द्विजो मोहात् पादकृच्छ्रेण शुध्यति ॥

બ્રાહ્મમુહૂર્તમા જે ઉંઘ લેવામાં આવેછે, તે પુણ્યનો ક્ષય કરનારી છે, તેવી ઉંઘ જે દ્વિજો (બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્યો) મોહથી ઘોરે છે, તે પાદકૃચ્છ્ર વ્રત કરવાથી શુદ્ધ થાય છે જો પાદકૃચ્છ્રવ્રત ન કરે તો, તેના બદલામાં કાયક્લેશ ( આરોગ્યતામા હાનિ ) એ ફળ મળેછે હાલ જે લોકો ઘણાં માંદા પડેછે, તેનું મુખ્ય કારણ જોશો, તો મોડુ ઉઠવુ એ મુખ્ય છે તેમા વળી નાટક, ચેટક, સર્કસ, નાચરગના તમાસા તે પણ ઉજાગરા કરવાનાં સાધનો

તરીકે પ્રતિદિન વધતાં જાય છે ત્યારે શરીરની સુખાકારી બગડે એમા શી નવાઈ? માટે બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠતાં શીખો જેઓ અગ્રેજી ભણ્યાછે અને જેમને "આર્યસમાજ" જેવુ નવીન મડળ "પુરાણ"ને અપ્રમાણ કહી તેના ઉંધાચત્તા અર્થ સમજાવે છે, તેઓને પણ સસ્કૃત શીખી પોતે શાસ્ત્રનો ખરો અર્થ સમજવા યત્ન કરવાની ભલામણ કરીએ છઈયે. તથાપિ જેમનાથી તે પણ ન બને તેમણે Early to rise વહેલાં ઉઠવું એ અગ્રેજી શિક્ષણપર લક્ષ રાખવુ પણ તેનુ ફળ કેવળ વાચાળતાથી મળશે નહિ, પરતુ જ્યારે વહેલા ઉઠવાની ટેવ પાડશો, ત્યારેજ માલમ પડશે પહેલાં ઉઠીને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થનું ચિન્તવન કરવુ દેહને શું કષ્ટ છે અથવા થશે તેનો, તથા તેના મૂળ કારણનો, તથા વેદનો તત્ત્વાર્થ જે પરબ્રહ્મ તેમનો વિચાર કરવો એ વગેરે ઉઠતા વેતનુ નિત્ય કર્તવ્ય મનુ મહર્ષિએ બતાવ્યુ છે, તેનુ વિવેચન હવે પછીના અકમા કરવામાં આવશે

---

## વેદનું પ્રામાણ્ય.

આ વિષય ઉપર ઘણા સારા વિદ્વાનોએ પોતાના વિચારો દર્શાવ્યા છે. તો પણ એ વિષય અત્ય ત મહત્ત્વનો જાણી મ્હારા વાચવામા એ વિષયના સબધમા જે કાંઈ આવ્યું છે તેનુ દિગ્દર્શન આ લેખમા જણાવવાનું ઉચિત સમજુ છુ "लक्षणप्रमाणाभ्यां हि वस्तुसिद्धिः" લક્ષણ અને પ્રમાણવડે કોઈ પણ વસ્તુની સિદ્ધિ થાય છે એ નૈયાયિકોનો સિદ્ધાંત ગ્રાહ્ય જાણી પ્રથમ વેદશબ્દનુ નિર્વચન કરી બાદ તત્સબધી પ્રામાણ્યનો વિચાર કરવામા આવશે

વેદ શબ્દનુ નિર્વચન કરતી વખતે કાત્યાયન તથા આપસ્તબ એ બને વ્યક્તિઓ સમાનાક્ષર લખે છે કે "मन्त्रब्राह्मणयोर्वेदनामधेयम्" મત્ર ભાગ અને બ્રાહ્મણ ભાગ એ બને મળી વેદ એવું નામ છે મ ત્ર શબ્દથી આ સ્થાનમા સહિતાઓ લેવી, કારણ કે બ્રાહ્મણની રચનાનો પણ મત્ર શબ્દથી વ્યવહાર શાસ્ત્રકારોએ જગે જગે કર્યો છે શાસ્ત્રાનભિજ્ઞ માણસોએ બ્રાહ્મણ શબ્દથી ભિક્ષુક બ્રાહ્મણો નહિ લેવા, પરતુ શતપથ બ્રાહ્મણ, તાડ્ય બ્રાહ્મણ, ઐતરેય બ્રાહ્મણ, ગોપથ બ્રાહ્મણ, એવા ચારે વેદનાં પુસ્તકો લેવા સહિતા અને બ્રાહ્મણ એ બને મળી વેદ શબ્દથી વ્યવ-

હાર અર્વાચીન શાસ્ત્રકારોએ કર્યો છે મંત્ર-સંહિતા તથા બ્રાહ્મણ એ બંનેનુ શુ લક્ષણ એ વિષે ષડ્ગુરૂના શિષ્યે લખ્યુ છે કે,

मन्त्रब्राह्मणयोराहुर्वेदशब्दं महर्षय ।
विनियोक्तव्यरूपो यः स मन्त्र इति चक्षते ॥
विधिस्तुतिकरं शेषं ब्राह्मणं कथयन्ति हि ।

મહર્ષિઓ મંત્ર (સંહિતા) અને બ્રાહ્મણ એ બંનેને વેદ શબ્દથી કહે છે જેનો કર્મમાં વિનિયોગ કરાતો હોય તેને મંત્ર કહે છે. અને વિધિની સ્તુતિબોધક ભાગને બ્રાહ્મણ કહે છે

કૃષ્ણયજુર્વેદની ભાષ્યભૂમિકામાં સાયણાચાર્યે વેદનું લક્ષણ એવુ આપ્યુ છે. કે “इष्टप्राप्त्यनिष्टपरिहारयोरलौकिकमुपायं यो वेदयति स वेदः” ઈષ્ટવસ્તુની પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિ એ બેના વિષયમા જે અલૌકિક ઉપાયને જણાવે તે વેદ અર્થાત્ લૌકિક સેંકડો ઉપાયોથી જે વસ્તુની પ્રાપ્તિ થતી નથી તે વસ્તુની પ્રાપ્તિ વિધિપૂર્વક ભણેલા વેદના અનુષ્ઠાનથી પ્રાપ્ત થાય છે એ વિષે કહ્યુ છે કે,

प्रत्यक्षेणानुमित्या वा यस्तूपायो न बुध्यते ।
एनं विदन्ति वेदेन तस्माद् वेदस्य वेदता ॥

પ્રત્યક્ષ પ્રમાણથી તથા અનુમાન પ્રમાણથી મનુષ્યોને જે ઉપાય સુઝી આવતો નથી તે ઉપાય વિધિપૂર્વક ભણેલા વેદના અનુષ્ઠાનથી સુઝી આવે છે તેથી વેદની વેદતા છે

કેટલાએક શોધક બુદ્ધિના વિદ્વાનો એમ વદે છે. કે “य एव वेद” ઈત્યાદિ ઘણા વાક્યો પ્રાય બ્રાહ્મણગ્રંથોમાજ મલી આવે છે સંહિતાઓમાં મલી આવતાં નથી તેથી તેમનીજ વેદ એવી સંજ્ઞા છે, તે સંજ્ઞા કાલક્રમથી સંહિતાઓમા પણ ઉતરી આવી તેથી સંહિતાઓમા વેદ એવી સંજ્ઞા ઔપચારિક છે, મુખ્ય નથી એ તમનું કથન આપાત રમણીય છે કારણ કે—

“वेदेन रूपे व्यपिवत् सुतासुतौ प्रजापतिः” यजुर्वेद १९-७८

भाष्यम् । प्रजापति सुतासुतौ सुतासुतयो रूपे वेदेन ज्ञानेन त्रय्या विद्यया वा व्यपिबत् विविच्य पीतवान्-सुतं सोमं -असुतं पयः परिस्रुतं ॥

“પ્રજાપતિએ સુત-સોમ અને અસુત પય એ બંનેને વેદ-જ્ઞાન અથવા ત્રણ વિદ્યા તેઓની વૃદ્ધિ સારૂ પીધા” આ મંત્રમા જે વેદ શબ્દ

છે તે જ્ઞાનનો વાચક છે. તેજ વેદ એટલે જ્ઞાનનો ભંડાર એ અર્થ મંત્ર ભાગમા પણ છે કેવલ બ્રાહ્મણમાજ નથી તેથી જેઓ મંત્રમાં વેદ શબ્દનો પ્રયોગ ઔપચારિક માને છે તેઓનુ માનવું સર્વથા અનાદરણીય છે.

આપસ્તમ્બ અને કાત્યાયનના મતને અનુસરનારા સાયણાચાર્યાદિ વિદ્વાનો પણ સંહિતા અને બ્રાહ્મણ એ બન્નેનો વેદ શબ્દથી વ્યવહાર કરે છે તેમજ આમ્નાય શબ્દને પણ સંહિતા અને બ્રાહ્મણમાં રૂઢ માને છે તેમાં આજકાલ પ્રચલિત પૂર્વમીમાસા દર્શનનુ પ્રમાણ પણ આપે છે. "आम्नायस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानाम् ॥ १।२।१ આ સૂત્રમાં આમ્નાય એ શબ્દથી સંહિતા અને બ્રાહ્મણ ઉભયનુ ગ્રહણ છે કારણ કે ક્રિયાર્થત્વ ઉભયમા છે. તેથી મહર્ષિ જૈમિનિ પણ વેદ શબ્દ સંહિતા અને બ્રાહ્મણ ઉભયમાં રૂઢ માને છે.

આ બધુ કથન આપસ્તમ્બ અને કાત્યાયન એ બન્ને સૂત્રકારોના પછીથી પ્રચલિત થયું હોય એમ સારાસારવિવેકીઓ વદે છે અને એ બે મહર્ષિઓના જન્મથી આગલ વેદશબ્દ કેવલ સંહિતામાં વપરાતો હોવો જોઈએ એવુ તેમનુ માનવુ છે એટલુજ નહિ પણ અથર્વવેદના ગોપથ બ્રાહ્મણનુ પ્રમાણ પણ આપે છે "इमे सर्वे वेदा निर्मिता सकल्पा सरहस्या. सब्राह्मणा. सोपनिषत्का." १।२।९ કલ્પ—સૂત્ર સહિત રહસ્ય સહિત, બ્રાહ્મણગ્રંથ સહિત, ઉપનિષદ્ સહિત સંપૂર્ણ વેદો નિર્માણ કર્યા છે જો સંહિતા અને બ્રાહ્મણ એ બન્ને મલી વેદ એવી સંજ્ઞા હોય તો વેદનુ "सब्राह्मणा." એ વિશેષણ આપવુ વ્યર્થ થવાનુ તેથી આપસ્તંબ અને કાત્યાયન એ બેના પ્હેલાં વેદ એવી સંજ્ઞા કેવલ સંહિતા ભાગમાંજ હોવી જોઇએ

જ્યારે મન્ત્રોનુ જેમાં ક્વચિત્ વ્યાખ્યાન છે એવા બ્રાહ્મણ ગ્રંથોનો આવિર્ભાવ થયો ત્યારે તેમા પણ ઔપચારિક વેદ શબ્દનો પ્રયોગ થવા લાગ્યો અને આપસ્તમ્બ કાત્યાયન એ બન્ને મહર્ષિઓએ મુખ્ય તરીકે પોતાના ગ્રંથમા લખ્યો. અને તે સૂત્રોમાથી મન્વાદિ ધર્મશાસ્ત્રોમાં પણ ઉતરી આવ્યો છે કારણ કે "वेद कृत्स्नोऽधिगन्तव्यः" २।१६५। સંપૂર્ણ વેદ જાણવો જોઈએ એ મનુજીના વચનમા પણ વેદ શબ્દથી ઉભયનું ગ્રહણ કર્યું છે. કારણ કે મનુજીએ પોતેજ કહ્યુ છે કે,

उदितेऽनुदिते चैव समयाघ्युपिते तथा ।
सर्वथा वर्तते यज्ञ इतीयं वैदिकी श्रुति ॥ मनु ॥ २।१५॥

સૂર્ય ઉદય થયો હોય અથવા ન થયો હોય તેમજ તારા ન દેખાતા હોય તેમ સૂર્ય પણ ન દેખાતો હોય તેવા સમયમા સાગ્નિકે હોમ કરવો એ બધો યજ્ઞનો કાલ છે એવું વેદનુ વચન છે ॥

આ મનુજીનો લેખ "उदिते जुहोत्यनुदिते जुहोति" એ વિધિવાકયને જોઈ કરવામાં આવ્યો છે તે વિધિવાકય કોઈ પણ સહિતામા જોવામાં આવતુ નથી પરતુ ઐતરેય બ્રાહ્મણમા જોવામાં આવે છે તેથી મનુજીને પણ સહિતા અને બ્રાહ્મણ એ બે મળી વેદ એવી સજ્ઞા માનનીય છે

"छन्दो ब्राह्मणानि च तद्विषयाणि ।४।२।६६। આ વ્યાકરણના તદ્ધિત પ્રકરણનુ પાણિનિમુનિનુ સૂત્ર છે તેમા છન્દસ્ એવુ વેદનુ નામ છે તેમા પ્રમાણ "यच्छन्दसामृषभो विश्वरूप" तैत्तिरीयारण्यक. ।१०।६। यः प्रणव. छन्दसा वेदानां मध्ये ऋषभ श्रेष्ठ. । જે પ્રણવ છન્દસ્ એટલે વેદોમા શ્રેષ્ઠ છે એવુ વ્યાખ્યાન સાયણાચાર્યે કર્યું છે તેમજ શતપથ બ્રાહ્મણમા પણ લખ્યુ છે કે "देवा वै मृत्योर्बिभ्यतस्त्रयीं विद्यां प्राविशस्ते छन्दोभिरच्छादयन्। यदेभिरच्छादयन् यदेभिरच्छादयस्तच्छन्दसां छन्दस्त्वम्" મૃત્યુથી ભય પામેલા દેવતાઓએ ત્રયીવિદ્યા ( વેદ વિદ્યા ) નો સ્વીકાર કર્યો અને તે છન્દસ્–વેદથી આચ્છાદિત થયા ( અર્થાત્ તેમનો ભય જતો રહ્યો ) તેજ છન્દસ્–વેદની વેદતા છે, આથી પણ સિદ્ધ થાય છે કે છન્દસ્ એટલે વેદ જો વેદપદની શક્તિ સહિતા અને બ્રાહ્મણ એ ઉભયમાં હોય તો પાણિનિ ઋષિએ પોતાના સૂત્રમા બનેનુ પૃથક ગ્રહણ શુ કરવા કર્યું ? એથી એમ સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે, કે "मन्त्रब्राह्मणयोर्वेदनामधेय" એ સિદ્ધાત તેમને ઈષ્ટ નથી.

કેટલાએક એમ પણ કહે છે કે બ્રાહ્મણ ગ્રથોમા સહિતાના મત્રોનું પ્રતીક લઈ વ્યાખ્યાન કર્યું છે તેમા પણ સર્વ મત્રોનું કર્યું નથી પરતુ કવચિત્ કવચિત્ કર્યું છે એથી મત્રના ઉપર વ્યાખ્યાનકાર ઋષિઓ હોવા જોઈએ અને તેમણેજ મત્રના વ્યાખ્યાનરૂપ બ્રાહ્મણ ગ્રથોની યોજના પ્રાચીન સસ્કૃતની ઢબ પ્રમાણે કરી હોય એમ માલમ પડી આવે છે

કેટલાએકનુ એવુ માનવુ છે કે મનુસ્મૃતિ, આપસ્તબ, કાત્યાયન અને આજકાલના પ્રસિદ્ધ વિદ્વાનોનો વ્યવહાર જોતાં એમ ભાસે છે કે વેદપદની શકિત સ હિતા અને બ્રાહ્મણ ઉભયમાં છે

વેદ શબ્દના અર્થ વિષે વિવેચન કર્યું હવે વેદના સ્વત પ્રામાણ્યનો વિચાર ઉચિત ધારી પ્રાચીન મહર્ષિઓએ તથા વિદ્વાનોએ એ વિષે શુ શુ કહ્યુ છે તેનું પ્રથમ દિક્દર્શન કરી બાદ યુકિતવાદથી સિદ્ધ કરવાનો પ્રયાસ યોગ્ય સમજી પાછળથી તેનુ વિવેચન કરીશુ

સ્વત. પ્રામાણ્ય શબ્દનો અર્થ એવો છે કે પ્રમાણાંતરથી રહિત અને જે પોતાની મેલેજ પ્રમાણીભૂત હોય તે, સૃષ્ટિના આદિકાલમા વેદરૂપી સસ્થા પ્રથમ હતી તે ઇશ્વરની વાણીરૂપા કહેવાતી હતી. આદિકાલમાં ઇશ્વર શિવાય અન્યનો અભાવ હોવાથી ઈશ્વરની વાણીરૂપ વેદોના પ્રમાણમા અન્યની અપેક્ષા નથી તેથી વેદો સ્વત પ્રામાણ્ય છે જો ઇશ્વરની વાણીરૂપ વેદોને પરત પ્રામાણ્ય માનીએ તો પછી તેને પણ બીજાની અપેક્ષા પડવાની અને તેને ત્રીજાની એમ અનવસ્થા દોષનો પ્રસગ આવશે તેથી વેદોને સ્વત પ્રામાણ્ય માનવા જોઇએ, આનો ખુલાસો વિશેષે કરી અપૌરૂષેયના વિચારમા કરીશુ.

વેદના અપૌરૂષેયના સબધમા પૂર્વમીમાંસાના આચાર્ય જૈમિનિ મહારાજે પોતાના દર્શનમા જે સિદ્ધાત દર્શાવ્યો છે તેનુ દિગ્દર્શન કરી પછી ઈતર આચાર્યોના સિદ્ધાત દર્શાવવામા આવશે જૈમિનિ મહારાજે પ્રથમાધ્યાયના પ્રથમ પાદમાં પૂર્વપક્ષરૂપે-પ્રશ્નતરીકે સૂત્ર બનાવ્યુ કે "वेदांश्चैके सन्निकर्षं पुरुषाख्या." ।૧।૧।૨૭। કેટલાએક વાદીઓ એમ વદે છે કે વેદો પુરૂષની સાથે સબધ ધરાવવાવાલા છે અર્થાત કાઠક, કાલાપક, પપ્પલાદ, મૌહુમતિ, ઈત્યાદિ ઋષિઓના નામો વેદની અદર આવવાથી વેદો પૌરૂષેય છે" ઉપરના પૂર્વપક્ષની પુષ્ટિ સારૂ બીજુ પણ સૂત્ર બનાવ્યું કે, "अनित्यदर्शनाच्च" ૧।૧।૨૮। બબર, પ્રાવાહણિ, કુસુરૂવિંદ, ઔદ્દાલકી, ઈત્યાદિ મરણ ધર્મવાલા અનિત્ય પુરુષોના નામો જોવાથી પણ વેદો પૌરૂષેય છે. એવો પૂર્વપક્ષ પાછો દૃઢ કર્યો, આ સૂત્રમા च પદ હોવાથી અનુમાનપ્રમાણથી પણ વેદ પૌરૂષેય છે, એમ વાદીનુ કહેવુ છે. તે અનુમાન નીચે મુજબ "विमतं वेदवाक्यं पौरुषेयं वाक्यत्वात् कालिदासादिवाक्यवत्" આવી રીતે પૂર્વપક્ષને

સિદ્ધ કરી તેના ખંડનમા ઉત્તર આપે છે. "उक्तं तु शब्द पूर्वत्वम्" ૧।૧।૨૯। વેદરૂપ શબ્દનુ કથન કાઠકાદિ પૂર્વ છે પરન્તુ કાઠકાદિ નામોની વ્યવસ્થા કેવી રીતે કરવી તેના ખુલાસામા કહ્યુ કે "आख्याप्रवचनात् ૧।૧।૧૩।" કાઠક આદિએ તેમનું પ્રવચન કર્યું છે તેથી તેઓનાં નામો આવે છે શબર સ્વામીએ તેજ સૂત્રના ભાષ્યમા સ્મૃતિરૂપે ઉદ્ઘાટન કર્યુ છે કે "वैशंपायनः सर्वशाखाध्यायी कठः पुनरिमां शाखामध्यापयाम्बभूव" વૈશપાયને સર્વ શાખાનુ અધ્યયન કર્યુ હતુ અને કઠે આ શાખા ભણાવી હતી. 'પરન્તુ બબર, પ્રાવાહણિ, ઈત્યાદિ પ્રવચનનો ખુલાસો કેવી રીતે કરવો? તેનુ ઉત્તર જૈમિનિમહારાજ પોતેજ આપે છે કે "परं तु श्रुति सामान्यम्" ૧।૧।૩૧। જે બબરાદિ શબ્દો છે. તે સામાન્યના વાચક છે પરતુ વિશેષ વ્યક્તિના વાચક નથી બબર એવા શબ્દવડે પ્રવહનશીલ વાયુ વિવક્ષિત છે પુરુષ વિશેષ વિવક્ષિત નથી. તેમજ બીજા શબ્દોમાં પણ કલ્પના સમજી લેવી "नित्यदर्शनाच" એ સૂત્રમા ચ શબ્દથી આગલ પ્રદર્શિત કરેલુ અનુમાન પણ અસગત છે એમ માલમ પડી આવે છે. નૈયાયિકોની રીતિપ્રમાણે તે અનુમાનમા સિદ્ધસાધન નામનો દોષ છે ઉપરનો વિચાર કરતા પૂર્વમીમાસાના આચાર્ય જૈમિનિના મતપ્રમાણે વેદનું અપૌરૂપેયત્વ સિદ્ધ થયુ અને એથીજ સ્વત પ્રામાણ્ય પણ વેદનું તેઓમાને છે હવે ઉત્તર મીમાસાના આચાર્ય બાદરાયણ (વ્યાસ)ના મતથી અપૌરૂપેય પણ સિદ્ધ કરવા વિષે યત્કિંચિત્ વિચાર કરીએ છીએ વેદો બ્રહ્મનુ કાર્ય છે એ વિષે બાદરાયણે સૂત્ર બનાવ્યું કે "शास्त्रयोनित्वात्" "ઋગ્વેદાદિ શાસ્ત્રોનુ કારણ બ્રહ્મ" એ સૂત્રથી એમ સ્પષ્ટ પ્રતીત થાય છે કે વેદો કાર્ય છે અને તેનુ કારણ બ્રહ્મ છે

આ ઉપરથી કેટલાએક એવો આક્ષેપ કરે છે કે જે કાર્ય હોય તે અનિત્ય હોય છે અને પૌરૂપેય હોય છે, તેથી વેદો પૌરૂપેય છે એમ બોલનારાઓનો આક્ષેપ આદરણીય નથી સર્વજ્ઞ ઈશ્વર પ્રણીત હોવાથી વેદોના અપૌરૂપેયપણાની હાનિ નથી કારણ કે આ પ્રકારનું અપૌરૂપેયત્વ માનીનેજ વ્યવહારદશામા આકાશાદિની માફક નિત્યત્વ બાદરાયણેજ દેવતાધિકરણમા કહ્યુ છે "अत एव नित्यत्वम्" એટલાજ વાસ્તે નિત્ય છે પૌરૂપેયનુ લક્ષણ વિદ્વાનોએ એવુ આપ્યુ છે કે "सजातीयोच्चारणानपेक्षोच्चारणविषयत्व पौरुपेयत्वम्" બીજા માણસે આવી જાતનુ ઉચ્ચારણ કર્યુ છે એવી અપેક્ષા નહિ રાખી, જે નવીનજ ઉચ્ચારણ કરવુ એને પૌરૂપેય કહે છે સર્ગના આદિકાલમાં જગન્નિયતા પર-

આત્માએ પૂર્વસર્ગ સ્થિતાનુપૂર્વીની કલ્પના કરી અપૂર્વની કલ્પના કરી નહિ તેથી વેદમા લખાવવામા આવ્યું કે "धाता यथापूर्वमकल्पयत्" પરમાત્માએ પૂર્વસર્ગમાં જેવા વેદો હતા તેવાનીજ કલ્પના કરી. અપૂર્વની કરી નહિ. તેથી પૌરૂપેયનુ લક્ષણ ઘટતું નથી. અપૌરૂપેયની સિદ્ધિ થાય છે એજ અભિપ્રાયથી નિબધોમા લખાવામાં આવ્યું કે "ऋषयो मन्त्रद्रष्टारः" ઋષિયો સમાધિબલથી મન્ત્રના જોનારા છે. પણ બનાવનારા નથી વેદનો શ્રુતિ શબ્દથી જે વ્યવહાર થાય છે તે પણ અપૌરૂપેયને લઈનેજ સમજવો શ્રુતિ એટલે પરપરાથી સાભળેલુ એવો અર્થ સર્વમાન્ય છે. પરમાત્માની આદિસૃષ્ટિરૂપ વેદોનાં ચિત્રો પરમાત્માની પ્રેરણાથી સમાધિનિષ્ઠ ઉપરામવૃત્તિવાલા નિરપેક્ષ પરાપરને જાણનારા મહર્ષિઓના શુદ્ધ સ્ફટિકસમાન અત કરણોમા પડ્યા અને તેનો ફેલાવો શિષ્ય પ્રશિષ્યદ્વારા થયો તેથી વેદો અનાદિસિદ્ધ છે વેદ શબ્દનો અર્થ આપણે જ્ઞાન લઈએ તો જ્ઞાન છે એ સ્વત પ્રકાશ છે તેને પ્રકાશાંતરની અપેક્ષા નથી તે જ્ઞાનસ્વરૂપજ ઇશ્વર છે તેથી પુરૂષ પ્રણીતનો અભાવ હોવાથી અપૌરૂપેયત્વ બની શકે છે

વૈશેષિક, ન્યાય, સાંખ્ય, પાતજલ, એ બધા દર્શનના કર્તાઓ વેદનું પ્રામાણ્ય તો માને છે પરતુ તેમના કર્તા કોઈ નથી અથવા ઈશ્વરના બનાવેલા છે એમ માનતા નથી. અને આપ્તના બનાવેલા છે એમ માને છે આપ્ત એટલે ભ્રમ પ્રમાદાદિ દોષરહિત યથાર્થ કહેવાવાલો અર્થાત્ વેદો પૌરૂપેય છે એવુ તેમનુ માનવુ છે એના સબધમા એવો વિચાર વિદ્વાનો કરે છે કે ભ્રમ પ્રમાદાદિ દોષો પાંચભૌતિક દેહધારીઓમા હમેશાં રહેવાનો સભવ છે ગમે તેવો મનુષ્ય હશે તોપણ તેનામા કોઈ પણ વિષયનુ અજ્ઞાનપણુ તો રહેવાનુજ, તેથી દેહધારીઓ ભ્રમપ્રમાદાદિ દોષ રહિત હોય એમ કદાપિ માની શકાતું નથી તે દોષોમાથી કોઈ પણ દોષ તેમનામાં સિદ્ધ થયો ત્યારે તેઓ યથાર્થ કહેવાવાલા છે એમ કેમ માની શકાય? અને જ્યારે યથાર્થ કહેવાવાલા નથી ત્યારે આપ્તપુરૂષોના બનાવેલા છે, એમ કદાપિ સિદ્ધ થતુ નથી તેથી ભ્રમ પ્રમાદાદિ દોષ રહિત યથાર્થ વક્તા સર્વજ્ઞ પરમેશ્વર છે અને તેમના બનાવેલા વેદો છે, એમ માનવુ યોગ્ય છે

આના ઉપર કોઈએ એવો આક્ષેપ કર્યો કે વેદોને તમે પરમાત્મપ્રણીત માનશો તો તે પરમાત્મા પણ પુરૂષશબ્દવાચ્ય છે અને તેમના બનાવેલા વેદો તે પણ પૌરૂપેય કહેવાશે એટલે અપૌરૂપેયપણુ પુનરપિ બાધિત

થવાનુ એ પણ તેમનુ કથન કેવલ વાણીના વિલાસરૂપજ છે કારણ કે આમ કહેનારાઓ વેદનુ અપૌરૂષેયપણુ કેવી રીતે માને છે? સામાન્ય પુરૂષોની અપેક્ષાથી અપૌરૂષેયત્વ અને સર્વજ્ઞ સર્વશક્તિમાન્ પુરૂષરૂપ ઈશ્વરની અપેક્ષાથી પૌરૂષેયત્વ એમ માનવાથી કોઈ પ્રકારનો વાધો આવવાનો સભવ નથી

કેટલાએક વિદ્વાનોનુ માનવુ એવુ છે કે સર્વથી પ્રથમ ઋગવેદ અને પછી યજુર્વેદ ત્યાર બાદ સામ અને અથર્વવેદ એવો ક્રમ બતાવે છે. તેમાં પણ ઋગ્વેદનાં બધા સૂકતો એકજ વખતે યોજવામાં આવ્યાં હોય એમ નથી. કારણ કે ઘણા સૂકતો એવાં છે કે જેનો પરસ્પર સબધ જોવામા આવતો નથી. એક સૂકતમા વર્ણન થઈ રહ્યુ કે બીજામા બીજાનુજ વર્ણન આવે છે તેથી એવુ અનુમાન કાઢવામા આવ્યુ છે કે ઋષિઓ જુદા જુદા પ્રદેશોમા રહેતા અને તેઓ એક નિવૃત્તિના સ્થાનમા બેસી મહાનુભાવ દેવતાઓની ઉપાસના કરતા હતા તે દેવતાપ્રસાદથી પણ તેમને કેટલાએક સૂકતોપ્રાપ્ત થયા હોય એમ લાગે છે અનેએવાજ હેતુથી તે તે સૂકતોના દ્રષ્ટા તે તે ઋષિઓ થયા છે જેમને દેવતાપ્રસાદથી સૂકતો પ્રાપ્ત થયા હતા તે ઋષિયો હિમાલયની તલાટીમા એકઠા થયા અને જે ઋષિઓની પાસે સ્વત સિદ્ધ સૂકતો હતા તેઓ પણ ત્યાં ગયા અને બધાઓ મલી પરસ્પરનો વિચાર કર્યો અને તે સૂકતસમુદાયની એક સહિતારૂપે ગુથણી કરી, તેજ ઋગ્વેદરૂપે પ્રચલિત થઈ. આ તેમનુ કથન સર્વથા આદરણીય જેવુ નથી કારણ કે મહાનુભાવ ઋષિઓએ સિદ્ધિ મેલવવા સારૂ તે તે સૂકતોની ઉપાસના કરી અને તેમને તે સિદ્ધિ પ્રાપ્ત થઈ તેથી તે સૂકતોના ઋષિયો તે કહેવાયા, સૂકતસમુદાયરૂપ વેદમાંથી પોતાની ઈષ્ટકામના સારૂ એકજ સૂકતની તેમણે ઉપાસના કરી એમ કેમ ન કહી શકાય ? વાસ્તે ઉપરની કલ્પના પણ બુદ્ધિમાં આરૂઢ થતી નથી.

કેટલાએક પોતાના વિચાર પ્રમાણે ચાલનારા અને શાસકારોના સિદ્ધાત ઉપર પણ કલ્પના કરનારા આધુનિક બુદ્ધિતત્ત્વોપજીવી રાજકીય વિદ્યાના વિદ્વાનો એમ વદે છે કે વેદો ઋષિઓના નિર્માણ કરેલા છે એમાં કોઇ પ્રકારનો સશય નથી અને ઈતર પુસ્તકોની અપેક્ષાથી વેદોમાં ગૌરવ છે, એમ પણ તેમનુ કહેવુ છે વેદો ઋષિઓના નિર્માણ કરેલા છે એમા પ્રમાણ એવુ છે, કે વેદોમા અર્વાચીન રાજાઓની કથા

આવે છે તેમજ અગ્નિ, વરૂણ, ઈંદ્ર, અશ્વિનીકુમાર, સૂર્ય, ઉષસ્, મરૂત્, સોમ વગેરે પદાર્થોની સ્તુતિ જોવામા આવે છે અને તે સ્તુતિમા જુદે જુદે રૂપે વર્ણન આવે છે કોઈ સ્તુતિમાં પોતાનુ રક્ષણ ધન સંપત્તિ ઇત્યાદિ કેમ મલે એવો અભિપ્રાય છે કોઈમાં વૃષ્ટિ આદિની પ્રાપ્તિની માગણી છે આમ જુદા જુદા સ્વરૂપમા સૂકતો લખાયેલા છે તેથી વેદો ઋષિપ્રણીત છે એમ તેમનો નિશ્ચય છે

આ તેમનું કથન કેવલ વાણીનો વિલાસમાત્રજ છે કારણ કે સર્વજ્ઞ સ્વતંત્ર પરમેશ્વરની વાણીની પ્રવૃત્તિ વ્યવહારના અધીન નથી, પરંતુ વ્યવહાર વાણીના અધીન છે જેમ રાજાના કાયદાના અધીન પ્રજાની પ્રવૃત્તિ છે પણ પ્રજાની પ્રવૃત્તિના અધીન કાયદો નથી તેમજ ઈશ્વરની વાણીરૂપ પ્રવૃત્તિને અધીન યાવત્ સૃષ્ટિનો વ્યવહાર થાય છે તેથી પ્રવૃત્તિ વેદોના પહેલા હતી એમ સિદ્ધ થતું નથી

જે ત્રિકાલજ્ઞ સદા જ્ઞાનવાન્ પરમેશ્વર છે તેની દૃષ્ટિથી ભૂત અને ભવિષ્ય એ બને સમાન છે જેઓ પરિમિત જ્ઞાનવાલા છે તેઓની દૃષ્ટિથી ભૂત ભવિષ્યનો ભેદ છે અને અપરિમિત જ્ઞાનસ્વરૂપ સર્વજ્ઞ સર્વશક્તિમાન પરમેશ્વરની દૃષ્ટિથી તો ભૂત ભવિષ્યનો ભેદ છેજ નહિ તો વેદોમાં અર્વાચીન રાજાઓની કથા આવવાથી વેદો ઋષિપ્રણીત છે એમ કહેવું કદાપિ સંભવતું નથી

मधुच्छन्दा वैश्वामित्रः, मेधातिथि. कण्व शुनःशेप आजीगर्तिः हिरण्यस्तूप आङ्गिरस., ઈત્યાદિ પ્રત્યેક સૂક્તોના આદિમાં ઋષિઓનાં નામો આવે છે તે કેવલ તે તે ઋષિઓએ તે તે સૂક્તોનુ અનુષ્ઠાન કરી સૂક્તોના અર્થનું જ્ઞાન, અને સૂક્તના અધિષ્ઠાન દેવતાઓ પાસેથી ઇષ્ટ ફલ મેલવેલુ તેથી તે તે ઋષિઓના નામો આવે છે પરન્તુ તે સૂક્તોના કર્ત્તા છે એમ નહિ સમજવું કારણ કે જો આપણે કર્ત્તા તરીકે માનીએ તો વેદનો શ્રુતિ શબ્દથી જે વ્યવહાર થાય છે તે ન થવો જોઈએ. શ્રુતિ એટલે પરંપરાથી સાંભળેલું શ્રુતિ, વેદ, ત્રયી, છંદસ્, સ્વાધ્યાય, આગમ, નિગમ, જ્ઞાન, એવા શબ્દોથી વેદનો વ્યવહાર થાય છે પરન્તુ અમુક કૃત એવા શબ્દથી થતો નથી અને વ્યવહાર પણ નિશ્ચયમાં કારણ છે, તેથી વેદો અનાદિ સિદ્ધ છે એમ માન્યા શિવાય ગતિજ નથી.

કેટલાએકનુ કહેવું એવુ છે કે "ऋपयो मन्त्रद्रष्टारः" ઋષિઓ મન્ત્રના જોનારા છે. એ વાકયમાં મન્ત્રના જોનારા એ અર્થ ખરેખર નથી કારણ કે મન્ત્રનુ સાભળવુ એ કર્ણ ઈદ્રિયનો ધર્મ છે, નેત્રઈદ્રિયનો ધર્મ નથી અને દૃશ ધાતુનો પ્રયોગ જે ઠેકાણે રૂપાદિ જોવુ હોય તેજ ઠેકાણે વપરાય છે, અન્યત્ર વાપરવામાં આવતો નથી તેથી દૃશધાતુનો અર્થ આ સ્થાનમા કૃઞ્ ધાતુના અર્થમા વાપરેલો હોય એમ લાગે છે એમ જાણી ઋષિઓ મન્ત્રના કર્તા છે, એવો અર્થ કરવો એજ યોગ્ય છે એમાં પ્રમાણ મહાકવિ કાલિદાસનુ આપે છે "मप्यत्रणीर्मन्त्रकृतामृपीणाम्" રઘુ સર્ગ ૫ વર્તતુનો શિષ્ય કૌત્સ રઘુરાજાની પાસે ગયો છે અને રઘુરાજા કૌત્સને સમાચાર પૂછે છે કે મત્રને કરવાવાલા ઋષિઓમા શ્રેષ્ઠ તારા ગુરુ કુશલ તો છેને," આ શ્લોકમાં જે मन्त्रकृताम्" એ પદ છે, તેનુ વ્યાખ્યાન ટીકાકાર મલ્લીનાથે 'मन्त्रस्रष्टृणाम्' એવુ કર્યુ છે તેથી વેદ ઋષિઓના નિર્માણ કરેલાછે એમ તેમનુ માનવુ છે.

આ તેમનુ માનવુ સર્વથા આદરણીય નથી તેમણે કહ્યુ કે નેત્રઈદ્રિયથી જોઈ શકાય છે, સાભળી શકાતુ નથી આ તેમનુ કથન વ્યભિચરિત છે. જેમ નેત્રઈદ્રિયથી જોઈ શકાય છે તેમ સાભલી પણ શકાય છે એનો દાખલો સર્પ જાતિમા પ્રસિદ્ધ છે સર્પને કર્ણઈદ્રિ બીલકુલ હોતીજ નથી કેવલ નેત્રઈદ્રિયથી બે ઈદ્રિયોનુ કામ જોવુ અને સાભળવુ એ ઉભય જોવામાં આવે છે એથીજ સસ્કૃતભાષામા સર્પનું નામ "चक्षु श्रवस्" એવું આપવામા આવ્યુ છે તેમજ ઋષિઓ પણ સમાધિના બલથી નેત્રઈદ્રિયથી શબ્દનુ સ્વરૂપ જાણી શકે છે એજ ઈતર મનુષ્યોના અપેક્ષાથી યોગાભ્યાસી યોગીઓની મહત્તા છે કે જે સાધારણ મનુષ્યોના લક્ષ્યમાં પણ વર્તાય નહિ એવી લોકોત્તર ચમત્કૃતિ યોગીઓ બતાવી આપે છે. અને એવી વાર્તાઓ આપણા પતજલિ મહર્ષિએ યોગસૂત્રના વિભૂતિપાદમા સ્પષ્ટરીતે દર્શાવી છે

વેદના સબધમાં જેટલી કુકલ્પનાઓ વિદ્વાનોના અત કરણમાં સ્ફુરી આવે છે તે સર્વે પોતાના અજ્ઞાનમૂલકજ છે એમ સમજવુ વેદની પરપરાગત પઠન પાઠનની શૈલી કાલબલથી દિવસે દિવસે અસ્ત થવાથી વેદનું ખરૂં રહસ્ય લોકો જાણી શકતા નથી. વેદનુ અધ્યયન માત્ર ચર્ચાપર-

થીજ થાય છે પરતુ અર્થાનુસધાન પૂર્વક થતુ નથી એથી તેમા રહેલું ખરૂં રહસ્ય સમજવામા વિદ્વાનોની બુદ્ધિ કુંઠિત થઈ જાય છે રામેશ્વરથી આરભી બદ્રિનાથ અને દ્વારકાથી જગન્નાથ પર્યંત ભૂમડલમા આવાસ કરી રહેલા વિદ્વાનો તો કેવલ વ્યાકરણ, ન્યાય, વેદાંત, સાહિત્ય, ઈત્યાદિ શાસ્ત્રોના વાદગ્રથોમા માથાફોડ કરી પોતાનું જીવન વ્યતીત કરે છે. પરંતુ આહાર વિહારનો નિયમ કરી વેદમા રહેલા સૂકતસ્થ દેવતાઓની ઉપાસના કરતા નથી. એથીજ તે વિદ્વાનોમા અપૂર્વ પ્રતિભા આવતી નથી તે વિદ્વાનો મનુષ્ય દૃષ્ટિથી કામો કરી શકે છે, પણ દૈવી દૃષ્ટિથી કાંઈ પણ કરી શકતા નથી આથી કોઈ અલ્પજ્ઞે એવો વિચાર નહિ કરવો કે ઉપરનાં શાસ્ત્રો ભણવાંજ નહિ, પણ તે ભણી બુદ્ધિને સતેજ કરી વેદાર્થ જાણવામા તેનો ઉપયોગ કરવો એજ તેનુ સાફલ્ય છે

આજકાલ આપણા આર્યાવર્તમાં વેદવિરુદ્ધ શાસ્ત્રવિરુદ્ધ જે બનાવટી ધર્મોની જાલો ફેલાઈ છે, તેનાથી સનાતન વેદ અને વૈદિકમાર્ગને મ્હોટો ધક્કો લાગ્યો છે અને ઉત્તરોત્તર ચર્ચારૂપે ભણતા વેદનો પણ અભાવ થવાનો સભવ રહે છે સનાતન સપ્રદાય પ્રવર્ત્તકોનો મૂળ ઉદ્દેશ ઘણોજ સારો હતો પણ હાલમા તેઓનો કેટલાક ભાગ અવિદ્વાન હોવાથી તેમા રહેલા રહસ્યને પોતાના શિષ્યોને સમજાવતા નથી હે પરમેશ્વર! અમારા આર્યોમાથી અજ્ઞાનને દૂર કર અને તેમને સદ્બુદ્ધિ આપ એજ આ લેખક માગે છે

શાસ્ત્રી. જીવરામ લલ્લુભાઈ.

---

## સદ્ગૃહસ્થોને સૂચના.

પ્યારા ભાઈ સાહેબ,

આ "શ્રી આર્ય ધર્મ સુધા" માસિક પત્રનો એક અક નમના તરીકે આપના અવલોકન અર્થે મોકલ્યો છે એમા સનાતન આર્યધર્માનુસાર લેખ લખાશે. જો આપને એ માસિક પસદ પડે તો, તેની ઇચ્છાનુસાર નકલો મગાવી ઉત્તેજન આપશો લવાજમ વર્ષ ૧ નુ દરેક નકલે પહોચડામણી સાથે માત્ર રૂ ૧) રાખ્યો છે તેમ આ માસિક જોડે "આર્ય ધર્મ પત્રિકા"ના હવે પછી નીકળતા અંકો પણ ભેટ મોકલવામાં આવશે.

પડિત ભોગદૂલાલજી
ધર્મપુસ્તકાલય ભૂલેશ્વર,
મુંબાઈ, તા ૧-૨-૧૯૦૫.

ઠાકોરદાસ કેશવરામ દલાલ,
વ્યવસ્થાપક "આર્ય ધર્મ સુધા"

—— o ——

# શ્રી આર્યધર્મસુધા.



પુસ્તક ૧ લુ. સંવત ૧૯૬૧ કુંભમાસ. અંક ૩ જો.


## ઈશ્વરભકત્યુપદેશ.

રાગ બિહાગ ( તાલ દીપચંદી અથવા ત્રિતાલ )

શ્રીહરિભક્તિ સરોવર સાર,
તેમાં નીર ધીર થઈ પૂરો, પાવન પ્રેમ અપાર શ્રીહરિ ૧
બાંધો પાળ વિશાળ ચતુર્દિશ, સકલ શાસ્ત્ર વિસ્તાર,
થાશે પરમ પવિત્ર પ્રેમ રસ, સ્થિર કરવા આધાર શ્રીહરિ. ૨
શ્રવણ કથન સન્માન ગાન ગુણ, શુભ સોપાનની[1] હાર,
ચતુર ચણો ચોફેર ચમકતી, ચઢવા ચિત્ત વિચાર શ્રીહરિ ૩
કાળ કરાળ ઝાળ ભવદવની, તપિયો પથ પ્રચાર
સ્નાન પાનથી થાય તરત તે, તાપતણો નિસ્તાર શ્રીહરિ ૪
શીતલ છાય સકલ ફલદાયક, વેદ વૃક્ષ દિશ ચાર,
કરે કૂરે જ્યાં મધુર મનોહર, ધ્વનિ મુનિ દ્વિજ[2] ઉચ્ચાર શ્રીહરિ ૫
તરલ તરંગ ઉઠે અતિ સુંદર, બહુ આનંદ પ્રસાર,
નિપજે કૃષ્ણ કીર્તિ મુક્તાફલ, અમલ હંસ આહાર શ્રીહરિ. ૬
કમલ અમલ હરિપદ વિકસે જ્યાં, મદા સુગંધ ઉદાર,
અતિ અમંદ મકરંદ મત્ત મન, મધુકર નિકર વિહાર શ્રીહરિ ૭
હરિજન હંસ સકલ કલરવ કરી, જલ વિલસે બહુવાર,
ગોવર્ધન મન સરસ સરોવર, નિત નહાવું નિર્ધાર શ્રીહરિ ૮

---

૧ સોપાન એટલે પગથિયા ૨ દ્વિજ એટલે બ્રાહ્મણ અથવા પક્ષી

## આર્યધર્મસુબોધ.

પદ

એવો પુરૂષ કો વિરલો ભાઈ, નિજ અવગુણને જાણે,
ગુણ પરાયા ગ્રહણ કરે ને, અવગુણ ચિત્ત ન આણે. ૧
દુઃખમાં ધીરજ ધરે સદા, ને સુખમાં છકી ન જાય,
અપરાધ ક્ષમા કરે પરના, પોતે જુવે ચિત્ત માંય ૨
પરનુ દુઃખ શકે નહિ સાંખી, ગણે નહિ નિજ દુઃખ,
આત્મ અનુભવ ભોગ ભોગવે, ઈંદ્રિય સુખથી રૂખ ૩
ઈંદ્રિયગણ સૌ વશ કરી રાખે, અંતર્મુખ અભ્યાસે,
નિત્ય ભજે હરિ શ્યામસુંદરને, નૂર નગીન તે પાસે. ૪

---

## ભજનાનંદ સૂરસદુપદેશ.

પદ.

भजन विन जीवत जैसे प्रेत,
मन मलीन घरघर भटकत है, उदर भरनके हेत. भजन० १
कबहुक पावत पापको पैसा, गाढ धूरमें देत,
मुख कटु वचन करत पर निन्दा, सन्तनकूं दुख देत भजन० २
सेवा नहि गोविन्द चंदकी, भवन नीलको खेत,
सूरदास भगवन्त भजनबिन, डुब्यो कुटुंब सहेत. भजन० ३

---

## ઘણા ગ્રંથનું શું કામ?

(મળેલુ)

આજ કાલ ગ્રંથો ઘણા લખાય તથા છપાય છે, તેથી કરીને તેનાપર ઘણાજણાનો અભાવ પણ નજરે ચઢે છે. પરતુ તેનુ એક કારણ તો એમ છે કે, નમાલા ગ્રંથોની સખ્યા વધી પડવાથી માલવાળાનો પણ ભાવ ઓછો થવા માડયો છે જેમ "ગણાય અધ ટોળીમા એક દેખતો અપગમાં" તેમ ગૂજરાતીમાં ગ્રથસખ્યા પ્રતિદિન વધતી જાય છે, તેમાં સગીન વિચારનો પઠણ પાઠણ યોગ્ય કોઈ એકાદોજ હોય છે, અને ગુર્જર ભાઈઓમા પરીક્ષક થોડા હોવાથી, તેને ટોળીમાંથી જુદો પાડી શકતા નથી બીજુ કારણ ગૂજરાતી ભાઇઓમા વિદ્યાવિલાસી વિદ્વાનોની

સખ્યા પણ ઓછી છે, અને છાપખાનાના ઝૂકાળને લીધે જોઇએ, તે કરતા વધારે નકલો પ્રતિદિન કરેક પુસ્તકની પ્રકટ થાય છે.આમ બજારમાં જોઈએ તે કરતાં વધારે માલની છત થાય ત્યારે તે માલનો ભાવ ઉતરે એ સ્વાભાવિક છે. અને તેજ કારણથી જે ધર્મગ્રંથોનુ દેવવત પૂજન થતું તે ગ્રન્થોના પાનામા ગાધીને ત્યા વસાણા બધાતા, નજરે ચડે છે ત્રીજું કારણ સ્વભાષાનુ ભણતર પહેલા ભણાવવાને બદલે, પરભાષા પુત્રપુત્રીને ભણાવવા તરફ નવા વિચારના લોકોનુ લક્ષ તણાયુ છે, આથી કરીને કવિ દલપતરામે એક ઠેકાણે કોઈ પરભા નામના વિદ્યાર્થીને ઉદ્દેશીને કહ્યું છે કે –" પરભા પરભાતના પહોરમા પરભાષા પર ભાવ લાવિયો " ઈ૦

એવા અનેક કારણોથી ઉપલો પ્રશ્ન કેટલાકો ઉઠાવે છે પરતુ ખરૂં કહીએ તો જેટલી આપણને આપણી જનેતા ( માતા ) પૂજ્ય છે, તેટલીજ માતૃભાષા ( Mother toungue ) અને માતૃભૂમિ ( Mother land ) પૂજ્ય હોવી જોઈએ હાલ તો માતૃપિતૃભક્તિ પણ ક્ષીણ થવા માડી છે, ત્યારે સ્વભાષા અને સ્વદેશ ભક્તિ ક્ષીણ થાય, એમા નવાઈ નથી પરતુ ભક્તિની ક્ષીણતા એજ આપણી ઉન્નતિની ક્ષીણતા છે એમ જ્યારે ગુર્જરભાઈઓ સમજવા લાગશે, ત્યારે તેઓને મરહુમ કવિ શિવાનન્દે, ઉપલા પ્રશ્નનો આપેલો નીચલો ઉત્તર યાદ આવ્યા વિના નહિ રહે —

( કવિત મનહર )

દેવીદાસ દયારામે શામળે સુબોધ ગાયો,
તોય તેજ નર્મદ ને, દલપતે ગાયો છે,
જુદી જુદી કવિતાના, ગ્રન્થનુ શ્રવણ કરી,
કાવ્યરસ ભોગીજન, કદી કો ધરાયો છે ?
સૂણવા સહસ્ર દશ, કાન પૃથુરાજે માગ્યા,
દિલમા વિચારી જુવો, તે તે કેવો કહ્યો છે ?
નીતિધર્મ બોધ તણા, " ઘણા ગ્રન્થનુ શું કામ " ?
એવુ બોલે એતો આત્મ–હત્યારો ગણાયો છે

---

## વ્યવહાર.

ધર્મશાસ્ત્રોમા આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત એમ ત્રણ પ્રકરણ હોય છે. સારામાઠા આચાર આલોક પરલોક ઉભયમા સુ–

અદુ ખ મળવામા કારણ હોય છે. સુખજનક આચારને સદાચાર અને દુ ખજનક આચારને દુરાચાર કહે છે તેનુ વિવેચન બીજી તરફ ચાલે છે વ્યવહાર એટલે ન્યાય તે મોટે ભાગે રાજાને આધીન હોય છે. જો રાજા વ્યવહારપ્રકરણ પ્રમાણે બરાબર ન્યાય ન આપે, તોજ તેનો યોગ્ય ન્યાય તે અર્થે નિમાયલા દેવતાઓ તરફથી અપાય છે. તે કારણથી પરાશર સ્મૃતિકારે વ્યવહારપ્રકરણને છૂટું પાડ્યુંજ નથી અને આચાર તથા પ્રાયશ્ચિત એજ પ્રકરણો પોતાના ધર્મશાસ્ત્રમા વર્ણવ્યાં છે સંસારના કારભારમા વ્યવહારનુ જ્ઞાન અતિ આવશ્યક છે વ્યવહારને અંગ્રેજીમા કાયદો (Law) લૉ કહે છે અંગ્રેજ સરકારે પણ "હિંદુ લૉ"મા વ્યવહાર પ્રકરણનેજ મોટે ભાગે માન્ય રાખ્યુ છે. એટલુજ નહિ પરતુ અગાઉ તો દરેક ન્યાયકોર્ટમા ધર્મશાસ્ત્ર જાણનાર શાસ્ત્રી રાખવામા આવતા હતા, અને તેમની સલાહ લઈને ન્યાયાધીશ ઈન્સાફ કરતા હતા હાલ તે શાસ્ત્રીઓની જગા સરકારે ન્યાયકોર્ટમાથી કાઢી નાખી છે, અને તેને બદલે "હિંદુ લૉ" ના જે જે ગ્રંથો અંગ્રેજી વિદ્વાનોને હાથે લખાયલા છે, તેને આધારેજ ઇન્સાફ ચાલે છે આથી કરીને જેટલી ન્યાયની અદાલતો, તેટલા શાસ્ત્રીઓ કામે લાગતા બ ધ પડ્યા છે, તેઓનો શાસ્ત્રનો વ્યાસ ગ દૂર થયો છે, તથા ન્યાયાધીશોને પણ શાસ્ત્રજ્ઞ પુરુષોનો સત્સ ગ છૂટ્યો છે એટલુજ નહિ પણ આથી કરીને જે ઠેકાણે સ્મૃતિનો બરાબર અર્થ અંગ્રેજી લેખકથી ન સમજાયો હોય, તે ઠેકાણે યથાર્થ ઈન્સાફ ન મળવાનો કેટલેક અંશે સભવ રહે છે પરતુ તે દૂર કરવાને માટે જેઓ સસ્કૃત તથા અંગ્રેજી બેઉ ભાષા ભણ્યા છે, એવા વકીલોએ તેવા દાખલા ટાકીને, તે ઉપર રાજકર્તાનુ ધ્યાન ખેંચવુ જોઈએ અત્રે જે તેવા ઘણા વિદ્વાનો છે, પરતુ તેઓ તરફથી આવો ઉદ્યોગ થતો જણાતો નથી તેનુ કારણ એ લાગે છેકે તેઓની 'આર્યધર્મશાસ્ત્રો' ઉપર જોઈએ તેવી શ્રદ્ધા નથી અને શ્રદ્ધા વિના કરેલાં કર્મનુ જોઈએ તેવું ફળ પણ થતું નથી આર્યધર્મશાસ્ત્રકાર ઋષિ મુનિયોએ એકેક અક્ષર કે શબ્દ બહુજ વિચારપૂર્વક ગોઠવેલો છે, માત્ર તેનો શ્રદ્ધાપૂર્વક સદ્ગુરૂપાસ અભ્યાસ થવાની બહુજ જરૂર છે વ્યવહારિક ભાષા (રાજભાષા) શીખવાને માટે આપણા સર્વ ભાઈઓ જેટલો પરિશ્રમ કરેછે. તેની ચારઆની પરિશ્રમ પણ જો સસ્કૃત શીખવા પાછળ થાય, તો તેથી આપણો સ્વધર્મ આપણને સહજમા સમજાય તેવો છે, કેમકે સંસ્કૃત એ આપણા પૂર્વજની ભાષા છે તેનાજ અપભ્રષ્ટ શબ્દો, તથા

ઘણા ખરા તો જેમના તેમ શુદ્ધ શબ્દો આપણી માતૃભાષામાં નજરે ચઢે છે માનુ દૂધ બાલકને જેટલુ ગુણકારી છે તથા જેટલુ જલદી પાચન થાય છે, તેટલુ ધાવનુ દૂધ ગુણકારી કે શીઘ્રપાચક હોતુ નથી કોઇ શકા કરે કે મા રોગી હોય તો, તેના ધાવણથી શો લાભ? પરન્તુ તે શકા પણ આ ઠેકાણે ચાલે તેવી નથી કેમકે આ ભાષા તો નિરોગી છે એટલું જ નહિ, પણ સસ્કાર પામીને શુદ્ધ થએલી છે માત્ર આપણે માતૃભક્તિ ભૂલી ગયા છીએ તે આપણી ભૂલ આપણે સુધારવાનો યત્ન કરવો જોઈએ આ વ્યવહાર શબ્દના અર્થ માટેજ કેવો વિચાર પ્રાચીન શાસ્ત્રકારોએ કર્યો છે નિરૂક્તિકાર કહે છે કે —

वि नानार्थेऽव सन्देहे हरण हार उच्यते ।
नानासन्देहहरणात् व्यवहार इति स्मृत ॥

વિ, અવ અને હાર એ ત્રણ મળીને વ્યવહાર શબ્દ બન્યો છે. વિ ઉપસર્ગનો અર્થ વિવિધ, (નાના પ્રકારના) અવ ઉપસર્ગનો અર્થ સદેહ અને હાર ધાતુનો અર્થ હરણ અર્થાત્ અનેક પ્રકારના સદેહનુ જેથી હરણ થાય છે, તે વ્યવહાર સદેહના વારણમાટેજ શાસ્ત્રો રચવામાં આવ્યા છે પોતાની મિલકતનો કેટલો કેટલો હિસ્સો કોને અપાય, તથા કયી કયી વસ્તુપર કોનો કેટલો કેટલો હક લાગે છે, તે દેખાડનાર જે કાયદો, તે વ્યવહાર કહેવાય છે યથાર્થ ન્યાય થવા માટે આ પ્રકરણના શિક્ષણની બહુ જરૂર છે

## ચૌદ વિદ્યા.

ચૌદ વિદ્યા અને ચોસઠ કળા એમ વારવાર બોલવા તથા લખવામાં આવે છે, પરતુ તે વિદ્યા તથા કળાના નામો પણ હાલ ઘણાને માલમ નથી તે ૧૪ વિદ્યાના નામો માત્ર એક શ્લોકમાજ શ્રીયાજ્ઞવલ્ક્ય મુનિએ કહ્યાં છે —

पुराणन्यायमीमासाधर्मशास्त्रागममिश्रिता ॥
वेदा स्थानानि विद्यानां धर्मस्य च चतुर्दश ॥ १, ३

૧ પુરાણ, ૨ ન્યાય, ૩ મીમાસા, ૪ ધર્મશાસ્ત્ર, ૫ થી ૧૦ સૂધી ૬ વેદાગ, અને ૪ વેદો એ ચૌદ ધર્મના તથા ચતુર્વિધ પુરૂષાર્થ સાધક વિદ્યાના સ્થાનો છે

## પુરાણ

જે પુરાણને આધુનિક સમાજીઓ વગોવતા ફરે છે, તે પુરાણની વિદ્યામા ગણત્રી શ્રીયાજ્ઞવલ્કય મુનિ સૌથી પ્રથમ કરે છે, પુરાણ ભણ્યા વિના વેદનો અર્થ યથાર્થ સમજાતોજ નથી, તે માટે પુરાણપઠણ પ્રથમ આવશ્યક છે એ પુરાણો શ્રીવેદવ્યાસકૃત ૧૮ છે તે સર્વ ન ભણાય, તેમણે પણ જો ધર્મનુ ખરૂ રહસ્ય જાણવુ હોય તો શ્રીમદ્‌ભાગવત એ એક મહાપુરાણ તો અવશ્ય ભણવુ જોઇએ મહાપુરાણ કહેવાનું કારણ એ છે કે બીજાં ઉપપુરાણો પણ કેટલાક છે વેદાર્થ માટે કહ્યુ છે કે —

इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत्
बिभेत्यल्पश्रुताद्वेदो मामयं प्रहरिष्यति ॥

ઈતિહાસ અને પુરાણોથી વેદાર્થ પરિપૂર્ણ થાય છે માટે તે ન જાણનાર અલ્પશ્રુત વિદ્વાનથી વેદ પડે બીહે છે, કે આ મારો ખોટો અર્થ કરીને મારો નાશ કરશે તેવો વેદના ઉપર પ્રહાર આજ કાલ ચોતરફથી પોતાને પોતાની મેળે "આર્ય" અને "વેદધર્મપ્રચારક" માની લેનારા તરફથી થતો દેખાય છે, એ મોટી નવાઈ છે

ઈતિહાસમા મહાભારત, રામાયણ વગેરે સૂર્યચદ્રવશી રાજાઓનાં સવિસ્તર ચરિત્રોનો સમાવેશ થાય છે પુરાણો વગેરે ઉપર લખેલી ચૌદે વિદ્યાના ગ્રંથોમા વેદાર્થ સ્પષ્ટ સમજાવવા માટેજ પ્રયત્ન મહર્ષિઓએ કરેલો છે તે જાણ્યા વિના વેદાર્થ કરવા સ્વામી દયાનદે જે શ્રમ કર્યો છે, તે લોકોપયોગી ન થતા વિટમ્બણાનુ કારણ થયુ છે ખરૂ કહિએ તો પુરાણ એ પાચમો વેદ છે

## ન્યાય

ન્યાયગ્રથોમા પણ પ્રથમ શ્રીગૌતમ પ્રણીત ન્યાયદર્શન, તથા શ્રીકણાદમુનિ કૃત વૈશેષિકદર્શન એ બે મુખ્ય અને તે પછી તેનાજ સ્પષ્ટીકરણાર્થ થએલા અનેક ન્યાય ગ્રથો છે, જેના નામ તથા વિષયો જાણવાની ઈચ્છા રાખનારને પ્રસિદ્ધ નૈયાયિક વેદશાસ્ત્ર સપન્ન મહામહોપાધ્યાય ભીમાચાર્ય ઝળકીકરકૃત "ન્યાયકોશ" નુ અવલોકન કરવા યાદ આપીએ છીએ એ ન્યાયકોશકાર મ૦ મ૦ ભીમાચાર્યજી મુબઈની સરકારી એલ્ફિન્સ્ટન કોલેજમા ન્યાયશાસ્ત્ર ( Logic ) ના અધ્યાપક હતા તેઓ હાલ પેનશન લઈ, પોતાના વતન ઝળકી ગામમાં બિરાજે છે. તેમના પછી મુબઈમાં તેમની જગાપૂરનાર કોઈ સમર્થ નૈયાયિક નજરે

પડતો નથી એ અતિ ખેદજનક છે. હવે તો ન્યાયશાસ્ત્ર જેમની ભણવાની ઇચ્છા હોય, તેમણે બંગાળમાં નદિયાશાંતિનગરનિવાસી થયાવિના ન્યાય મળે તેમ નથી

## મીમાંસા

મીમાંસા એટલે વિચાર, વેદના અર્થનો વિચાર કરતી વખતે, જે જે સંદેહ ઊઠે, તેના નિવારણ માટે મીમાંસાસૂત્રો રચાયાં છે, મુખ્યતાથી વેદમાં કર્મ, જ્ઞાન અને ઉપાસના એ ત્રણ કાંડદ્વારા એ ત્રણે કર્તવ્યનું વિવેચન છે તેમાંથી કર્મપ્રતિપાદક શ્રુતિઓના સ્પષ્ટિકરણાર્થે શ્રીજૈમિની મુનિયે પૂર્વમીમાંસા રચી છે, જ્ઞાનપ્રતિપાદક શ્રુતિયોના સંદેહ વારણમાટે શ્રીવેદવ્યાસે ઊત્તરમીમાંસા ગુંથી છે અને ઉપાસનાની વ્યવસ્થામાટે શ્રીશાંડિલ્યમુનિયે ભક્તિમીમાંસા બનાવી છે

## ધર્મશાસ્ત્રો

मन्वत्रिविष्णुहारीतयाज्ञवल्क्योशनोंगिरा ।
यमापस्तम्बसंवर्ता कात्यायनबृहस्पती ॥
पाराशरव्यासशंखलिखिता दक्षगौतमौ ।
शातातपो वशिष्ठश्च धर्मशास्त्रप्रयोजका ॥
( યાજ્ઞ૦ ૪—૬ )

મનુ, અત્રિ, વિષ્ણુ, હારીત, યાજ્ઞવલ્કય, ઉશના, અંગિરા, યમ, આપસ્તંબ, સંવર્ત, કાત્યાયન, બ્રાહસ્પતિ, પારાશર, વ્યાસ, શંખ, લિખિત, દક્ષ, ગૌતમ, શાતાતપ, અને વશિષ્ઠ એ ૨૦ ધર્મશાસ્ત્ર સ્મૃતિ ગ્રંથોના ગુંથનારા છે

## વેદાંગ

જેમ અંગવિના અંગી નિરૂપયોગી છે, તેમ વેદના જે ૬ અંગો છે, તેના શિક્ષણ વિના વેદાર્થ કદીપણ સમજાય તેવો નથી

શિક્ષા, વ્યાકરણ, નિરૂક્ત, છંદ, જ્યોતિષ અને કલ્પ એ છ વેદાંગો છે શિક્ષાથી વેદનો ઉચ્ચાર કેમ કરવો તે જાણી શકાય છે કેમકે એકજ શબ્દ તેના હ્રસ્વ, દીર્ઘ, પ્લુત તથા ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત એ ઉચ્ચારના ભેદથી જુદા જુદા અર્થનો બોધક બને છે વ્યાકરણથી શબ્દોના ધાતુ, નામ અને પ્રત્યયો સારૂ છૂટા છૂટા સમજવાથી ખરો અર્થ શોધી શકાય છે, નિરૂક્તથી શબ્દોની વ્યુત્પત્તિ જણાય છે અને છંદના જ્ઞાનથી સૂક્તોના રાગ તાલ માલમ પડે છે જ્યોતિષથી વેદોક્તકર્મ કયે સમયે કરવુ તે

સમયનુ સૂચન થાય છે અને કલ્પથી કર્મ કેવી રીતિયે કરવુ તેની વિધિ વિહિત થાય છે મતલબ કે પ્રથમનાં પાચ અંગો કર્મનુ જ્ઞાન (Theory) શીખવે છે અને છઠ્ઠુ અંગ પ્રયોગ (Experiment) દર્શાવે છે માટેજ શ્રી ભાગવતમાં ભગવાન્ કહે છે કે કર્મનુ ફળ જેવુ જ્ઞાનીને મળે છે, તેવું અજ્ઞાનીને મળતુ નથી

विदुष'कर्मसिद्धिस्यात्तथा नाविदुषो भवेत् ॥

માટે વૈદિક કે અવૈદિક કોઈપણ કર્મ કરતા પહેલા, તેનાં ઉપર પ્રમાણે છ અંગો જાણવાંજ જોઈએ.

વેદો

એ છ અંગ સહિત ૪ વેદો જાણવા જોઈએ વેદ એટલે પરમાત્માનો વિચાર, વાણી, શ્વાસ અથવા સ્વરૂપ, શબ્દબ્રહ્મ કે આજ્ઞા, જે કહો તે ત વેદનુ પ્રામાણ્ય ગયા અંકમા શાસ્ત્રી જીવરામ લલ્લુભાઈ એ આપણને બહુ સારી રીતે સમજાવ્યું છે જેમ પરમાત્મા અનત છે, તેમ વેદ પણ અનત છે अनन्ता वै वेदा એમ કહ્યુ છે તથાપિ જેમ પરમાત્મસ્વરૂપનુ અશત પણ જ્ઞાન સાખ્યથી મળે છે, તેમ વેદનુ સ્વરૂપ જાણવા તથા વૈદિક કર્મોની સાગતા સિદ્ધિ માટે શ્રીવેદવ્યાસે તેના ચાર વિભાગો પાડવાથી તે મૂળ અનત એક વેદના યજ્ઞ (કર્મકાડ) ને લીધે ૪ વેદો થયા છે હોતા, અધ્વર્યુ, ઉદ્ગાતા અને બ્રહ્મા એ ચાર યજ્ઞમાં મુખ્ય હોય છે તેમા ઋગ્વેદજ્ઞ હોતા, યજુર્વેદજ્ઞ અધ્વર્યુ, સામવેદજ્ઞ ઉદ્ગાતા અને અથર્વેદજ્ઞ બ્રહ્મા જોઈયે

આ રીતે ચૌદ વિદ્યાના નામ માત્ર અત્રે જણાવ્યા છે જેમની વિશેષ જાણવાની ઇચ્છા હોય તેઓને પડિત શ્રી ગટ્ટૂલાલજી કૃત "આર્યસમુદય" ગ્રથ માહેલો "વિદ્યાવારિજાકર" વિષય નવા જ્ઞાનપ્રચારક મડળીમાં તેમણે આપેલુ "ચૌદ વિદ્યા અને ચોસઠ કળા" નુ ભાષણ વાચવાની ભલામણ કરીએ છીએ

---

## ઊઠીને શું કરવું? અનુચિન્તન.

ગયા અકમાં આર્ય જનોને ઊઠવાનો સમય બ્રાહ્મમુહૂર્ત દર્શાવ્યો છે પરન્તુ ઊઠીને પહેલુ કામ શુ કરવુ? તે સૂચક પણ મનુસ્મૃતિના ચોથા અધ્યાયનો ૯૨ મો શ્લોક ગયા અકમાજ આપ્યો છે તેમાં કહ્યું છે કે,

ધર્મ અને અર્થ, કાયક્લેશ, તેનાં મૂળ કારણો તથા વેદનો તત્ત્વાર્થ એ ચાંગનું અનુચિન્તન એટલે વાર વાર વિચાર કરવો

નીતિશાસ્ત્ર કે જેમા કેવલ પૈસા પેદા કરવાનીજ વાત મુખ્યતાથી હોય છે, તે પણ બ્રાહ્મ મુહૂર્તમાજ ઉઠવાનુ કહે છે.

ब्राह्मे मुहूर्ते पुरुषस्त्यजेन्निद्रामतन्द्रित. ।
पद्म प्रात' प्रयुद्ध ए श्रयति श्रीर्गुणाश्रयम् (शार्ङ्गधरनीति )

ચિન્તન એટલે વિચાર મનુષ્યમા અને બીજા પ્રાણીઓમા મોટો તફાવત એ છે કે, મનુષ્ય દેહમા વિચારશક્તિ આવિર્ભૂત હોય છે અને બીજા પ્રાણીઓમા તે તિરોહિત રહે છે માટે પોતાની શક્તિવિશેષનો પ્રથમ ઉપયોગ કરવો જો મનુષ્ય સારાસાર વિચાર નહિ કરશે, તો ચચલ મન ગમે તે વિચારપર ચિત્તને ચઢાવી દેશે માટે પ્રથમતઃ સમયનો વિચાર કરવો કે આજે કયી તિથિ, વાર કે નક્ષત્ર છે? આ કારણથીજ આર્ય જનો પચાગને પોતાના માથાપર ટાગી રાખતા હતા. હાલ તેને બદલે નિત્યનોધ ( Diary ડાયરીઓ ) નીકળી છે તે નિત્યનોધ નો ખરો ઉપયોગ એજ છે કે, આજ મારે કયા કયાં કામો કરવા છે? અને તેના કયા કયા સાધનો તૈયાર છે, તથા કયાં કયાં મેળવવાના છે. માટેજ હિતોપદેશમા કહ્યુ છે કે –

को देश कानि मित्राणि क' काल कौ व्ययागमौ ।
कश्चाह का च मे शक्तिरिति चिन्त्यं मुहुर्मुहु ॥

આમા વારવાર વિચારવાની ચીજો ગણાવી છે એ શ્લોકનોજ ગુજરાતીમા ઉલથો પડિત શ્રી ગટ્ટૂલાલજી એ નીચે મુજબ કર્યો છે, જે "નિત્યનોધ" ઉપર પણ છપાય છે —

વસતતિલકા

છે આ કયો સમય દેશ કયો વિશાલ,
ને કેટલુ ખર્ચ આવક તે નિહાળ,
તુ કોણ શક્તિ તુજ કો હિત ચાહનારા,
એ વારવાર મન ધાર વિચાર સારા

એ સર્વ વિચારપૂર્વક આજે કયા કયા ધર્મકૃત્યો કરવા છે, તેનો પ્રથમ વિચાર કરવો તે ધર્મકૃત્ય કરવામા કાયક્લેશ કેટલો થશે, તે ક્લેશ સહન કરવાની આપણામા શક્તિ છે કે નહિ? વળી તેવી શક્તિ આપણામા ન હોય, તો તે ન હોવાનુ મૂળ કારણ શુ? કેમકે જો આપણું

શરીર આરોગ્ય હોય તોજ આપણાથી દેહકષ્ટ સહન થાય માટે આરોગ્યતામા ખામી જણાયતો તેનું કારણ શોધી, જેથી આરોગ્યતાની હાનિ થઈ હોય, તેવા કામો ફરીથી ન કરવાનો નિશ્ચય કરવો પછી પોતાની આરોગ્યતા પ્રમાણે નિત્યના ધર્મકૃત્યનો નિશ્ચય કરવો, વળી તે દિવસે કઈ નૈમિત્તિક ધર્મકૃત્ય કરવા જેવુ હોય તો તેનો પણ વિચાર કરવો ધર્મવિચાર પ્રથમ કરી, તરતજ અર્થવિચાર કરવો કેમકે અર્થ એ બીજો પુરૂષાર્થ છે અર્થ, વગર સંસારનો વ્યવહાર ચાલી શકતોજ નથી માટે આજે અર્થ સંપાદન કરવા માટે ક્યા ક્યા કામો કરવાં છે તેનો, તથા સંપાદિત અર્થ ( ધન ) નો ક્યા ક્યાં કામમાં કેટલો ખરચ કરવો, તેનો પણ વિચાર કરવો, તે અર્થ માટે પણ કાયકલેશ તથા કારણોનો વિચાર કરવો કે ક્યા કામમા ઓછો કાયકલેશ અને વધારે અર્થલાભ થશે અને ક્યા કાર્યમા વધારે કાયકલેશ અને ઓછો અર્થલાભ થશે, તેનો પણ વિચાર કરી પછી આર્થિક કામોમાં લાગવું આ રીતે ધર્મ અને અર્થનો પાકો વિચાર કરીને તરતજ કામ પુરૂષાર્થનો પણ વિચાર કરવો અને છેવ્રે વેદતત્ત્વાર્થનું અનુચિન્તન કરવું. વેદનુ તત્ત્વ કેટલાકો ગાયત્રી કહે છે અને કેટલાક પરબ્રહ્મ કહેછે. બેઉની વાત એકજ છે ગાયત્રીમાં પરબ્રહ્મ સ્વરૂપનુજ વર્ણન છે પરતુ સર્વેને ગાયત્રીનો અધિકાર હોતો નથી, તેમ ગાયત્રી એ વેદમંત્ર હોવાથી, તેનો ઉચ્ચાર કે વિચાર પથારીમા થઈ શકે, તેમ નથી તે કારણથી પરબ્રહ્મ સ્વરૂપ સૂચક પ્રાત સ્મરણના સ્તોત્રનો પાઠ એજ પહેલુ કર્તવ્ય છે જેમા પોતાના ઇષ્ટ દેવતાનુ ધ્યાન તથા તે ઇષ્ટનુ જ્ઞાનદાતા સદ્‌ગુરૂનુ ધ્યાન તથા વદન તેમજ યથાશક્તિ અને યથાસમય ભગવન્નામ સ્મરણ એ કામ પથારીમાં બેસીનેજ કરવાના છે કેમકે જે બ્રાહ્મમુહૂર્તે ઊઠવા માટે ધર્મશાસ્ત્રકારોએ આજ્ઞા કરી છે, તે સમય વિચાર કરવા માટે અત્યુત્તમ છે તે કારણથી પ્રાત સ્મરણ, પ્રભાતિયા, સસ્કૃત પ્રાકૃત ભગવત્ભક્તો એ રચ્યાં છે, તેનો નિત્ય પ્રથમ પાઠમા ઉપયોગ થતો હતો, તેવો આજે થતો નથી, એજ આ આર્યાવર્તની પડતીની અસલ નિશાની છે વેદતત્ત્વાર્થ એટલે પરમાત્માનુ સાર્થ ભજન, કીર્તન, ધ્યાન, દર્શન એ માટે તો સર્વ મનુષ્યને સમાન અધિકાર છે તે કારણથી ગજેન્દ્રમોક્ષ, રામરક્ષા, નારાયણકવચ વગેરે સ્તોત્રો, તથા નરસિંહ મહેતા વગેરેના પ્રભાતિયાંની પ્રભાતમાં લેરી ગરબા આખા ગુજરાતમા ગર્જના થતી હતી, તે હાલ કોઈ ગામડા ગોરડામા એકાદાં વૃદ્ધ રામાટોસ્ત્રીને મુખે સાભળવાનો અવસર કદીમદી મળે છે. મોટા ચોરંગમા તો

એનુ સ્વપ્ન પણ કોઇનેજ આવતુ હશે પ્રાતઃસ્મરણ માટે હમને મળેલું "સાર્થ સ્તોત્રસંગ્રહ" એ પુસ્તક અમુલ્ય છે જેની પહોચ અમે ગુણપૃષ્ઠ ઉપર લીધી છે, જેમને જોઈએ તેમણે પ્રકાશક પાસેથી મેળવવા પ્રયત્ન કરવો. વળી જે ચાર વાતોનુ અનુચિન્તન કરવાનું કહ્યુ, છે, તે સર્વેને માટે સમાન નથી માટે પોતપોતાના વર્ણાશ્રમ ધર્માનુસાર વિચાર જેનો તેને કરવો બ્રાહ્મણે પોતાના ષટકર્મનો, ક્ષત્રીએ પોતાના રાજકાજનો, વૈશ્યે પોતાના વ્યાપારનો અને શૂદ્રે પોતાની નોકરી ચાકરીનો, તેમજ બ્રહ્મચારીએ પોતાના વિદ્યાભ્યાસનો અને ગૃહસ્થે પોતાના સસારનો વિચાર કરવો. વાનપ્રસ્થ આશ્રમનુ તો હાલ નામ માત્રજ છે, કેમકે વનમા જઈને રહેવાની હાલ કંઈ સગવડ નથી તેમ કોઈની ઈચ્છા પણ દેખાતી નથી, અને સન્યાસી પણ જે આજ આપણી આંખ આગળ નિત્ય નજરે ચઢે છે, તે તો ખરા સન્યાસી પણ નથી. જે સર્વ કામનાનો તથા સસારનો ત્યાગ કરી, એકાંત વાસ કરી રહ્યા હોય તેવા સન્યાસીએ તો પરબ્રહ્મ સિવાય બીજા કોઇનુ પણ અનુચિન્તન કરવાનુજ નથી પરતુ કાલ તરફ નજર કરીએ છીએ, તથા શ્રીમદ્વલ્લભાચાર્યજીના વચનોનો વિચાર કરીએ છીએ, તો માલમ પડે છે કે આ કલિકાલમા સન્યાસ આશ્રમનો સ્વીકાર એ પશ્ચાત્તાપનુજ કારણ દેખાય છે

अत' कलौ स सन्यास पश्चात्तापाय नान्यथा।

માટે હાલ તો બ્રહ્મચર્ય અને ગૃહસ્થ એ બેઉ આશ્રમનોજ ચારે વર્ણે પ્રથમ વિચાર કરી, પોતપોતાના ધર્મકર્મ તથા અર્થાર્જન અને સુખોપભોગમા આરોગ્યતા સભાળીને તથા પરમાત્મા તરફ લક્ષ રાખીને વિચારપૂર્વક મચ્યા રહેવુ

---

## કલિયુગ.

આર્ય જ્યોતિષશાસ્ત્રના ગણિત પ્રમાણે હાલ ચાલતો સમય ચોથો (કલિ)યુગના નામથી ઓળખાય છે એમા ધર્મનો એકપાદ કાયમ રહેશે, એવુ ભવિષ્ય પૂર્વાચાર્યોએ કહેલુ છે તે કારણથી હાલના મનુષ્યો, પોતાનું કર્તવ્ય બેદરકારથી બરાબર બજાવતા નથી, અને તેમા પોતાનો જે દોષ, તેને જોયા કે વિચાર્યા વિનાજ સમયને માથે આરોપે છે, અને તેથી પણ જેને સતોષ ન લાગે, તે પોતાનો દોષ નસીબ (પ્રારબ્ધ) ઉપર ઢાળી પાડે છે પ્રારબ્ધ અને સમયના દોષ સર્વાશે અઘટિત નથી,

તથાપિ જેટલો હાલ લોકો કહેછે અને,માનેછે તેટલો બધો તે દોષ દેખા તો નથી સમયનો જે દોષ હોય છે તેતો રાજા ધારે ત્યારે દૂર કરી શકેછે. તે કારણથીજ राजा कालस्य कारणम् એમ કહેવાય છે. અને પ્રારબ્ધનો દોષ પણ યોગી તથા ભગવદ્ભક્તો દૂર કરી શકે છે તથાપિ હાલમાં જાહેરમા કહેવાતા તથા દેખાતા જે સન્યાસીઓ છે, તેઓ જોઇએ તેવા યોગી નથીજ તેમ ભગવદભક્તો પણ નથી તેથીજ લોકો પ્રારબ્ધ તથા કાળને માથે પોતાનો સપૂર્ણ દોષ ઉતારી, પોતાને નિર્દોષ દર્શાવવા ફાંફાં મારે છે તેવીજ રીતે એક કવિયે આ કલિયુગને માથે બધી બાબતોના દોષનો ટોપલો ચઢાવ્યો છે, અને કહ્યુ છે કે —

धर्मः प्रव्रजितस्तपश्च चलितं सत्यंच दूरं गतम्।
पृथ्वी मन्दफला जना. कपटिनो मौढ्ये स्थिता ब्राह्मणाः ॥
राजा दण्डपरो विचाररहितः पुत्रा. पितृद्वेषिणो।
भार्या भर्तृविरोधिनी कलियुगे धन्या जना ये मृताः ॥

ધર્મ જતો રહ્યા છે, તપ ચલિત થયું છે, સત્ય દૂર ગયું છે, ભૂમિમાં પાક ઓછો ઉતરે છે, માણસો કપટી બન્યા છે, બ્રાહ્મણો મૂઢ થયા છે, અવિચારે રાજા દડ તત્પર છે, પુત્રો પિતાનો દ્વેષ કરે છે પરણેલી બેરી પતિસાથે કકાસ કરે છે, એવા આ કલિયુગના સમયમા. એમ માનવું જોઇએ કે જે જનો આવો સમય જોવા વગર મૃત્યુને પામ્યા, તેઓને ધન્ય છે કેમ કે જો આજે તેઓ જીવતા હોત તો તેમને પણ આવો દુખદ સમય અનુભવવાની ફરજ પડત અમનેતો લાગે છે કે જો આપણે આપણો પોતાનો દોષ પર જોઇને, તે દોષ દૂર કરવા યત્ન કરીશુ, તો સમયનો દોષ દૂર કરવા માટે રાજા તરફથી આપણને સહાયતા મળશે અને પ્રારબ્ધનો દોષ મટાડવાને માટે પણ જો આપણે ધર્મનો આચાર પાળીશુ, તો પરમાત્મા પણ આપણા ઉપર અનુગ્રહ કરશે માટે કલિયુગના નામથીજ ડરીને પોતાના કર્તવ્યથી પાછા ન હઠો. આપણે તો આર્ય છીએ, એવુ ખરી રીતે સમજો અને પોતાના કર્તવ્ય ધર્માચરણમાં મચ્યા રહો આર્યનુ લક્ષણજ એવુ કહ્યુ છે —

कर्तव्यमाचरन् कर्म अकर्तव्यमनाचरन् ।
तिष्ठति प्राकृताचारे सतु आर्य इति स्मृतः ॥

જે શાસ્ત્રોક્ત કર્તવ્ય કર્મને આચરે છે, અને અકર્તવ્ય (નિષિદ્ધ કર્મ) ને આચરતો નથી, તથા પોતાના પ્રકૃતિસિદ્ધ વર્ણાશ્રમના ધર્મમાં જે રહે છે, તેને આર્ય કહ્યો છે માટે કાલબલથી ડરીને અનાર્ય કર્મનુ આચરણ બને, તેટલુ અટકાવવાની જરૂર છે.

## વાસુદેવ

वासः सर्वनिवासश्च विश्वानि यस्य लोमसु।
तस्य देव परं ब्रह्म वासुदेव इतीरितः ॥
( બ્રહ્મવૈવર્ત કૃષ્ણખંડ અ ૮૭ )

सर्वत्रासौ समस्तं च वसत्यत्रेति वै यतः ।
ततः स वासुदेवेति विद्वद्भिः परिगीयते ॥
( વિષ્ણુપુરાણ ૧, ૨ )

सर्वाणि तत्र भूतानि वसन्ति परमात्मनि।
भूतेष्वपि च सर्वात्मा वासुदेवस्ततः स्मृतः ॥
भूतेषु वसते सोऽन्तर्वसन्त्यत्र च तानि यत्।
धाता विधाता जगतां वासुदेवस्ततः प्रभुः ॥
( વિષ્ણુ, ૬ )

वसनात् सर्वभूतानां वसुत्वात् देवयोनितः ।
वासुदेवस्ततो वेद्यो बृहत्वात् विष्णुरुच्यते ॥
મહાભારત ૫, ૧૦, ૩

वासुदेवपरा वेदा वासुदेवपरा मखाः।
वासुदेवपरा योगा वासुदेवपराः क्रिया ॥ २८ ॥
वासुदेवपरं ज्ञानं वासुदेवपरं तपः ।
वासुदेवपरो धर्मो वासुदेवपरा गतिः ॥ २९ ॥
( શ્રીભાગવત ૧, ૨ )

વાસુદેવ એ ભગવન્નામ છે તેના આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક એમ ત્રિવિધ અર્થ શાસ્ત્રમાં કર્યા છે. ભૌતિક અર્થ ઇતિહાસથી સમન્વય છે તે એ છે કે વસુદેવજીના પુત્ર તે વાસુદેવ (શ્રીકૃષ્ણ) છે. અધ્યાત્મિક અર્થ યોગશાસ્ત્રથી જણાય છે તે એ કે ઘટઘટમાં જે સાક્ષી રૂપ રહ્યા છે તે વાસુદેવ ( અતર્યામી ) છે. અને દૈવિક અર્થ વેદશાસ્ત્રથી માલમ પડે છે. તે એ કે સત્‌ચિત્‌ અને આનંદ ત્રણેમય જે પોતેજ પોતાથી ઇચ્છા અને શક્તિ વડે અમુક અંગનો આવિર્ભાવ અને અમુક અંશનો તિરોભાવ કરી વિશ્વરૂપ લીલા ( ક્રીડા ) કરી રહ્યા છે તે સર્વ વ્યાપક વાસુદેવ ( વિષ્ણુ ) આ ત્રણે અર્થનો અવિરોધ દર્શાવવા માટેજ

પરાત્પર પરમાત્માને શ્રીપુરાણ પુરૂષ અથવા પૂર્ણપુરૂષોત્તમ કહે છે. તેજ સર્વ જગતનો ઉદ્ધાર કરવા અર્થે શ્રીકૃષ્ણરૂપે પ્રગટ્યા છે

શ્રીમદ્વલ્લભાચાર્યજી પોતાના "તત્ત્વદીપ" નિબધ ગ્રથના પ્રકાશના મગલાચરણમાં લખે છે કે —

सर्वोद्धारप्रयत्नात्मा कृष्णः प्रादुर्बभूवह ।

સર્વ ( પ્રાણીમાત્ર ) ના ઉદ્ધારનો પ્રયત્ન કરનાર પરમાત્માજ શ્રીકૃષ્ણ પ્રકટ થયા છે તેઓ જ્યારે ભૂતલપર શ્રીવસુદેવના પુત્રરૂપે બિરાજતા હતા, તે સમયે પણ જે જે જીવો તન્મય થયા, તેમનો ઉદ્ધાર તેમણે તત્કાલ કર્યો છે અને તેની પૂર્વે તથા તે પછી પણ યોગીઓ તથા ભગવદ્ભકતો, જેઓ તેમના ધ્યાનથી તન્મય થયા તેમનો ઉદ્ધાર કર્યો છે, કરે છે અને કરશેજ એવી શાસ્ત્રથી ખાત્રી થાય છે એટલુજ નહિ પણ જેઓ તન્મય થયા નથી, તેવાઓને પણ તેમ થવાના સાધન માટે શ્રીભાગવતરૂપે પણ તેઓજ આજ પોતાનુ સ્વરૂપ દર્શાવી રહ્યા છે. શ્રીભાગવત યથાર્થ સદ્ગુરૂપાસે ભણી, તેમા વર્ણવેલા ચરિત્રોમાથી જે જે ચરિત્ર તરફ આપણા મનનુ આકર્ષણ શ્રીકૃષ્ણ કૃપાથી થાય તે, સ્વરૂપની સેવા અને કથા નિરતર પૂર્ણ પ્રેમથી દૃઢ આસ્થા પૂર્વક કરવાથી જરૂર તન્મય થવાય તેમ છે અને તેજ કારણથી સર્વ વેદો, સર્વ યજ્ઞો સર્વ યોગો, સર્વ કર્મો, સર્વ જ્ઞાન, સર્વ તપ, સર્વ ધર્મ, અને સર્વ ગતિ એનુ પરમ ફળ ( શ્રીકૃષ્ણ ) છે, એમ મથાળે મૂકેલા બે શ્લોક વડે એજ ભાગવત આપણને બોધે છે તથા તેનો દૃષ્ટાંત પણ બતાવી દે છે કે —

नमो भगवते तुभ्यं वासुदेवाय धीमहि ।
प्रद्युम्नायानिरुद्धाय नम सङ्कर्षणाय च ॥ ३७ ॥
इति मूर्त्यभिधानेन मन्त्रमूर्तिममूर्तिकम् ।
यजते यज्ञपुरुष स सम्यग्दर्शन पुमान ॥ ३८ ॥

( શ્રીભાગવત ૧, ૫ )

ભગવાન્ આપને પ્રણામ વાસુદેવનુ ધ્યાન કરીએ છીએ પ્રદ્યુમ્ન અનિરૂદ્ધ અને સકર્ષણને પ્રણામ એ ચાર મૂર્તિના નામથી અમૂર્ત એવી મત્રમૂર્તિરૂપ યજ્ઞપુરૂષને જે યજે છે, તે પુરૂષ સમ્યગ્દર્શન ( તત્ત્વદૃષ્ટા ) થાય છે

---

## આચારની આવશ્યકતા.

आचार परमो धर्मः श्रुत्युक्तः स्मार्त एव च ।
तस्मादस्मिन् सदायुक्तो नित्यं स्यादात्मवान् द्विजः ॥ १०८ ॥
आचाराद्विच्युतो विप्रो न वेदफलमश्नुते ।
आचारेण तु संयुक्तः संपूर्णफलभाग् भवेत् ॥ १०९ ॥
एवमाचारतो दृष्ट्वा धर्मस्य मुनयोगतिम् ।
सर्वस्य तपसो मूलमाचारं जगृहुः परम् ॥ ११० ॥

( મનુસ્મૃતિ અધ્યાય ૧ )

શ્રુતિ (વેદ) મા કહેલો અને સ્મૃતિ (ધર્મશાસ્ત્ર) મા કહેલો આચાર એ શ્રેષ્ઠ ધર્મ છે માટે આત્મવાન્ એટલે પોતાના હિતની ઈચ્છા કરનાર જીતેન્દ્રિય દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય) એમણે નિરંતર આચાર મા તત્પર રહેવુ આચારહીન વિપ્ર વેદોક્ત કર્મ કરે, તો પણ તેને તેનું યથાર્થ ફળ મળતુ નથી અને જે આચારયુક્ત રહીને વૈદિકકર્મ કરે, તેને તેનુ સંપૂર્ણ ફળ મળે છે ધર્મનો આધાર આચારજ છે, એમ જોઈને, સર્વ તપો ( ધર્મવિચાર ) નુ શ્રેષ્ઠ મૂળ આચાર છે, એમ મુનિ ( મનનશીલ ઋષિ ) એ સ્વીકાર્યું છે

આચાર એટલે આચરણ પરન્તુ તે શ્રુતિ અને સ્મૃતિમા કહેલાં કર્તવ્યનુ આચરણ તેને સદાચાર કહેછે કેમકે શ્રુતિ સ્મૃતિના જે વચનો છે, તે સત્ છે, અને તે પ્રમાણે ચાલનાર પુરુષો પણ સત્પુરુષો કહેવાય છે તેથી ધર્મશાસ્ત્રોક્ત આચારને સદાચાર કહે છે તેવો સદાચાર આર્યાવર્તમાંજ પ્રાચીન કાળથી ચાલ્યો આવે છે આજ કાલના નવા વેદાંતીઓ શાસ્ત્રોકત સદાચરણ છોડે છે અને તેમા પ્રમાણ કહે છે કે --

कर्मणाबध्यते जन्तुर्विद्यया च विमुच्यते ।
तस्मात्कर्म न कुर्वन्ति यतय पारदर्शिनः ॥

કર્મ કરવાથી પ્રાણીને કર્મના ફળરૂપ બંધન થાય છે, અને જ્ઞાનથી મુક્ત થવાય છે, માટે શાસ્ત્રના પારને જોનારા યતિયો કર્મો કરતા નથી. પરંતુ આ વચનનો અર્થ કર્મ ન કરવા એવો થતોજ નથી કેમકે ગીતામાં કહ્યુ છે કે —नहि कश्चित् क्षणमपि जातुतिष्ठत्यकर्मकृत् ॥

કેમકે કોઈપણ મનુષ્ય એકક્ષણ પણ કર્મ કર્યાવિના રહી શકતો નથી. માટે મિથ્યા વેદાન્ત જાણવાનો ડોળ ઘાલનારાનુ, સદાચરણ છૂટી જાય

છે, અને દુરાચારણ તથા યથેચ્છ વર્તન શીરૂ થાય છે તેના અકર્મ તથા વિકર્મનુ ફળ તેમને આલોક પરલોકમા જરૂર ભોગવ્યાવિના છુટકોજ નથી માત્ર શાસ્ત્રમા જે કર્મથી બધન થાય, એવા વચનો છે, તેનો ખરો અર્થ, સકામ કર્મો કરવાથી, ફળરૂપ બધન થાય છે એવો છે અને જે નિષ્કામ (ફળની ઈચ્છાવિના), શાસ્ત્રોક્ત કર્મ કરે છે, તેને બધન થતું નથી એવા નિષ્કામ કર્મ કરનારનેજ યતિ, (સન્યાસી) કહે છે. ગીતામા કહ્યુ છે કે —

अनाश्रित कर्मफलं कार्यं कर्म करोति य. ।
न संन्यासी च योगी च न निरग्निर्न चाक्रिय. ॥

કર્મફળની અપેક્ષા ન કરતાં, આ શાસ્ત્રોક્ત કર્મ, આપણું કર્તવ્યજ છે. એમ માનીને જે કરે છે, તેજ સન્યાસી અને તેજ યોગી છે પરતુ જે શાસ્ત્રોક્ત કાર્ય (કર્તવ્ય) નો ત્યાગ કરે છે, અને ઘરમા શાસ્ત્રોક્ત અગ્નિ રાખતા નથી, તે સન્યાસી (યતિ) નથી, તેમ યોગી પણ નથી એજ વાત શ્રી વેદવ્યાસ મુનિયે ઉત્તર મીમાસાના ચોથા અધ્યાયના પ્રથમ પાદમા—आचारदर्शनात ॥

એ સૂત્રમા દર્શાવી છે તથા તેના ભાષ્યમાં શ્રીમદ્ મધ્વાચાર્યજી વગેરે આચાર્યોએ સ્પષ્ટ કરી છે, તથા નીચલુ વચન ટાકી કહ્યુ છે કે—

अतीतानागतज्ञानी त्रैलोक्योद्धरणक्षम ।
एतादृशोऽपि नाचार श्रौत स्मार्त परित्यजेत ॥

જે ભૂત ભવિષ્યને જાણે છે એટલે ત્રિકાલજ્ઞ છે, તથા ત્રિલોકીને ઉદ્ધાર કરવાનુ સામર્થ્ય ધરાવે છે એવા (વશિષ્ટ વિશ્વામિત્રસમાન યોગીઓએ) પણ શ્રુતિ, સ્મૃતિમા કહેલો સદાચાર છોડવો નહિ

વળી વેદાન્તીઓ જે મોક્ષની ઈચ્છાથી સત્કર્મ છોડવા તૈયાર થાય છે. તેવો મોક્ષ તો નિષ્કામ કર્મ કરવાથી જરૂર મળે છે ગીતામાં કહ્યુ છે કે —कर्मणैवहि ससिद्धिमास्थिता जनकादय: ।

યોગીશ્વર યાજ્ઞવલ્કય સદ્ગુરૂ પાસેથી જેણે વેદાન્ત જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું એવા શ્રી જનકાદિ રાજર્ષિયો પણ નિષ્કામ કર્મ કરીનેજ સસિદ્ધિ (મોક્ષ) ને પામ્યા છે, કેમ કે નિષ્કામ શાસ્ત્રોક્ત કર્મ કરનારનુ અત કરણ શુદ્ધ થાય છે ચિત્ત શુદ્ધિ થતા જ્ઞાન થાય છે. જ્ઞાન થયા બાદ અનન્ય પ્રેમરૂપા ભક્તિ ઉપજે છે અને તેવી ભક્તિવીજ ભગવત્સાક્ષાત્કાર થાય છે માટે આચાર એટલે શાસ્ત્રોક્ત સત્કર્મ કરવાની સર્વને ખાસ જરૂર છે

शास्त्री निप्पणाचार्य घन्ने.

---



# શ્રી આર્યધર્મસુધા.

પુસ્તક ૧ લું. સંવત ૧૯૬૧ મીનમાસ. અંક ૩ જો.

## ધર્મોપદેશની આવશ્યકતા.

( પદ, રાગ જોગીઓ. )

મનુજો સુખી રહો સહુ કોય, ધર્મ ધરીને હો —ટેક.
આવ્યો પરપરાથી ધર્મ, સમજો વેદશાસ્ત્રથી મર્મ,
તે અનુસારે કરો સુકર્મ, રાખો શર્મ, નિજકુળની.— ૧.
ધર્મે પામો અખિલ વિલાસ, ધર્મે ટાળો યમનો ત્રાસ,
થાઓ શ્રીહરિપદના દાસ, વિના પ્રયાસ, સહુ સરશે — ૨.
કરવા ધર્મ તણો નિર્ધાર, થાપો શાળા કરી વિચાર,
શીખે કન્યા અને કુમાર, જાણે સાર શાસ્ત્રતણો — ૩
ઉત્તમ પુસ્તક ઘણા રચાય, જેથી સાચ જૂઠ સમજાય,
જનના સંશય સઘળા જાય, હરિગુણ ગાય ભક્તિ ધરી.— ૪.
એવી કૃપા કરો કમળેશ, રહે અધર્મતણો નહિ લેશ,
ગોવર્ધનના ટાળો કલેશ, શુભ ઉપદેશ, કરવાથી ૫.

---

## ધર્મ.

वेदप्रणिहितो धर्मः ह्यधर्मस्तद्विपर्ययः ।
वेदो नारायण साक्षात् स्वयंभूरिति शुश्रुमः ॥
( શ્રીભાગવત )

વેદમાં જેનું કર્તવ્યરૂપે પ્રતિપાદન કર્યું છે, તે ધર્મ અને તેથી વિપરીત એટલે વેદે જેને અકર્તવ્ય કહ્યુ છે તે અધર્મ છે. આમ માનવાનુ કારણું એ છે જે વેદ કોઈના બનાવેલા નથી, પરતુ વેદ એ સ્વયંભૂ સાક્ષાત્ નારાયણની વાણી હોવાથી તદ્રૂપ છે એ વેદ શ્રી બ્રહ્માજીને પ્રથમ શ્રી નારાયણે સભળાવ્યા, શ્રી બ્રહ્માએ પોતાના પુત્રો મહર્ષિયોને ભણાવ્યા, એમ પરંપરાથી વેદ આવેલા છે, તેથી તેને શ્રુતિ કહે છે એ વેદમાં કહેલા કર્તવ્ય અને અકર્તવ્યનુંજ સ્મરણ કરીને ઋષિયોએ પોતપોતાના પુત્ર

તથા શિષ્યોને ધર્મ શીખવ્યો છે, તેથી ધર્મશાસ્ત્રને સ્મૃતિ કહે છે શ્રુતિ સ્મૃતિમાં વિરોધ છેજ નહિ પરન્તુ દેશ, કાળ અને પાત્રનો ભેદ વિચારીને મહર્ષિયોએ બોધ કરેલો છે, તેથી તેમા ઉપલક નજરે જોતાં સાધારણ માણસને કોઈ કોઈ ઠેકાણે વિરોધ દેખાવાનો સભવ છે એટલા માટેજ સદ્ગુરુ કરવાનીજરૂર છે ગુરુના મુખથી ગ્ર થ ભણતા તેવા વિરોધનો યથાર્થ પરિહાર થઈ, શિષ્ય સશય રહિત થાય છે ગુરુ શિષ્યને બતાવે છે આ વચન અમુક દેશ માટે, આ વચન અમુક કાળ માટે અને આ વચ અમુક પાત્ર ( અધિકારી ) માટે છે આવી વ્યવસ્થા ધર્મશાસ્રના નિબધકારોએ ઘણે ઠેકાણે પોતપોતાના પુસ્તકોમા કરેલી દેખાય છે તે વ્યવસ્થા સદ્ગુરુ પાસે શીખીને, પોતપોતાના અધિકાર અનુસાર, ધર્માચરણ કરવું. વેદ ભગવાન્ પડે આજ્ઞા કરે છે કે "धर्मम् चर। ધર્મનું આચરણ કરો" અને એજ વેદનો ઉપદેશ સદ્ગુરુઓ પોતપોતાના શિષ્યોને કરે છે કોઈ કહેશે કે તેવા ગુરુઓજ હાલ કયા છે? આ શકા પણ નિરર્થક છે ગુરુઓ ઘણા છે અને ઘણા થઇ ગયા તેઓના ગ્રથો પણ તૈયાર છે. એટલુજ નહિ પણ અત કરણ શુદ્ધ હોય તો અતર્યામીરૂપે પ્રેરણા કરવા માટે સૌના હૃદયમા પણ પરમાત્મા તૈયાર બેઠા છે પરતુ ધર્મ જાણવાની ઇચ્છા (જિજ્ઞાસા)જ લોકોમા દેખાતી નથી. તેનો પૂરાવો શોધવા જવો પડે તેમ નથી આ નાનકડા ચોપાનિયાની એકેક નકલ હમે ઘણા ગૃહસ્થો ઉપર વગર માંગે અને વગર દામે નમૂના તરિકે મોકલી છે તે જોઈ તપાસી નકામી જણાય, તો ભલે પાછી મોકલે, અથવા તો હવે પછી ફરી ન મોકલવાની ખબર આપે, પરતુ તેને જોયા કે વાચ્યા વગરજ કેટલાકો તો તેને હાથમા લેતાજ જાણે ડરતા હોય તેમ (refused) પાછી ફેરવે છે આથી શુ જણાય છે? લોકોની જિજ્ઞાસાનો અભાવ કે બીજુ કઈ? વળી હમે તો અમારી યથાશક્તિ વર્ષ દિવસે એક રૂપરડી લઈને થોડા ઘણા ઉપદેશની દિશા દેખડાવીએ છીએ પરતુ જે સદ્ગુરુ છે તેને તો રૂપરડીની પણ દરકાર નથી તો તે તેમને ઘેર બેઠા કેમ મળશે? ત્યારે તેને શુ જોઈએ છે? તે વિધિ શ્રીકૃષ્ણ ભગવાને ગીતામા સ્પષ્ટ કહી સભાળવી છેઃ—

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिन ॥

તત્ત્વનું દર્શન કરનાર જ્ઞાનીઓ તેમની પાસે જઈને પ્રણિપાત (ઉત્તમ રીતે વદન ) કરવાથી, ફરી ફરી પ્રશ્નો પૂછવાથી, તથા તેમની સેવા

કરવાથી તે જ્ઞાનનો ઉપદેશ કરે છે. તેમનાથી તુ તે જાણ કેમકે ઉપલી ત્રણ ક્રિયાથી હીન પુત્ર કે શિષ્યને પણ ઉપદેશ ન કરવો એમ ધર્મશાસ્ત્રે ગુરુને આજ્ઞા કરીછે. માટે આ ત્રણ ક્રિયાયુક્ત થવુ એ જીજ્ઞાસુનુ પ્રથમ કર્તવ્ય છે કોઈ કહે કે એટલી માથાકૂટ કરીને ધર્મ જાણવો અને પછી તે પાળવો તેમા લાભ શુ? એના કરતા તો સ્વતત્રતાથી સ્વચ્છદે વર્તવું શું ખોટુ છે? તેનો જવાબ ધર્મશાસ્ત્રે અગાઉથીજ દીધેલો છે તે એ કે —

श्रुतिस्मृत्युदितं धर्ममनुतिष्ठन् हि मानव ।
इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुत्तमं सुखम् ॥

( મનુ અ ૨ શ્લોક ૮ )

જે મનુષ્ય નક્કી શ્રુતિ અને સ્મૃતિમા ઉપદેશ કરેલા ધર્મને પાળે છે, તે આલોકમા કીર્તિ મેળવે છે અને મૂઆ પછી પરલોકમા અનુત્તમ સુખ પામે છે. અર્થાત્ ધર્મ પાળવાથી આલોક પરલોક બેઉમા સુખ મળે છે જેઓ ધર્મ પાળતા નથી, તેઓ મનુષ્યજ નથી મનુષ્યરૂપેણ મૃગાશ્ચરંતિ એટલે તેઓ મનુષ્યરૂપે એક જાતના પશુઓજ ચરેચે છે વળી કહ્યુ છે કે —

आहार निद्रा भय मैथुनञ्च ।
सामान्यमेतत्पशुभिर्नराणाम् ॥
धर्मोहितेषामधिको विशेषो ।
धर्मेण हीना पशुभि' समाना ॥

આહાર, ઉંઘ, ભય અને નરમાદાનો સયોગ, આ ચાર આચાર પશુઓમા અને મનુષ્યોમા સાધારણ છે પરતુ પુરુષમા ધર્મ એ એક અધિક વિશેષ છે જે માણસો ધર્મથી રહિત છે, તે પશુઓની સમાન છે. માત્ર તેની આકૃતિ પશુ જેવી નથી, તેથી તેમને માણસ કહેવા પડે છે. આથી સાફ સમજાય છે કે ધર્મવાળો માણસ આહારવિહાર ( ખાવા પીવા )મા, ઉંઘવા જાગવામા, ડરનિડરમા, અને વિવાહસબધમા વિચારપૂર્વક વર્તે છે તેથી ઉલટો અધર્મી મનુષ્ય ગમે ત્યાં, ગમે તેના હાથના, ગમે તે પદાર્થનુ, ગમે તે સમયે અવિધિથી ખાનપાન કરે છે, ગમે ત્યાં, ગમે ત્યારે નિદ્રાવશ થાય છે, જ્યાં અને જેનાથી નહિ ડરવ નું ત્યા અને તેનાથી ડરે છે, તથા ગમે તે કુળ કે ગોત્રનો, ન્યાત કે જાતનો વિચાર કે તપાસ કર્યા વગર ગમે તેની કન્યા પરણી લાવે છે. તેઓની આ લોકમાં અપકીર્તિ થાય છે, તથા પરલોકમા જે દુ ખ મૂવા પછી મળવાનુ ધર્મશાસ્ત્ર કહે છે, તે તો જુદુ માટે સૌને સુખ જોઈએ છે, અને તે મેળવ-

વાનો ઉપાય ધર્મ સિવાય બીજો છેજ નહિ. એજ વાત પંડિત શ્રી ગટ્ટુલાલજીએ નીચલા દોહરામા દર્શાવી દીધી છે —

'હેતુ ત્રણ પુરુષાર્થનો, સુખ સાધન સુખ મૂળ,
જન્માન્તર ફળબધ હર, ઈશ્વર મન અનુકૂળ.'

અને જગદ્ગુરુ ઉપદેશદાતા શ્રી વેદ વ્યાસાચાર્ય કહે છે કેઃ—

ऊर्ध्वबाहुर्विरोम्येष न हि कश्चिच्छृणोति मे ।
धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ॥

હુ ઊંચા હાથ કરીને પુકારૂ છુ, પરતુ કોઇ મારૂ સાભળતુ નથી "ધર્મબીજ અર્થ અને મનકામના પૂર્ણ થાય છે, તે ધર્મનુ શા માટે સેવન કરાતા નથી ધર્મનેજાણવો અને પાળવો એ મનુષ્યનુ કર્તવ્ય છે.

---

## શૌચ.

નિત્ય કર્મમાં ઊઠીને પ્રથમ પથારીમાં બેઠા બેઠાંજ ભગવાન્, આચાર્ય તથા પુરુષાર્થ સિદ્ધિનુ અનુચિન્તન કરવાનુ ગયા અંકમાં દર્શાવ્યું છે તે પછી બીછાનાનો ત્યાગ કરીને પહેલુ કામ શુ કરવું તે ધર્મશાસ્ત્ર કહેછે કે —

शौचे यत्न सदा कार्य शौचमूलो द्विजस्मृत ।
शौचाचारविहीनस्य समस्तानिष्फलाः क्रिया ॥
शौचञ्च द्विविधंप्रोक्तं बाह्यमाभ्यन्तरं तथा ।
मृज्जलाभ्यांस्मृतं बाह्यं भावशुद्धया तथान्तरम् ॥
अशौचतुपरंबाह्यं तस्मादाभ्यन्तरं परम् ।
उभयेन शुचिर्यस्तु सशुचिर्नेतर शुचिः ॥

નિરંતર શૌચ ( પવિત્રતા ) માટે પ્રયત્ન કરવો, કેમકે બ્રાહ્મણ, ક્ષત્રીય, અને વૈશ્ય એ ત્રણ દ્વિજ કહેવાય છે, તેનું મૂળ કારણ શૌચ છે.

ત્યારે શું શૂદ્ર ઈત્યાદિકને શૌચ પાળવાની જરૂર નથી ? ના તેને પણ જરૂર તો છેજ, પરંતુ તેને ધર્મશાસ્ત્રનું બંધન નથી. કેમકે ધર્મશાસ્ત્રે તેને ત્રૈવર્ણિકની ચાકરી કરવાની કહેલી હોવાથી, શાસ્ત્રના નિયમસર તેનાથી પળાવાનો સંભવ નથીઃ વળી જેની ચાકરીમાં રહે, તેના સતસં-

ગથી, હુકમથી તથા તેને પ્રસન્ન કરવામાટે તેને સ્વચ્છ રહેવાની ફરજ પડેછે આ કારણથી શૂદ્રોથી નિત્યકર્મ યથાકાળ ન બને તો તેને માટે ધર્મશાસ્ત્રે દોષ લખ્યો નથી

જે દ્વિજ શૌચ ( પવિત્રતા ) ના આચારથી રહિત છે, તેનાં સઘળાં કામો નિષ્ફળ થાયછે તે શૌચ બે પ્રકારનુ કહ્યુ છે એક બાહ્ય ( બહારનુ ) તથા બીજુ આભ્યતર ( અત કરણનુ ) માટી અને જળથી શરીરની બહારની શુદ્ધિ કહી છે અને વિદ્યા, તપ તથા જ્ઞાનથી અત કરણની ( આભ્ય તર) પવિત્રતા કહી છે અપવિત્રતા કરતા, બાહ્ય શૌચ ઉત્તમ છે અને તે બાહ્યશુદ્ધિ કરતા આભ્યતર શુદ્ધિ ઉત્તમ છે, માટે બાહ્ય અને આભ્યતર બેઉ પ્રકારની શુચિ જે રાખે છે, તેજ ખરો શુચિ ( પવિત્ર ) છે તે સિવાય બીજો, જે બેમાથી એક જાતની શુચિ રાખે છે તે અથવા બિલકુલ નથી રાખતો તે શુચિ નથી

માટે પવિત્રતા એ આર્યધર્મમા મુખ્ય છે આ ઉપરથી એમ નહિ, જાણવુ કે બીજા ધર્મોમા બિલકુલ પવિત્રતા છેજ નહિ જ્યા પવિત્રતા નહિ, ત્યા તો ધર્મજ નહિ પરતુ જેટલો અને જેવો પવિત્રતાનો આગ્રહ આર્યધર્મમા જણાય છે, તેટલો આગ્રહ પરધર્મમા દેખાતો નથી. આ કારણથી આર્યધર્મની સાથે બીજા કોઇ પણ ધર્મની સરખામણી થઈ શકે તેમ નથી આર્ય શબ્દનો અર્થજ પવિત્ર, શ્રેષ્ઠ એવો છે. આર્યધર્મ એટલે પવિત્ર ધર્મ, શ્રેષ્ઠ ધર્મ પવિત્ર ધર્મ પાળવા માટે પવિત્ર સ્થળ પણ જોઈએ તે માટેજ આ આર્યાવર્ત દેશ બ્રહ્માજીએ નિર્મિત કર્યો છે

પ્રથમ શૌચ એટલે મળમૂત્રનો ત્યાગ તે સબધમા પણ બહુ વિચાર આર્યશાસ્ત્રમા કરેલો છે મળમૂત્ર ત્યાગ માટે કયે સમયે, કયી કયી દિશાએ મુખ રાખવુ ? કયે કયે સ્થળે મળમૂત્રનો ત્યાગ કરવો અને કયે કયે સ્થળે ન કરવો મળમૂત્ર એ દેહરૂપી મકાનમા નિત્ય નિપજતો કચરો પુજો છે જેમ પથારી ઉપાડતાજ ઘરને વાળીઝાડી, ધોઈધાઈ સાફ કરવું એ રહેઠાણની સ્વચ્છતા માટે આવશ્યક છે, તેમજ શરીરમા રહેલા મળમૂત્રનો ત્યાગ કરી દેહને ધોઈધાઇ સ્વચ્છ કરવુ એ દેહની આરોગ્યતા માટે આવશ્યક છે જેમ ઘડીઆળના બે કાટા તરફ નજર કર્યા વગર ખરો સમય સમજાતો નથી, તેમ આ ઘટ (દેહ) રૂપી ઘટી (ઘડીઆળ)ની ચાલ જોવા માટે ઝાડો અને પિશાબ એ બે હાજતો તપાસવાની છે જેમ ઘડીઆળના કાટા તેને બરાબર સ્થળે ન હોય તો, તેની ચાલમાં ફરક છે, એમ ધારીએ છીએ, તેમજ જો નિત્ય નિયમસર ઝાડો પિશાબ ન ઉતરે તો જરૂર જાણવુ કે આ દેહરૂપી ઘડીઆળની ગતિમા કઈ પણ

ફેરફાર થયો છે. તેને ઠેકાણે લાવવા માટે યુક્ત આહારવિહાર રાખી, જે અપવિત્રતા દેહમા હોય તે દૂર કરવી જોઈએ જેમ ઘડીઆળને નિત્ય ચાવી આપવી પડે છે, તથા તેમા કચરો ન ભરાય તેની સભાળ રાખવી પડે છે, તેમજ આ દેહને પણ નિત્ય આહારવિહાર તથા મળમૂત્રના ત્યાગપૂર્વક સ્વચ્છ રાખવાની સભાળની બહુ જરૂર છે જેઓને ઝાડો પિશાબ બરાબર ઉતરતા નથી, તેઓ માંદા હોય છે અથવા તો થોડા વખતમા માંદા પડનાર છે એમ નક્કી જાણવુ કેમકે આર્યધર્મશાસ્ત્રની રચના આરોગ્યતાના નિયમસર થએલી છે વૈદ કે ડાકટર પાસે જશો તો ઝાડો પિશાબ કેમ અને કેવો ઉતરે છે? એ પહેલો પ્રશ્ન પૂછશે અને ધર્મશાસ્ત્રો પણ શૌચવિધિ પ્રથમ કર્તવ્યમાં કહે છે આર્યશાસ્ત્રમાં કહેલા નિત્ય કર્મ પ્રમાણે જો આર્ય લોકો વર્તવા માંડે, તો તેઓ કદીપણ માંદા પડેજ નહિ ગામડા કરતા શેહેરના લોકો વધારે માદા પડે છે, તેનુ કારણ એ છે કે તેઓને ઝાડા પિશાબ માટે જોઈએ તેવી સઘવડ હોતી નથી મુંબાઈ વગેરે શેહેરોના લોકોને સંધાસમા કે મૂતરડીમા મળમૂત્ર ત્યાગ કરવાની ફરજ પડે છે, તે કારણથી તેમને દાદર, પ્રમેહ વગેરે ઉડતા રોગો ઝટ લાગુ પડે છે ગામડાના સદાચારી લોકોમા તેવા રોગો દેખા દેતા નથી. ગ્રામવાસીઓ વહાણામા વહેલાં ઊઠીને ખરેખર ઝાડે એટલે જ્યા ઝાડી હોય એવી જગાયે, અથવા જગલમાં અથવા ગામ બહાર પાદરે, ખેતરે કે મેદાનમાં મળ ત્યાગ માટે જાય છે ત્યા ખુલ્લી હવામાં તેને ફરવાનું મળે છે અને શેહેરોમા તો એકજ સંધાસમા ઘણાને વારા ફરતી ભરાવુ પડેછે વળી જળ તથા માટોડીની પણ પૂરતી છૂટ હોતી નથી અને તે મળમૂત્ર જવા માટે જે ગટરો કરેલી હોય છે, તે ગટરોની ખરાબ હવા નિત્ય શ્વાસોચ્છવાસમાં લેવી પડે છે વળી ગટરો ખુલ્લી જોઈએ, જેથી સૂર્યના કિરણોના તાપથી તેમાની ખરાબ હવાનુ પૃથક્કરણ થઈ જાય તેને બદલે શેહેરોમાં તો બધીઆર ગટારોમા મળમત્રને સઘરી રાખી હવામા વિશેષ બગાડો કરે છે, તેથી નવ નવા રોગો ઉત્પન્ન થાય છે જો શેહેરોને ખરી શાસ્ત્રીય રીતે સુધારવા હોય તો, શેહેરોમા વસતી ઓછોવી સખ્યાના મનુષ્યોનાં મળ મૂત્રને ગમે તે રીતે શેહેરોથી દૂર જગલમા લઈ જવાની ગોઠવણ થવાની તથા શેહેરોની ગટરોને સૂર્યનો તડકો મળે તેમ હમેશાં તદ્દન ખુલ્લી રાખવાની જરૂર છે તે સિવાય કેવળ ઘર તોડી પાડવાથી, કે ચાર ઘોડાની ગાડીઓ દોડાદોડી કરી શકે એવા પહોળા રસ્તા કરવાથી, અને બધીઆર ગટરો સાથે ઘરના નળોનુ જોડાણ કરવાથી, કદી પણ ખરો શેહેર સુધારો

( City improvement ) થનાર નથી. અગ્રેજીમા પણ કહેવત છે કે Prevention is better than cure માદા પડીને ઔષધોપચાર કરવા કરતા, માદા ન પડવાની સાવચેતી રાખવી એ ઉત્તમ છે અને આર્યાવર્તમાં તો અનાદિ કાળથીજ કહેવાય છે કે —

" प्रक्षालनाद्धि पंकस्य दूरादस्पर्शनं वरम् ।"

કાદવ કચરો પ્રથમ લગાડવો અને પછી તેને ધોવાને માટે પાણીને બગાડવું, તેના કરતા તો તે કાદવ કચરાનો દૂરથી સ્પર્શજ ન કરવો એ ઉત્તમ છે આ વાતનો મુંબઈના શેહેરીઓને સાચો ઉપદેશ આપનાર ડાકટર બ્લેની થઈ ગયો છે તેને લોકોએ મોઢેથી માન આપ્યું તથા તેનુ પૂતળુ કરીને " મ્યુનિસિપાલ હોલ " ની સન્મુખ મૂક્યુ છે પરતુ તેના ખરા ઉપદેશની અસર કોઈ પણ અગ્રેસર કે સત્તાધીશને થઈ હોય એમ દેખાતુ નથી. આજ રીતે " આર્યશાસ્ત્રને લોકો માન આપે છે, તેની પવિત્રતા જોઈ પોતાને " આર્ય " કહેવામા કે માની લેવામા મોટાઈ માને છે, પરતુ તે પ્રમાણે વર્તવાની કાળજી બહુજ થોડા રાખે છે આમ બેદરકારીથી સ્વધર્મથી અજ્ઞાન રહી તથા અપવિત્ર થઈ પછીથી પવિત્ર થવાને માટે પ્રાયશ્ચિત કરવા કરતા, પ્રથમથીજ પવિત્ર રહેવા તથા જ્ઞાન મેળવવાને યત્ન કરવો એ ઉત્તમ વાત છે કેમકે જ્ઞાનવિના આભ્યતર શુદ્ધિ થતી નથી માટે આર્યધર્મશાસ્ત્રે શૌચનો તથા આશૌચનો બહુ સૂક્ષ્મતાથી વિચાર પૂર્વક નિશ્ચય કર્યો છે તે જાણી, તે પ્રમાણે વર્તાવ કરી શારીરસુખ સપાદન કરવુ, એ આર્ય ભાઈઓનુ નિત્યકર્મ છે

---

## અગ્નિ.

આ લઘુ લેખમાં અગ્નિ દેવતાનો વિચાર કરીએ છીએ જેનુ સ્વરૂપ શ્રુતિ, સ્મૃતિ, પુરાણ તથા ધર્મશાસ્ત્રો ઇત્યાદિ સર્વ ઠેકાણે સારી રીતે દર્શાવ્યું છે જે ન જાણવાથી આ સસારમાં આપણી અધોગતિ થઈ રહી છે. વિચાર શક્તિ અને તેથી ઉત્પન્ન થતુ ધાર્મિકજ્ઞાન વડેજ માણસમાં માણસાઈ દેખાય છે. તે વિનાનો મનુષ્ય તે પશુ સમાનજ ગણાય છે

મહાશય ! અગ્નિએ દેવતા, પોતાના આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક એમ ત્રણે રૂપોથી સર્વત્ર વ્યાપક છે ભૌતિક અગ્નિ સાથે તો મનુષ્યમાત્રને પ્રતિદિન પ્રત્યક્ષ વારવાર કામ પડે છે કેટલાક એમ માને

છે કે રસોઇ રાંધવામા, દીવા બત્તિ સળગાવવામા, ઈત્યાદિ લૌકિક નિમિત્ત એ અત્યુપયોગી છે. કેટલાક પદાર્થવિજ્ઞાન વાદી સાચા કામમા એની સહાયતાથી વિવિધ પ્રકારની વસ્તુઓ તૈયાર કરી અસખ્ય પ્રકારે એમો લાભ લેતા જાય છે

યુરોપ, એશિયા, જેપાન ઈત્યાદિ દ્વીપાંતર નિવાસી લોકો રેલ્વે, સ્ટીમર, મિલ ઈત્યાદિમા આ અગ્નિની શક્તિનો ઉપયોગ લઈ, તે દ્વારા દ્રવ્યોપાર્જન કરી, પોતાને કુબેર કહેવડાવવા લાગ્યા છે. પરતુ હાલનો કમ નસીબ ભરતખડ! વર્તમાન સમયની ઐહિક ઉન્નતિઓ એની સહાયતાથી કઈ કરતો નથી, તેમ પોતાના પૂર્વજોની પરિણાલિકા પ્રમાણે ચાલી, તેના અભિમાની અગ્નિદેવતાને પારલૈકિક ઉન્નતિમાટે પણ સેવતો નથી. આ રીતે "ઈનો ભ્રષ્ટ,તનો ભ્રષ્ટ" જેવી દુર્દશા ભોગવે છે વેદમાં આ અગ્નિ દેવતા માટે નીચે પ્રમાણે કથન છે

શુકલ યજુર્વેદની વાજસનેયી સહિતાવાળા "अग्ने नयनीत्यग्रणीः" 'अग्निर्देवाना सेनानीः" આ વ્યુત્પત્તિથી માને છે કે, સર્વ દેવતાઓના સેનાધિપતિ અગ્નિ છે બ્રાહ્મણ ગ્રથમા કહ્યુ છે કે, "सवा एषोऽग्रे देवानामजायत तस्मादग्निर्नामेति" સર્વ દેવતાઓથી પ્રથમ અગ્નિની ઉત્પત્તિ થઈ છે, માટે એનું નામ અગ્નિ પડયું છે કૃષ્ણયજુર્વેદની તૈત્તિરીય શાખાવાળા કહે છે કે, "अग्निरग्रे प्रथमो देवतानाम् । अग्निरवमो देवतानाम्" અર્થાત્ સઉથી પ્રથમ અગ્નિ છે એ અવમ દેવ છે શુકલયજુર્વેદ પુરૂષસૂક્તમાં વિરાટ સ્વરૂપ પરમાત્માના મુખથી એની ઉત્પત્તિ કહી છે "श्रोत्राद्वायुश्च प्राणश्च मुखादग्निरजायत" વેદના નિરૂક્તકાર સ્થુલાષ્ઠીવી મહર્ષિના પુત્રે એનો અર્થ એ લખ્યો છે કે, જે પોતાની ઉષ્ણતાથી બીજાને સૂકવી નાખે તેને અગ્નિ કહે છે આ અર્થ લૈકિક અગ્નિના સ્વરૂપથી સ્વતઃસિદ્ધ છે પરતુ વિરાટ સ્વરૂપના મુખથી અગ્નિ દેવની ઉત્પત્તિ છે

અગ્નિએ પ્રત્યક્ષ દેવતા છે એની વેદ પ્રથમ સ્તુતિ કરે છે એથી અધિક તે બીજો કોણ એની સ્તુતિ કરી શકશે? ઋગ્વેદના મગળાચરણમાજ ભગવાન્ વેદપુરૂષ પોત કહે છે કે—

"ॐ अग्निमीळे पुरोहितं यज्ञस्य देवमृत्विजम् होतारं रत्नधातमम् ॥

યજ્ઞના સાધક દેવનાઓના ઋત્વિક અને રત્નરૂપ યજ્ઞના ફળદાતા અગ્નિદેવની હુ સ્તુતિ કરૂ છુ. વાચનાર વર્ગ ! આપ પડે વિચાર કરી શકો છો, સાક્ષાત્ વેદપુરુષ પોતાની વાણીથી અગ્નિ મહારાજની સ્તુતિ

કરે છે ત્યારે એનું પૂજ્યતમત્વ સ્વતઃસિદ્ધ છે, એમા શું આશ્ચર્ય ? વળી જુઓ —

" स न पितेव सूनवेऽग्ने सूपाय नो भव ।
स च स्वा न स्वस्तये ॥ ઋ૦ અ૦ ૧, વ૦ ૩, ૯

હે અગ્ને ! પિતાની પેઠે આપ હુમને ઉત્તમ પદાર્થ આપો. અને અમારા કલ્યાણને માટે તત્પર થાઓ વગેરે અનેક પ્રકારથી, અનેક કાર્યો નિમિત્તે વેદમા અગ્નિની સ્તુતિ કરવામા આવી છે હવે સ્મૃતિયો તરફ નજર કરીએ મનુ મહર્ષિ કહે છે કે'—

" एतमेके वदन्त्यग्निं मनुमेके प्रजापतिम् "

કોઈ એને મનુ, કોઈ અગ્નિ અને કોઈ પ્રજાપતિ કહે છે આથી પણ અગ્નિની મહત્તા સ્પષ્ટ દેખાય છે મનુના ૪થા અધ્યાયના ગૃહસ્થધર્મ પ્રકરણમાં કહ્યુ છે કે —

नाग्निं मुखेनोपधमेन्नग्नां नेक्षेत च स्त्रियम् ।
नामेध्यं प्रक्षिपेदग्नौ न च पादौ प्रतापयेत् ॥ ५३ ॥
अधस्तान्नोपदध्याच्च नचैनमभिलङ्घयेत् ।
न चैनं पादतः कुर्यान्न प्राणाबाधमाचरेत् ॥ ५४ ॥

મુખથી અગ્નિને ફૂંકવો નહિ ( આ કારણથી ભૂંગળી, વીંજણો, ધમણથી ફૂંકવામા આવે છે ) અપવિત્ર પદાર્થો અગ્નિમાં નાખવા નહિ, તેથી ઘી, તલ વગેરે હવિષ્યથી હોમ કરવામા આવે છે અગ્નિપર પગ સેકવા નહિ ( તેથી લુગડા ઈંટ વગેરે તપાવી તેથી સેક કરવામા આવે છે ) ખુરસી વગેરેપર બેસી અગ્નિને તેની નીચે રાખી તથા તેનુ ઉલ્લઘન કરીને, અથવા પોતાના પગ તરફ રાખીને તેનુ અવમાન ન કરવુ તથા તેથી કોઈપણ પ્રાણીને પીડા થાય તેમ ન કરવુ શ્રૌતકર્મમા અગ્નિહોત્રનુ મહાફળ લખ્યુ છે

नावसथ्यात्परो धर्मो नावसथ्यात्परं तपः ।
नावसथ्यात्परं दानं नावसथ्यात्परं धनम् ॥

અગ્નિહોત્રથી ઉત્તમ બીજો કોઈ ધર્મ, કે બીજું કોઈ તપ, દાન કે ધન નથી જ્યારે આ ભારતવર્ષ ઉન્નતિને શિખરે ચઢયો હતો, ત્યારે પોતાના અભીષ્ટ, ઉપાસ્ય અગ્નિનુ સારી રીતે આરાધન થતુ હતુ. ગર્ભાધાનાદિ સસ્કારોમા પ્રથમ અગ્નિની પૂજા કરીને અભીષ્ટકર્મો કરવામા આવતા હતા દ્વિજત્વ સંપાદક ઉપનયનસંસ્કારના દિવસથી જ્યા સુધી બ્રહ્મચર્યાશ્રમમા રહે, ત્યા સુધી નિત્ય સવારસાંઝ બેઉ વખત અગ્નિસેવન થતું

હતું. પછી ગૃહસ્થાશ્રમમાં તો અગ્નિની સાક્ષીથી પત્નીનો પાણિ ( હાથ ) ગ્રહણ થાય છે અરે ! ક્યાં સુધી કહીએ, જનેતા માતાના ગર્ભમાંથી પોતાની સાથે આણેલો આ પરમપ્રિય દેહ પ્રાણી છોડે છે, ત્યારે સ્મશાનમાં પણ ઉત્તમ લોકની પ્રાપ્તિ કરાવવા માટે આ અગ્નિ આપણને સહાયતા આપે છે. જુઓ ગર્ભાધાનથી માંડીને અંતેષ્ટિ સુધી સર્વત્ર અગ્નિદેવતા આપણાપર ઉપકાર કરે છે કે નહિ ? પરતુ ખેદથી કહેવું પડે છે કે પોતાના દુર્ભાગ્યને વશ થતા લોકો આ દેવતાને ભૂલી જાય છે. જુઓ. આટલી બધી પ્રતાપી સરકાર યથાશક્તિ પ્રબધ કરે છે, તથાપિ દુકાળનુ દુ ખ ભારતવાસીને ભોગવવુ પડે છે ૧૯૫૬ની સાલમાં દૂકાળે કેવું ભયકર રૂપ ધર્યું હતું ભૂખે મરતા મનુષ્યોએ, પોતાના બાલસતાનનુ ભક્ષ કરી, રાક્ષસી કામ કર્યું હતું ! કહ્યુ છે કે—

बुभुक्षित किं न करोति पापम् ॥

એવું કયું પાપ છે કે જેને ભૂખે મરતો ન કરે? પરમાત્મા એવો સમય ફરી ન દેખડાવવાની કૃપા કરે આ દેશમા પેટ પુરતું અનાજ પણ ન રાખતાં, તાજે તાજુ પારાવાર પ્રવાહમાં દ્વીપાતરે તણાઈ જાય છે. ત્યાં બીજા વર્ષ માટે અવશેષ રહેવાની તો આશાજ શી ? માટે પ્રતિવર્ષ આ ભારતવર્ષમાં વર્ષાદ વર્ષનો રહે તોજ એ દુઃખ શાંત થાય એમ છે. આવું અસહ્ય દુઃખ આપણાપર પડવાનુ કારણ શુ ? કારણ એજ છે કે આપણે આપણા શાસ્ત્રોની શિક્ષાથી વિમુખ થયા છીએ. તે ઉપરથી આપણી શ્રદ્ધા ઊઠી ગઈ છે. શ્રીમદ્વલ્લભાચાર્યજી જેઓ પણ અગ્નિરાજ અવતાર હતા. તેઓ અત્યુત્તમ ભગવદ્ભક્તિભાવનું વિસ્તારપૂર્વક વિવેચન કરી, છેવટે પોતાના પુત્રોને તેમજ શિષ્યોને અતિમ ઉપદેશ એજ આપી ગયા છે કેઃ—

यदा वहिर्मुखा यूयं भविष्यथ कथंचन।
तदा कालप्रवाहस्था देहचित्तादयोऽप्युत ॥ १ ॥
सर्वथा भक्षयिष्यति युष्मानिति मतिमम।
न लौकिक प्रभुः कृष्णो मनु तेनैव लौकिकम् ॥ २ ॥
भावस्तत्राप्यस्मदीय सर्वस्व श्चैहिकश्चसः।
परलोकश्चतेनायं सवभावेन सर्वथा।
सेव्यः स एव गोपीशो विधास्यत्याखिलं हिन. ॥ ३ ॥

જ્યારે તમે જગપણ શાસ્ત્રથી તથા ભગવાન્થી બહિર્મુખ થશો ઇંદ્રિયોને વિષયો તરફ જવા દેશો, ત્યારે આ કલિકાલના પ્રવાહમાં

પડેલા તમારાજ દેહ ચિત્ત ઈત્યાદિ અગો તમારૂંજ સર્વથા ભક્ષણ કરશે. એમ મારી મતિ છે પ્રભુ શ્રીકૃષ્ણ લૌકિક પ્રભુ ( એક મહારાજા ) નથી, તેમને લૌકિક પ્રભુ ન માનવા આપણું આલોક પરલોકનુ સર્વસ્વ જે પ્રમેય તે એજ છે, એવો તેમને વિષે ભાવ રાખવો અને તેવાજ સર્વ ભાવથી સર્વ પ્રકારે તેજ એક ગોપીશ સેવ્ય છે, નક્કી આપણા અખિલ મનોરથ તેથીજ સિદ્ધ થશે. ( અપુર્ણ )

---

## શ્રદ્ધા.

श्रद्धावॉल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥
अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥

( શ્રીમદ્ભગવદ્ગીતા અ ૪ શ્લોક ૧૭-૪૦. )

શ્રદ્ધાએ જ્ઞાનપ્રાપ્તિનો મુખ્ય પાયો છે, તે જ્ઞાન શિખરે પહોચવા માટે ની નીસરણીનુ પ્રથમ પગથીયું છે તે જ્ઞાનવૃક્ષનુ બીજ છે જેવી રીતે ઇચ્છા, વિચારને જન્મ આપે છે, તેવીજ રીતે શ્રદ્ધા જ્ઞાનને જન્મ આપે છે અમુક વિષયનો વિચાર થાય તે પહેલા તત્સબધી ઇચ્છા થવાનો અચળ ક્રમ છે, તેવી રીતે કોઈ એક પ્રકારના જ્ઞાનની પ્રાપ્તિ માટે શ્રદ્ધા એ પૂર્વગામી અચળ સાધન છે. શ્રદ્ધાએ જ્ઞાનનિધિ ખોલવાની કુચી છે, તે જ્ઞાનગૃહમા પ્રવેશ કરવા માટેનુ પહેલુ દ્વાર છે તે જ્ઞાન સ્ટેશને લઈ જનાર આગગાડીમા બેસવા માટેની ટીકીટ છે તે જ્ઞાન ગ્રામે પહોચડાવા માટે અનણ્યા રસ્તા ઉપર સાથે ભોમિયો છે જેવી રીતે દીવેલ, દીવેટ અને પાત્ર વિના દીપક પ્રકટ થવા સભવ નથી, તેવી રીતે શ્રદ્ધા વિના જ્ઞાનવિજ્ઞાનની પ્રાપ્તિ સભવતી નથી જેવી રીતે ભૂમિમાં દાટેલુ સુવર્ણ ઓજારોથી ખોદ્યા વિના પ્રાપ્ત થતુ નથી તેવી રીતે શ્રદ્ધાની સહાયતા વિના ગુપ્ત રહેલુ જ્ઞાનધન સાક્ષાત્કાર થતુ નથી પરતુ વસ્તુત: શ્રદ્ધાએ જ્ઞાનનુ બીજક છે, એ વાત ખાસ લક્ષમા રાખવાની છે, બીજક જ્યા સુધી બીજક રૂપે રહે છે, ત્યા સુધી તે વૃક્ષરૂપે અનુભવાતુ નથી પરતુ તે બીજકને રોપવામા આવે અને તેમાથી વૃક્ષ થાય તે પછી બીજક અને વૃક્ષ એ ભેદ સર્વથા રહેતો નથી. અને બીજ-

કેનું બીજકત્વ તે વૃક્ષના વૃક્ષત્વમા ઓતપ્રોત થઈ જાય છે, તેવીજ રીતે જ્યાં સુધી જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી, ત્યા સુધી શ્રદ્ધા એ શ્રદ્ધારૂપેજ અનુભવાય છે. પરતુ શ્રદ્ધાના પરિણામે જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, ત્યારે શ્રદ્ધા અને જ્ઞાન એ ભેદ અદ્રશ્ય થાય છે શ્રદ્ધાએ જ્ઞાનમાં ઓતપ્રોત થઇ જાય છે તૃષાતુર મનુષ્યના જળની પ્રાપ્તિ માટેના પ્રયાસનુ તૃષાએ કારણ છે, પરતુ જળની પ્રાપ્તિ તને થાય છે, પછી તૃષા રહેતી નથી તેમ શ્રદ્ધા એ અમુક જ્ઞાનની પ્રાપ્તિમાટે પ્રેરણા કરાવનાર છે. તે પ્રાપ્તિ માટે મનુષ્યને પ્રયત્નશીળ કરનાર છે પરતુ તે જ્ઞાનની પ્રાપ્તિ થયે, તે સાધનભૂત કારણને જ્ઞાનની સાથે અભેદ થઇ જાય છે એક ચીમનીના દીપકનો ઝાખો પ્રકાશ પડતો હોય તેજ કળ ચડાવ્યાથી ચોખ્ખો ઉજ્વળ પ્રકાશ પડે છે પરતુ પ્રથમનો ઝાખો પ્રકાશ અને પાછળનો ચોખ્ખો ઉજ્વળ પ્રકાશ એ વસ્તુતઃ ભિન્ન નથી માત્ર એકજ પદાથનુ અસ્પષ્ટ સ્વરૂપ છે અને બીજુ તેજ પદાર્થનુ એક સ્પષ્ટ સ્વરૂપ છે. તેવીજ રીતે શ્રદ્ધા અને જ્ઞાન એકજ નૈસર્ગિક અતર્જ્ઞાનરૂપી દીપકનો અસ્પષ્ટ અને સ્પષ્ટ પ્રકાશ છે ટૂકમા જેવી રીતે વૃક્ષની ઉત્પત્તિ માટે બીજકની અગત્ય છે, તેવી રીતે જ્ઞાનની ઉત્પત્તિ માટે શ્રદ્ધાની અગત્ય છે અને એટલા માટેજ શ્રદ્ધાને જ્ઞાનની શરૂવાત કહેવામા આવે છે તે યથાર્થજ છે

મનુષ્ય મન ઉપર સૃષ્ટિમાં અસ્તિત્વ ધરાવના અમુક ગુપ્ત પદાર્થની છાપ પડે છે આ છાપ નૈસર્ગિક અતર્જ્ઞાન ( intention ) એ નામથી ઓળખાય છે આ છાપ તે પદાર્થની કલ્પનારૂપે પ્રથમ મનુષ્યના મનમા આવિર્ભાવ પામે છે આ કલ્પના પ્રથમ અસ્પષ્ટ હોય છે ધીરે ધીરે તે ખિલતી જાય છે અને આ કલ્પનામાં તે મનુષ્યને દૃઢ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે અને આ શ્રદ્ધાયુક્ત કલ્પના પરિણામે તે પદાર્થને મૂર્તિમાન કરે છે. બીજા શબ્દમા કહીએ તો શ્રદ્ધા પરિણામે જ્ઞાનમા વિરામે છે

એ પ્રમાણે જે પદાથના જ્ઞાનની અપેક્ષા હોય તે પદાર્થનુ સૃષ્ટિમાં અસ્તિત્વ હોવુજ જોઇએ આથી કોઈ એવી શકા કરશે કે જે પદાર્થનુ સૃષ્ટિમાં અસ્તિત્વ ન હોય, તે સબધી શ્રદ્ધા ઉત્પન્ન થાય તો પછી ત શ્રદ્ધાવડે તે પદાર્થના જ્ઞાનની પ્રાપ્તિ કેમ અને કયાથી સભવે? પરતુ સહજ વિચાર કરતા આ શકાને અવકાશ નથી એમ પ્રત્યક્ષ અનુભવાશે જેનુ સૃષ્ટિમાં અસ્તિત્વ નથી તેની કલ્પના મનુષ્ય કરી શકેજ નહીં. મનુષ્ય મન ઉપર જે ગુપ્ત પદાર્થની છાપ પડે છે અને જે

નૈસર્ગિક અતર્જ્ઞાન એ નામે ઓળખાય છે, તે હકીકત નિર્વિવાદ પૂરવાર કરે છે કે જેનુ અસ્તિત્વ નથી તેની છાપ પડેજ નહીં તેનું અતર્જ્ઞાન સભવેજ નહીં તેની કલ્પના મનુષ્યથી થાયજ નહીં આ ઉપરથી એમ કહેવાનો ઉદ્દેશ નથી કે મનુષ્ય જે જે કલ્પના કરે છે તે યથાક્રમજ હોય પરતુ કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે કલ્પનામાં યથાક્રમ ન જળવાયો હોય તો પણ કલ્પનાના દરેક વિષયનુ અસ્તિત્વ હોવુજ જોઇએ "શશશૃંગ" એ કલ્પના થઈ શકે કારણ કે "શશ" અને "શૃંગ" એ બન્નેનુ અસ્તિત્વ છે પરતુ તેમાં યથાક્રમ જળવાયો નથી અને જ્યાં સુધી યથાક્રમ ન જળવાય ત્યા સુધી વાસ્તવિક પદાર્થનું યથાર્થ જ્ઞાન થાયજ નહીં જેવી રીતે જુદા જુદા રમકડાં બાળક છોકરાં પાસે પડયા હોય તે રમકડાની ગોઠવણ તે બાળક યથાક્રમના અજ્ઞાનતાથી ખોટી રીતે કરે છે તેવી રીતે મનુષ્ય પણ પ્રારભમા કોઈ પદાર્થની કલ્પના કરવામા ક્રમસબધી ભૂલ કરે છે જે ભૂલ ક્રમે ક્રમે સુધરી જાય છે પરંતુ આ વાત તો નિરતર સિદ્ધાન્ત તરીકે સ્મરણમાં રાખવાની છે કે કલ્પનાના વિષય ભૂત પદાર્થનું અસ્તિત્વ સર્વથા હોયજ. શ્રદ્ધા કરવી તે સહેલ છે પરતુ તે આદ્યન્ત નિભાવવી તે અતિ કઠણ છે. "સારાં કામમાં સો વિઘ્ન" એ કહેવત અનુસાર પગલે પગલે વિઘ્નો નડે છે, પળે પળે નિરાશાના ભણકારા વાગ્યા કરે છે, ક્ષણે ક્ષણે લાલચરૂપી લોહચુમ્બક વિરુદ્ધ પક્ષ તરફ આકર્ષણ કર્યા કરે છે, ચોમેરથી ચેષ્ટાના ચકમકો ઝર્યા કરે છે, કયાંઈ ક્યાંઈથી કટુ વચનના બાણનો ટકાર કર્ણપટ વીંધી નાખે છે, પરતુ આ સર્વ શ્રદ્ધાના સામર્થ્યની કસોટી છે, શ્રદ્ધા ની સ્થિરતાની આ સર્વ પરીક્ષા છે નૃસિંહ મેહેતા, પ્રહ્લ્લાદ આદિ અનેક ઈશ્વરભકતોની આવી અચળ શ્રદ્ધા દૃષ્ટાન્તરૂપ છે રસાયણ શાસ્રના અનેક અદ્ભુત શોધો આવી અચળ શ્રદ્ધાનુજ પરિણામ છે રસાયણ શાસ્રનો આખો ઈતિહાસ આવી સ્થિર શ્રદ્ધાનો ખરો સાક્ષીભૂત છે

મનુષ્યના પ્રકટીકરણ (evolution) ના રસ્તા ઉપર આગળ ગતિ કરાવનાર શ્રદ્ધા સમાન સમર્થ સાધન અન્ય કોઈ નથી જીવાત્માને પરમાત્માના અંશરૂપે સાક્ષાત્ અનુભવવો એ મનુષ્યના કર્તવ્યનો સાર છે અને સ્વાભાવિક આત્મબળ ઉપર અચળ શ્રદ્ધાથી યત્ન કર્યા વિના તે સ્થિતિએ પહોંચવાની આશા વ્યર્થ છે પોતાનુ પ્રકટીકરણ (evolution) અન્ય કરી દેશે, એવી આશાથી બેસી રહેવું તે મૃગજળથી તૃષા શાન્ત કર-

વાની લાલસા જેવું છે આત્મબળમાં દઢ શ્રદ્ધા રાખવી, એ સદ્ગુણો માનો શ્રેષ્ઠ અને બલીષ્ટ સદ્ગુણ છે

વાચનાર ! આપણી ચારે તરફ નિરંતર ગતિ કરતા, સતત કાર્ય કરતા, અવિચ્છિન્ન પ્રવૃત્તિવાળા કુદરતના પ્રસિદ્ધ નિયમો જો આપણે તપાસીશુ, તેમનુ અવલોકન કરીશુ તેમનુ મનન કરીશુ અને તે તપાસનો, તે અવલોકનનો અને તે મનનનો નિષ્કર્ષ શુ આવે છે તે જોઇશુ, તેમાંથી શી સ્વાભાવિક સ્થિતિની સ્વત સ્ફુરણ થાય છે તેનો અનુભવ કરીશું તો આપણને જણાશે કે સ્વાશ્રયી થવુ તેજ કુદરતનુ શિક્ષણ છે, પરાશ્રયી ન થવુ તેજ કુદરતનો બોધ છે બાળકની ચેષ્ટા કુદરતના નિયમોનું બહુધા અનુકરણ કરે છે, બાળકની સ્વાતંત્ર્ય સ્થાપિત કરવાની ઈચ્છા, જનસ્વભાવના કુદરતને અનુસરવાના નૈસર્ગિક વલણનો આબેહુબ ખ્યાલ આપે છે બાળકમા અસ્વાભાવિકતાનુ બીજ હજુ રોપાયેલુ હોતું નથી. તેની ચેષ્ટામા કૃત્રિમતાએ હજુ પ્રવેશ કરેલો હોતો નથી અને તેથી તેની સ્વાભાવિક વૃત્તિ કુદરતના નિયમોને અનુસરતી જણાય છે

આ પ્રમાણે જનસ્વભાવ સ્વાશ્રયી થવાના વલણવાળો સ્વાભાવિક રીતે છે પરતુ મનુષ્ય જેમ જેમ વ્યવહારમાં રચ્યો પચ્યો રહે છે, જેમ જેમ તે સ્વાર્થે સાધક સાધનો સેવતો રહે છે, તેમ તેની સ્વાભાવિક વૃત્તિમાં કૃત્રિમતા મિશ્ર થતી જાય છે અને ધીરે ધીરે મનુષ્યની સ્વાશ્રયી થવાની સ્વાભાવિક શક્તિ સકુચિત થઈ જાય છે અને કૃત્રિમતા ઘર કરી બેસે છે પરિણામ એ આવે છે કે પરના આશ્રય ઉપર આધાર રાખવાની તથા આત્મબળ તરફ અશ્રદ્ધાથી જોવાની, તેને ટેવ પડીજાય છે શાળામાં અપાતા શિક્ષણોમા, સસાર વ્યવહારમાં, તથા ધર્મના શિક્ષણમા ગમે તે મત અથવા પરિપાટી સ્વીકારવાની તથા તદનુસાર વર્તન કરવાની તેને ફરજ પડે છે આરભમાં તેની યોગ્યતા અયોગ્યતા સબધી, તેની રૂચિકરતા અને અરૂચિકરતા સબધી યુક્ત વિચાર કરવાનો તેને અવકાશ હોતો નથી અને આપ્રમાણે ટેવાઈ જતાં તેની નૈસર્ગિક વિચારશક્તિ શિથિલ થઈ જાય છે, તે શક્તિ સ્વાભાવિક મટી ઘણે અંશે કૃત્રિમ થઇ જાય છે, તેની પૂર્ણ કળાએ પ્રકાશવાનું સામર્થ્ય તેનામા રહેતું નથી અને તેથી મનુષ્યને પોતાની શક્તિ ઉપર શ્રદ્ધા રહેતી નથી અને અન્યના આશ્રયની તેને અપેક્ષા રહે છે

નવા રોપેલા બીજકમાથી ઉદ્ભવતા અકુરની આત્મબળપરની શ્રદ્ધા ખરેખર શિક્ષણીય છે તે અકુર અતિ નિર્બળ હોય છે છતા આત્મબળમાં શ્રદ્ધાવડેજ કઠણ જમીન તથા પાષાણને ભેદી તે ઉપર ગતિ કરે

છે. કારણ માત્ર એટલુજ છે કે આત્મબળ ઉપર શ્રદ્ધા રાખી પ્રવૃત્તિ કરવા કુદરત ગૃહની કેળવણીમા તે કેળવાય છે મનુષ્ય પણ કુદરતનુંજ બચ્ચુ છે. જે કરવા તે ઇચ્છે તે કરવાનુ સામર્થ્ય તેનામા રહેલુ છે માત્ર આ સામર્થ્યનુ જ્યા સુધી તેને યથાર્થ જ્ઞાન થતું નથી ત્યા સુધી આત્મબળમા તેને શ્રદ્ધા આવતી નથી કહેવાય છે કે હનુમાનમા અગાધ બળ છતા તેના આત્મબળનું તેને સ્મરણ દીધા વિના તેનુ યથાર્થ જ્ઞાન તેને આવતુ નહિ. જન્મથી બકરી સાથે ઉછરતા સિંહના બચ્ચાને પોતાના સિંહ તરીકેના સામર્થ્યનુ ભાન ન હોવાથી તે શિયાળથી પણ ભયભીત રહે છે પરતુ તેનુ ભાન તેને થાય છે, પછી તે સર્વને કપાવે છે શુ આ સિંહના બચ્ચામા કાંઈ નવીન લોહી વા બળ આવ્યું? તેનામાં શુ પ્રથમ સિંહનુ સામર્થ્ય નહોતુ, જે નવીન આ વખતેજ આવ્યુ? ના, તેમ નહીં. તે સામર્થ્ય તેના શરીરમાં હતુ, પરતુ તેનું તેને ભાન ન હોવાથી પોતાના બળમા તેને શ્રદ્ધા નહોતી અને તથીજ તે ભયભીત સ્થિતિમા રહેતું હતું.

વાચનાર! આઉપરથી આપણે એટલુ પણ સમજ્યા કે આત્મબળ ઉપરથી શ્રદ્ધા થવાને આત્મબળનુ યથાર્થ ભાન થવુ, તે અગત્યનુ છે. એક માણસ દારિદ્રયથી અતિ પીડાતો હતો અને જ્યારે એક દિવસના નિર્વાહનું પણ સાધન તેના પાસે ન રહ્યુ ત્યારે તે તેના પિતાના મિત્ર પાસે ગયો તે તેનુ દુઃખ નિવૃત્ત કરશે, એવી દૃઢ શ્રદ્ધાથી તેની પાસે પોતાનુ દારિદ્રયનું દુઃખ રોવા લાગ્યો તેના પિતાના તે મિત્રે તેને કહ્યુ કે તારા પિતાએ તારા ઘરના દક્ષિણ દિશાના ખુણામા દશ હજાર રૂપીઆ દાટ્યા છે તે કાઢી લે અને તેવડે તારા દુખનો અત લાવ. પેલો મનુષ્ય પ્રફુલ્લિત મને ઘેર ગયો અને રૂપીયા ખોદી કાઢી દારિદ્રયથી મુક્ત થયો ઘરમાં બાપે દશ હજાર રૂપીઆ દાટી રાખ્યા હતા, પરતુ પુત્રને તેનુ ભાન નહોતું, તેથી તેની દરિદ્રતા દૂર કરવામા તે રૂપીઆ તેને કાંઈ પણ કામ લાગતા નહોતા પરતુ તેના પિતાના મિત્રદ્વારા તે રૂપીઆનુ જ્ઞાન તેને પ્રાપ્ત થયું અને તેના વચન ઉપર શ્રદ્ધા રાખી તેણે યત્ન કર્યો, તો તેનો ઉપયોગ તે કરી શક્યો તેવીજ રીતે આત્મબળનુ ભાન કરાવનાર સત્શાસ્ત્રોના અધ્યયનની તથા સદ્ગુરૂના સુબોધની બહુજ જરૂર છે બન્ને સાધનોની સપૂર્ણ સહાયતા મળે તે માટે તે બન્નેમા અચળ શ્રદ્ધાની અત્યાવશ્યકતા છે સત્શાસ્ત્રોનાં તથા સદ્ગુરૂના વચનમા સ્થિર શ્રદ્ધા રાખવી જોઇએ, તેને પ્રમાણરૂપજ ગણવા જોઈએ સાધક દશામા પગલે પગલે સશય ઉઠાવવાથી પરિણામે પહોંચાતું નથી શ્રદ્ધાવિના મુમુક્ષુ જ્ઞાનની પ્રાપ્તિ

કરી શકતા નથી શાસ્ત્ર તથા ગુરુની પસંદગી કરવા પહેલાં પુખ્ત વિચાર કરવો, યોગ્યાયોગ્યતાની દલીલથી તુલના કરવી પરતુ એક વખ્ત નિશ્ચય પર આવી અમુક શાસ્ત્ર કે અમુક ગુરુનું શરણુ ગ્રહણુ કર્યું. પછી તેમનાં વચનો ભૂમિતિનાં પ્રમાણુ વાકયો ( Axioms ) સમાન પ્રમાણુરૂપ માનવાં તત્સબંધી તર્ક કરવો નહિ તેમાંથી અમુકનો સ્વીકાર કરવો અને અમુકનો અસ્વીકાર કરવો તે શ્રદ્ધાજ ન કહેવાય. તેમાં દૃઢ શ્રદ્ધા રાખી તદનુસાર વર્તન કરવું અને નિ શકપણે માન જોકે તેમા આપણું કલ્યાણુજ છે, તેથીજ આપણી ધારેલી સર્વ ઇચ્છા પાર પાડવાનીજ છે નિઃશક થાઓ, પ્રયત્નશીળ થાઓ, અચળ શ્રદ્ધાવાન્ થાઓ અને અનુભવ થશે કે આપણે સર્વ કરવાને સામર્થ્યવાળા છીએ. આપણુને અશકય કાંઈ છેજ નહીં.

પ્રિય વાંચનાર ! આપણે અમુક સ્થિતિ દુ:ખરૂપ અનુભવીએ છીએ, અમુક બનાવ શોચનીય ગણીએ છીએ. તેનું કારણ શું છે? આ પ્રશ્નનો ઉત્તર એટલોજછેકે પરમાત્માની કલ્યાણુકારક વૃત્તિમા આપણી દૃઢ શ્રદ્ધા નથી, તેમા આપણી અશ્રદ્ધા છે, તેમા આપણો અવિશ્વાસ છે "પરમાત્મા જે કરે છે તે સારાસારૂ" એ વચનને માત્ર વાર્તાલાપનો વિષયજ આપણે કરી નાખીએ છીએ જે જે દુ ખ, શોક, ભય આદિ આપણે અનુભ 'એ છીએ તેનું મુખ્ય કારણુ આપણી પરમાત્માની શ્રેયસ્કર સત્તામાં અ' દ્ધા છે. પરમાત્મા આપણુ કલ્યાણુજ કરે છે, પરમાત્મા આપણું હિતજ કરે છે, ત્રણુ કાળમા પરમાત્મા આપણી રક્ષા કર્યા વિના રહેનારજ નથી, એવી દૃઢ શ્રદ્ધા જો પરમાત્મામા આપણે રાખીએ તો અસખ્ય ભય, શોક, દુ:ખ આદિનાં કારણો નિર્મૂળ જણાશે પરમાત્મા પ્રાણીમાત્રનો હિતચિંતક છે, તેથી અચળ શ્રદ્ધા તેના પરત્વે રાખવી, એજ પરમ-સુખનો માર્ગ છે વાચનાર ! તમે કહેશો કે આ કથન કરવુ બહુ સહેલું છે કૃતિમાં મૂકવું તે દુષ્કર છે આનો ઉત્તર એટલોજ છે કે કૃતિમાં મૂકવું તે દુષ્કર છે, એટલુંજ નહીં પરતુ તે અત્યન્તાત્યન્ત દુષ્કર છે, પરતુ ઉભય લોક સુધારવા માટેનો એજ રસ્તો છે. પ્રયત્નશીલ થાવુ પરમાત્મા સહાય કરશે અસ્તુ.

મણિલાલ કેશવલાલ,

જુનાગઢ. બી એ એલ એલ બી.



# શ્રી આર્યધર્મસુધા.

પુસ્તક ૧ લું. સંવત ૧૯૬૧ મેષમાસ. અંક ૪ થો.

## આર્યોન્નતિ.

( પદ ગગ યથા રૂચી. )

કરશે શ્રીહરિ કૃપા અપાર,

આર્યોને ઉન્નતિ અતિ શુભ મતિ, સદ્ગતિ દેવા સાર ટેક ૧

ઉન્નતિ સિંહાસનના પાયા, સુજનો જાણો ચાર,
ઉત્તમ ઉદ્યમ સંપ સુવિદ્યા, તેમ ધર્મ આચાર કરશે ૨

સંપ સંપદા સુખનો સારો, ધર્મ એક આધાર,
ધર્મ ધુર ધર ધીર ધગ ધન, ધામ ધરે નિરધાર કરશે ૩

જનનું વજન વધારે વિદ્યા, વિનય, વિવેક, વિચાર,
સમજે સાફ સુખે સઘળા જે, સાર અસાર પસાર. કરશે ૪

સંપ વિના ન બને સંપદનો, સુખથી નામોચ્ચાર,
કરો સંપ નિષ્કંપ પરહરો, વૈર વિરોધ વિકાર કરશે ૫

ભ્રમ છોડી શ્રમ ઉદ્યમ રમજો, હરિ ધરી ચિત્ત ઉદાર,
કદી હસ્તગત થાય ન વસ્તુ, કરતા શ્રમ વિસ્તાર. કરશે ૬

આળસ ભંગ સંગ મંગળના, અંગરંગ શુભકાર,
ગોવર્ધન પ્રભુ કરો આર્યની, અતિ ઉન્નતિ ઉદ્ધાર કરશે ૭

---

## ભકિત.

तथा न ते माधव तावका· क्वचिद्भ्रश्यति मार्गात्त्वयि बद्धसौहृदा ।
त्वयाभिगुप्ता विचरंति निर्भया विनायकानीकपमूर्द्धसु प्रभो ॥

શુદ્ધ અને સાકાર પરમેશ્વરની પ્રગલ્ભ અને ઉત્તમ શક્તિ માયાવડે મનુષ્યોને મોહ થાય છે અને તેના બંધનથીજ અનર્થની પ્રાપ્તિ હોય

છે, એ સર્વમાન્ય સિદ્ધાન્ત છે તે દુસ્તર ભાસતી માયાનુ બધન છિન્ન-ભિન્ન કરી નાખી સ્વતત્રતા મેળવવી પરમપદ પામવુ એ તેનો તેવાજ પ્રકારનો ઉદ્દેશ છે ઘણા શુભ પ્રયત્નો વ્યર્થ જવાથી સિદ્ધ થાય છે કે આપણી એ શ્રેષ્ઠ ઈચ્છા પાર પડી શકતી નથી, તેનુ કારણ કોઈ અજ્ઞાન, કોઈ માયા, કોઈ દોષ, અને કોઈ સ્વભાવ કલ્પે છે. ગમે તે કહો પરતુ તેના નાશની જરૂર તો સર્વથી સ્વીકારાયલી છે આપણાં તત્ત્વજ્ઞાનથી ભરપૂર શાસ્ત્રો અને ધર્મધુરધર પડિતો એજ વાત જ્યા ને ત્યા ઉપદેશે છે અને તેને માટે મનુષ્યોને શ્રેષ્ઠપદે સ્થાપવા અધિકારપરત્વે વ્યવસ્થા કરી અનેક પ્રકારના ધર્મો દર્શાવવામાં આવ્યા છે એ વાત પણ સર્વસમત છે શ્રદ્ધાપૂર્વક કરાતાં કર્મોથી આરભી ઉચ્ચપદ-મોક્ષપર્યંત પહોચવામા જે સાધન, ક્રિયા વગેરે કરવામાં આવે છે તે તમામ 'ધર્મ" નામના પુરૂષાર્થમાં સમાવેશ પામે છે તેજ ધર્મ ઉન્નતિક્રમનો સાધક છે અને તેથીજ તે સ્વર્ગની નીસરણી ગણાય છે તે ઉપરથી આપણે નિશ્ચય કરી શકશું કે, ત્રિવિધ તાપ નિવારનાર અને આપણી શુભેચ્છાને આગળ વધારી અભ્યુદય કરનાર ધર્મજ છે અને તેથી તે પ્રથમ કર્તવ્ય છે

તીર્થાટન, માબાપ તથા ગુરુની સેવા, સત્શાસ્ત્ર શ્રવણ, સત્સગાદિથી દેહ અને મન શુદ્ધ થાય છે અને તે પછી અનુષ્ઠાન પૂર્વક કરાયલા કર્મોથી અત કરણ વિશુદ્ધિને પામેછે ત્યારેજ આપણે ધર્મનુ યથાર્થ પાલન કર્યું કહેવાય છે એટલા માટેજ પુરૂષાર્થ ચતુષ્ટયમા ધર્મ પ્રથમ છે અને પરમ ગતિ પ્રાપ્ત કરવાનું બળવાન તથા મુખ્ય સાધન ગણાય છે યથાર્થ સિદ્ધ કરેલો ધર્મ ઉત્તરોત્તર ઉન્નતિ ક્રમનો સાધક થાય છે પરતુ તેમ ન થયું હોય તો તે અધોગતિએ પહોચાડનાર પણ થાય છે. ધર્મ પ્રતિબધોને દૂર કરી બીજા જે જે સાધનો જોઇએ તેનો સગ્રહ કરી આપેછે, એટલુજ નહિ પણ અપૂર્વ ફળને પણ પ્રકટાવી શકેછે. તે ધર્મ સકામ વૃત્તિથી કરાયો હોય તો તે સામર્થ્યવાન્ થઈ શકતો નથી. પરતુ નિષ્કામ વૃત્તિથી કરેલો ધર્મજ સર્વ કરવા સમર્થ હોય છે અને તેથી પ્રભુમા વિશ્વાસ, સર્વ ત્યાગ, અત્યત શુદ્ધિ, અને વિવેક પૂર્વક જ્ઞાન ઉત્પન્ન થાય છે.

વાચનાર, ધર્મની મર્યાદા અત્રે પૂરી થાય છે એ સ્થળેથી ધર્મ આપણને હવે નીચે લાવી શકતો નથી આ મર્યાદા સુધી આપણે તેને સ્વાધીન હતા પરંતુ હવે તે આપણા સ્વાધીનમા વર્તે છે જ્ઞાનનિષ્ઠા થતા આપણામા નવો ઉત્સાહ, નવુ સામર્થ્ય આવેલુ જોઈએ છીએ, સસાર દુ ખનો નાશ, પરતત્રતાનુ તુટવુ, અને વિષયાદિકનો ધ્વશ આપણે અનુભવીએ છીએ અને અત'કરણ પરમશાતિવાળુ થાય છે

કષાય ત્રણ પ્રકારના હોય છે સાક્ષાત્ રાગાદિ તામસ છે, વાસના રૂપ રાજસ છે અને મૂલભૂત અવિદ્યા રૂપ છે યોગશાસ્ત્રમાં અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અને અભિનિવેશ એમ પાચ ક્લેષ કહેલા છે તેના વ્યાખ્યાનમા તમ, મોહાદિ પચ પર્વ કહેલાં છે તે અવિદ્યારૂપ કષાય છે એમ લખ્યું છે, તે કષાયની નિવૃત્તિ જ્ઞાનનિષ્ઠામા થઈ જાય છે. અને જીવ, બ્રહ્મ, જગત્ અને તેનો પરસ્પરનો સબધ ઈત્યાદિથી શાત થઈ જાય છે, એટલુજ નહિ પરતુ તે સર્વજ્ઞ થઈ જાય છે, આત્માથી અભિન્ન થઈ જાય છે, અને સર્વ સામર્થ્ય પ્રાપ્ત કરે છે

આ કર્મનિષ્ઠા તથા જ્ઞાનનિષ્ઠાના સક્ષેપસ્વરૂપથી વાચનારે જોયુ હશે કે એ દરજ્જે ગએલો મનુષ્યજ પરમેશ્વરને ઓળખી શકે છે, તેજ પરમેશ્વરનો સાક્ષાત્કાર કરી શકે છે અને નિરવધી, નિરૂપાધિ પ્રેમથી ઈશ્વરરૂપ પણ થઈ જાય છે, તેની દૃષ્ટિ ઈશ્વર વ્યતિરિક્ત કઈ જોઈ શકતી નથી તેના કાન ઈશ્વર ગુણાનુવાદવગર કઈ સાભળી શકતા નથી અને તેની જીભ ઈશ્વરનામોચ્ચારણવિના અન્ય કઈ બોલી શકતી નથી તેજ અનન્ય ભક્તિ કહેવાય છે, અને તેવા ભક્તોજ ઈશ્વરને વશ કરી શકે છે આ ભક્તિનિષ્ઠા કે ભક્તિયોગ કહેવાય છે એ રીતે કર્મ, જ્ઞાન અને ભક્તિની મનુષ્યને જરૂર છે, અને તેથી કલ્યાણ થવાની ઈચ્છા પરિપૂર્ણ થાય છે.

મનુષ્યના કલ્યાણ માટે ભગવાને પોતેજ કહ્યુ છે કે —

योगास्त्रयो मया प्रोक्ता नृणा श्रेयोविधित्सया ।
ज्ञान कर्म च भक्तिश्च नोपायोऽन्योऽस्ति कुत्रचित् ॥

જ્ઞાન, કર્મ ને ભક્તિ એ ત્રણ યોગ મે કહેલા છે, તે સિવાય બીજો કોઈ ઉપાય નથી

પરમકૃપાલુ પરમાત્માએજ મનુષ્યોના કલ્યાણમાટે ત્રણ માર્ગ ઉત્પન્ન કરી દર્શાવ્યા છે આગળ કહેવાઈ ગયું તેમ જ્ઞાન તથા ભક્તિ ને કર્મ ઉપકારક છે તેથી શ્લોકમાં કર્મ વચ્ચે મેલ્યુ છે એ સબધી અત્રે ઘણા વિચારો છે તે સર્વને ઈન્સાફ આપી શકાય તેમ આ લઘુ લેખથી બને તેમ નથી તેથી સ્વલ્પમા કહેવાતુ એટલુંજ કે ભક્તિ પણ એક દિવ્ય ને સ્વતત્ર કલ્યાણકારી ઉપાય છે એટલુજ નહિ પરતુ કર્મ. જ્ઞાન કરતા વધુ સરલ અને સુખકર માર્ગ છે તેથી આપણા માટે પણ એજ ઉપાય શ્રેયસ્કર સમજી તેનુ અનુકરણ કરવુ એજ ઉત્તમ જણાશે.

વેદની આજ્ઞાનુ પાલન, સ્મૃતિ, પુરાણુ પ્રતિપાદિત આચાર, સત્ય, તપ, ઈત્યાદિ ધર્મ કહેવાય છે, અને સર્વત્ર પરમેશ્વર છે વગેરેના અનુભવથી સિદ્ધાંત દર્શાવનાર જે જ્ઞાન કહેવાય છે તે બ ને ભક્તિનાં સાધન છે, ભગવાનનો આવિર્ભાવ થવો-સાક્ષાત્કાર થવો એ સાધ્ય છે તથા તે પછી તેમા પ્રવેશ થવો-સાયુજ્યની પ્રાપ્તી-તે અપૂર્વ ફલ છે ભક્તિ એ ભવાબ્ધિની નૌકા છે, યથાર્થ પાલન કરનારના સર્વ મનોરથ પૂરનાર સુરતરૂ છે અને મહાનુભાવ ભકતોએ દર્શાવેલો નિષ્કટક રાજમાર્ગ છે. ભકતો ભક્તિ માગે છે પણ મુક્તિને તુચ્છ ગણી સ્વીકારતા નથી એવી પ ચમ સ્વત ત્ર પુરૂષાર્થ રૂપ ભક્તિ કોને સાદર અનુસરવા યોગ્ય નથી? સર્વને છે.

હોલ(Hall)મા આખ મીંચી સ્તુતિ કરવી. રવિવારે કે શુક્રવારે ચર્ચ અથવા મસજીદમા બ દગી કરવી, ઊંધા ચતા થઈ નમસ્કાર કરવા કે દેવાલયમાં જઈ પાઘડી, ટોપી કે જોડા ઉતારી, દીનમુખ કરી, અનેક યાચના કરવી એ કાંઈ ભક્તિ નથી, પણ ભક્તિના સાધનનુ એક અ ગ માત્ર છે વ્રત, તપ, ઉપવાસ,માળા,કર્મકાડ ઈત્યાદિ પણ યથાર્થ ભક્તિ નથી, તે પણ સાધન માત્ર છે. ઉચ્છૃખલ ભક્તિથી અહ બ્રહ્મ માત્ર બોલવુ એ જ્ઞાન પણ ભક્તિ નથી પણ તે કર્કશ આત્મબળ માત્ર છે ભક્તિ પણ જ્ઞાનરૂપજ છે પર ંતુ તે આર્દ્ર હૃદયની, સુકુમાર અને સરસ છે જ્ઞાનવાનના શુદ્ધ અને પવિત્ર અ ંત:કરણમા ઉદ્ભવે છે અને તેથી તે ફલરૂપ ગણાય છે ભક્તિરૂપ અલૌકિક ફૂલ એવું છે કે તેમા છાલ ગોટલા જેવુ કઈજ હોતું

-નથી પણ કેવળ રસ રૂપ હોય છે તેનું જ્યારે ભાવપૂર્વક નિરંતર સ્વાદન સેવન કરવામા આવે છે ત્યારે તે રસ પણ પ્રવાહિત થતો જણાય છે આ ભક્તિરૂપ ઝરણના દિવ્ય જળના પીનાર ભાગ્યવાનની સર્વે ઇંદ્રિઓમાં તૃપ્તિ થએલી હોય છે અંત કરણમા તે એકઠી થઇ તે રસ છલોછલ ભરાઈ રેલાવા માંડે છે અને તે સમયની તેની સ્થિતી અમૃત (મોક્ષ) ને શિથિલ કરી નાખી, કોઈ અવર્ણનીય આનંદમા મગ્ન થએલી હોય છે એ સ્થિતિવાળો મનુષ્ય પ્રસન્ન અંત કરણવાળો, સમદૃષ્ટિવાળો, અત્યંત પવિત્ર, સંતોષી, નિર્ભય, ઉદાર અને સ્વલ્પમા સર્વજ્ઞ તથા સર્વશક્તિ-માન્ થાય છે

માટેજ ભક્તિનું સ્વરૂપ ટુકામા ભગવાન્ નારદ મુનીએ એવું કહેલું છે કે—

माहात्म्यज्ञानऽपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः ।
स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्न चान्यथा ॥

માહાત્મ્યજ્ઞાન પૂર્વક સુદૃઢ અને સર્વથી અધિક સ્નેહ તે ભક્તિ એમ કહેવાય છે, તેથી મુક્તિ છે, બીજી રીતે નહિ.

ભક્તિ મીમાંસામા પણ सापरानुरक्तिरीश्वरे ॥ પરમેશ્વરમાં અત્યંત રતિ-પ્રીતિ-ભક્તિ એમજ પ્રતિપાદન કરેલુ જોવામા આવે છે

વાચનાર! તે ઉપરથી આપણે સમજી શકીશુ કે, પરમ કૃપાલુ પરમેશ્વ-રમા પરમપ્રેમ થયો તેજ ભક્તિનુ સ્વરૂપ છે. જ્ઞાનીઓ ઉપદેશથી પવિત્ર કરેછે પણ જેનામા ભગવન્નામોચ્ચાર કરવાનુ પણ સામર્થ્ય નથી તેને પણ સ્પર્શમાત્રથી અનાયાસે પવિત્ર કરનારતો ભગવદ્ભક્તોજ છે એ પરમ પુણ્યવતી ભક્તિ સહજમાં થઈ શકે તેમ નથી પરન્તુ ધીમે ધીમે તે સાધી શકાય છે જેમ કર્મ, જ્ઞાનના અધિકારીઓને તે તે શાસ્ત્રની પ્રક્રિયા અને સાધનોના અનુસરણની જરૂર છે તેમ ભક્તિશાસ્ત્રના નિયમોનું યથાર્થ પાલન કરવુ પણ અગત્યનુ છે જેઓ તે પ્રમાણે વર્તે છે, તે ભક્તિનુ અપૂર્વ ફલ અવશ્ય ચાખી શકે છે એ નિ સંદેહ છે.

પ્રિય વાચનાર, આપણને ઇશ્વરમા પ્રેમ તે ભક્તિ એમ કહ્યાથી કાંઈ ખરેખર સમજ પડી નથી એમ જો ભાસે તો આપણે વિચારવુ કે, આ

દૃશ્ય જગત્ શુ છે? આપણે શી વસ્તુ છીએ? પરમેશ્વર ક્યાં છે? અને ત્રણેનો પરસ્પર સંબંધ શુ છે? આ પ્રશ્નોનો સવિસ્તર ખુલાસો કરવાનું આ સ્થળ નથી પરંતુ 'માહાત્મ્યજ્ઞાનપૂર્વક' એમ કહે છે તે મહાત્મ્ય આ પ્રશ્નના વિચારથી સમજાઈ થઈ શકે છે અને એથી અધ્યાત્મ ઉન્નતિની શરૂઆત થાય છે જગત્ ઈશ્વર રૂપ છે, જીવ અંશરૂપ છે અને ઇશ્વર સર્વગુણ પૂર્ણ છે, અને વાસ્તવ જગત્ આવિર્ભાવ તિરોભાવાત્મક છે જીવ પરમેશ્વરનો સાક્ષાત્કાર કરી ઇચ્છિત ફળ મેળવી શકે છે, ઈત્યાદિ ઉત્તર, ભક્તિમાર્ગને ઇષ્ટ છે, પરંતુ એટલામાં તો જાણવાનું, સમજવાનુ તો ઘણુ રહે છે. માટે આપણી બુદ્ધિ એ તત્વજ્ઞાન રૂપ સમુદ્રમાં પ્રવેશી શકે ત્યાંસુધી પ્રવેશ કરવાનો પ્રથમ આરંભ કરવો તો પછી ઈશ્વરની સત્તા, મહત્તા ઈત્યાદિ પ્રતીત થશે

બીજો વિચાર કરીએ અમુક વસ્તુ આપણી છે, પણ તે વસ્તુજ આપણે નથી છતા એક પદાર્થ સુખકર અને બીજો દુ ખકર ભાસે છે ત્રીજો મળી આવે છે તો પહેલા બંને તરફ ઉપેક્ષા થાય છે, તે ક્રમથી વિચારતા અંતઃકરણને અખંડિત આનંદમાં રાખી શકાય ત્યા સંતોષથી મન ઠરે છે અને ચિત્ત પ્રસન્ન થાય છે. એ પ્રસન્નતા પોતાના આત્માના સ્વતંત્ર આનંદ વિના કયાઈ ભાસતી નથી તેથી આત્મા ગમે છે. તેને સુખદુઃખ ન થાય તે સુખી ને પ્રસન્ન થાય એમ આપણે કરીએ છીએ તે એક પ્રકારના ભાવની પ્રેરણા છે અને તે ભાવ એજ પ્રેમ કહેવાય છે પહેલાં વિચાર સાથે બીજો વિચાર આપણે જોડી જોશુ તો આપણાથી કોઇ મહાન્ સત્તા, મહાન ઐશ્વર્ય, મહાન શક્તિ, કર્તા, અકર્તા, અન્યથા કર્તુમ સમર્થ કોઇ છે અને તેની કૃપા મેળવી, દુઃખનો ધ્વંશ ને સુખની પ્રાપ્તિ કરી શકાય છે તો તેની કૃપા મેળવવા તેના સ્વરૂપ તરફ જે વૃત્તિભાવ ઉદય થાય છે તે પણ પ્રેમ છે અને શાસ્રીય સાધન દ્વારા તેની અભિવૃદ્ધિ થતાં થતા જેને સુદૃઢ સ્નેહ કહ્યો છે તે થાય છે અને તેજ સ્નેહરૂપ ભક્તિ ઈશ્વરને વશ કરી આપણે જ્યા કહીએ ત્યા હાજર કરે છે એ મોટો પ્રભાવ છે સમદૃષ્ટિ મહાનુભાવ ભક્તોની સ્થિતિ—

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयंते चास्य कर्माणि दृष्ट एवात्मनीश्वरे ॥

એવા પ્રકારની થઈ ગઈ હોય છે તો પણ હૃદય સુકોમલ, આર્દ્ર અને પ્રેમથી પરિપૂર્ણ રહે છે શુદ્ધ સાત્વિક અંત કરણ નિર્મલ હોવાથી ઈશ્વર સાક્ષાત્કાર સહજ થઈ આવે છે અને તેના આનંદમા મસ્ત રહી પોતે ઉદાર થઈ જાય છે અને પોતાના જેવો આનંદ બીજાને કેમ મળે એ હેતુથી પોતાનો ભાવ બીજામા પ્રકટાવે છે અને તેને સુખનો સફલ ઉપાય દર્શાવી દે છે આવા ભક્તમા પ્રેમનો આવેશ એટલો હોય છે કે પોતે તદ્રૂપ બની જાય છે અને દેહાધ્યાસ વગેરે તેને કંઈ હોતું નથી તેનુ વર્ણન સુપ્રસિદ્ધ સ્થળમા છે કે,

प्रेमातिभरनिर्भिन्नपुलकाङ्गोऽति निर्वृत ।
आनन्दसम्प्लवे लीनो नापश्यमुभय मुने ॥

વ્યાસજીને નારદજીએ કહ્યુ કે, પ્રેમના અતિ સમૂહવડે રોમાચ જેના ઉભાં થઈ ગયા છે, અત્યત નિવૃત્ત થએલો, અને આનંદસમૂહમા હુ ડૂબી ગયો હતો ત્યારે હે મુનિ મારૂ જીવ સ્વરૂપ અને આનંદ એ બનેને મે જુદુ જોયું નહિ. અર્થાત્ આનન્દાકાર થઈ ગયો

પ્રિય વાચકગણ! આ ભક્તિનું સ્વરૂપ માત્ર વ્યાખ્યારૂપ છે પરતુ તેના ગુણ અને ભાવ વગેરેથી કેટલાક ભેદ થાય છે અને એક એક ભેદ પણ સર્વાર્થ સાધક હોય છે તે તે ભક્તિના અધિકાર અને ફલના તારતંમ્ય વિષે પણ જાણવાનુ છે એટલુજ નહિ પરંતુ ભક્તિ કેમ કરવી? અને આજે કહેલી પ્રેમરૂપ ભક્તિ કયારે સધાય છે? એ વિગેરે પણ અનેક બાબતો વિચારવા જેવી છે તે કોઈ બીજે પ્રસગે કહેવાનુ રાખી આ લઘુ લેખ સમાપ્ત કરતા પૂર્વે એકાદ બે વાત પ્રાસગિક હોવાથી કહી લઈએ

આપણે કહી ગયા છીએ કે, વિવેક ને અંતે જીવનું પરતત્રપણું મટી આનંદસ્વરૂપ થાય છે અને પોતાના ધ્યેય સ્વરૂપનો સાક્ષાત્કાર ભક્તિથી થાય છે ત્યારે જ્ઞાન અને ભક્તિ વચ્ચે ફેર શુ? અહીં ગુચવાડો થઈ જાય છે એ શકા આ જમાનામા સ્વાભાવિક છે એ શકા કરનારે સ્વલ્પમા સમજવું કે, બ્રહ્મરૂપ થવું એ જ્ઞાનની પરાકાષ્ઠા છે અને બ્રહ્મ સદૃશતા એ ભક્તિની અવધી છે કર્મ એ બનેનુ અંત કરણશુદ્ધિદ્વારા

ઉપકારક અથવા સહાય, સાધન માત્ર છે સાધ્ય સધાયા પછી તેના સાધનની અપેક્ષા રહેતી નથી, તેમજ આ બનેમાં તેની અપેક્ષા નથી, તેજ એકમાં સન્યાસના નામે અને બીજામા સર્વત્યાગ અથવા અમર્યાદ ભાવને નામે પ્રસિદ્ધ છે જ્ઞાનમાં જગતનો અભાવ માને છે અને ભક્તિમા ભાવરૂપ માને છે જ્ઞાન નિષેધથી શરૂ કરે છે ત્યારે ભક્તિ વિધિથી આરંભે છે એ જો કે ભેદવાળુ ભાસે છે પરતુ બનેની પરિસીમા એકજ લક્ષમાં હોવાથી ભેદ ટળી જાય છે જ્ઞાન દૂરદર્શકયંત્રથી વસ્તુ-સ્થિતિ અવલોકે છે, ત્યારે ભક્તિ સૂક્ષ્મદર્શકયત્રથી અવલોકન કરે છે. અવલોકનના વ્યવધાન જેટલો ભેદ, બાકી વાસ્તવે એકજ વસ્તુ ને બતાવનારા બને છે જ્ઞાની ઉચ્છૃખલ-શુષ્ક-વૃત્તિ પ્રાપ્ત કરી પોતા સિવાય કઈ દેખી શકતો નથી, ત્યારે ભક્ત સર્વ સ્થળે ભગવાન છે અને ભગવાન વ્યતિરિક્ત અન્ય કંઈ નથી એવી ઉદાર અને આર્દ્રવૃત્તિનું બધુ જોઈ શકે છે તેમાંથી જે ભાવનો જે અધિકારી તેને તેજ ભાવ અનુકુલ સમજવાનો, પણ તેથી કરી અન્યની નિન્દાનો ગંધ પણ નથી પોતપોતાના સમર્થવાદગ્રથોમા ભલે તે માટે ગમે તેટલુ લખ્યું હોય પણ યથાર્થ દૃષ્ટિ આગળ ને નિર્બલ છે કારણ જ્ઞાનીને પોતા શિવાય બીજું કંઈજ નથી ત્યારે નિન્દવાનો અવકાશ નથી, તેમજ ભક્તને સર્વત્ર ભગવદ્દષ્ટિ થયા પછી અવકાશ ક્યાથી હોય? એ રહસ્ય સમજી સમાધાન મેળવી લેવુ ઉચિત છે સાધન અને ઉદ્દેશ સિવાય વાસ્તવ કંઈ ફેર નથી

માટે વિવાદગ્રસ્ત બાબત છોડી આપણે તો ભક્તિરૂપ નાવ ભવાબ્ધીથી તારી ઈશ્વર સમીપ લઈ જાય છે, બળવાન પ્રતિબંધને તોડી ઈશ્વર ચરણમાં જોડે છે, અને સર્વ સમર્થ પરમેશ્વરને વશ કરી આપે છે, તેવી નાવનો આશ્રય કરવો શ્રેયસ્કર છે પડિત શ્રી ગટૂલાલજી પણ ભગવાનને આધીન કરવાનો ઉપદેશ એજ પ્રમાણે કરે છે

"ભક્તિ થકી વશ થાય, દયાનિધી ભક્તિ થકી વશ થાય" ઈત્યાદિ

હિમ્મતલાલ હરિપ્રસાદ—જુનાગઢ

---

# ચાતુર્વર્ણ્યવસ્થા.

આર્યાવર્તમા વર્ણભેદ સનાતન છે સત્ત્વ, રજ અને તમ એ માયાના ત્રણ ગુણોના તારતમ્યથી પોતાની મેળે સૃષ્ટિના આરભમા પુરૂષ ( વિરાટ ) ના અગથી ચારે વર્ણોના જુદા જુદા અભિમાની દેવો ઉત્પન્ન થયા. માટે વેદમા સ્પષ્ટ કહ્યુ છે કે

> ब्राह्मणोऽस्य मुखमासीद्बाहू राजन्य कृत. ।
> ऊरू तदस्य यद्वैश्य पद्भ्या शूद्रो अजायत ॥
> ( યજુર્વેદ સહિતા અ० ૩૧ મ० ૧૧ )

આ વિરાટ પુરૂષના મુખથી બ્રાહ્મણ થયા છે, બાહુથી રાજન્ય ( ક્ષત્રીય ) થયા છે, ઉરૂથી વૈશ્ય અને પદ ( ચરણ ) થી શૂદ્ર જન્મ્યા છે

આ શ્રુતિના અર્થમા કોઈ કોઈ એવી કલ્પના કરે છે કે, વિદ્યાદિ મુખ્ય ગુણયુક્ત બ્રાહ્મણ થયો, રક્ષણ પાલણ વગેરે બાહુ ગુણયુક્ત ક્ષત્રીયવર્ણ થયો, અને ઉરૂ અર્થાત વ્યાપારાદિ ગુણયુક્ત વૈશ્યવર્ણ થયો, અને જડતા, સેવા વગેરે ગુણયુક્ત શૂદ્ર વર્ણ થયો મતલબ કે જેને વિષે જે જાતના ગુણો જોવામા આવે, તે વર્ણના તેઓને જાણવા પરન્તુ એવો અર્થ જો માન્ય રાખીએ તો ભણેલા ગણેલા મ્લેચ્છને પણ બ્રાહ્મણ ગણવો પડશે તથા સર્વ વશમા સર્વ વર્ણોપણ ઉત્પન્ન થઈ શકશે. વળી એજ મત્રના ચોથા ચરણમા જે " पद्भ्यां शूद्रो अजायत " એ ઠેકાણે " पद्भ्यां " એ પચમી વિભક્તિ પણ અસગત થશે વળી એજ મત્રથી જરા આગળ સહિતાનો પાઠ કરીશુ તો એ મત્ર મળશે કે — " चन्द्रमा मनसो जात " એટલે ચન્દ્રમા મનથી ઉત્પન્ન થયો. " चक्षो. सूर्यो अजायत " એટલે ચક્ષુથી સૂર્ય ઉત્પન્ન થયો, વગેરે એટલા માટે આ મત્રોના સાહચર્યથી " ब्राह्मणोऽस्य मुखमासीत् " એ પૂર્વ મત્રમા પણ એજ અર્થ સ્ફુટ થાય છે કે, મુખથી બ્રાહ્મણ અને બાહુથી ક્ષત્રીય થયા કદી નવા લોકોની કલ્પનાનો અર્થ મુખ્ય માનીએ તો " ब्राह्मणोऽस्यमुखमासीत " એનો અર્થ મુખ એટલે વિદ્યાદિ મુખ્ય ગુણયુક્ત બ્રાહ્મણો થાય છે, તો પછી "चन्द्रमा मनसो जात " એ મત્ર-

નો પણ એવોજ અર્થ કરવો પડશે કે મનન ગુણયુક્ત તે આર્ય, તો પછી અનાર્યને પણ વિદ્યાદિ ગુણયુક્ત જોઇ બ્રાહ્મણ કહેવા પડે, તેમ વાનર વગેરે જનાવરોમા પણ સંકલ્પ વિકલ્પયુક્ત મનન ગુણ હોવાના તેને પણ આર્ય કહેવા પ્રાપ્ત થશે વસ્તુતઃ આ પ્રકરણમા પ્રથમ તો "सहस्रशीर्षा पुरुषः" વગેરે મંત્રોથી પરબ્રહ્મની સર્વ શક્તિમત્તા તથા સર્વ વ્યાપકતા કહી છે ત્યાર બાદ "ततो विराडजायत" એ મંત્રથી, વિરાટની ઉત્પત્તિ કહી, તે પછી "तस्माद्यज्ञात्सर्वहुतः" એ મંત્રથી વિરાટપુરુષથી સૃષ્ટિનુ પ્રકરણ ચાલ્યુ છે ત્યાં કંઇ લક્ષણનો પ્રસંગ દેખાતોજ નથી એટલા માટે "ब्राह्मणोऽस्य मुखमासीत्" એ મંત્રથી બ્રાહ્મણાદિ વર્ણોની મુખાદિ અંગથી ઉત્પત્તિજ કહી છે, એજ અર્થ યોગ્ય દીસે છે અને વિદ્યાદિ મુખ્ય મુખ્ય ગુણયુક્ત બ્રાહ્મણ થયા, એમ કહે ત્યારે તો તે તેનું લક્ષણ કહેવાય માટે એવો પ્રકરણથી વિરૂદ્ધ અર્થ અગ્રાહ્ય છે વળી કોઇને આ અર્થમા કોઈ પ્રકારનો સંદેહ ઉઠે તો પણ યથાર્થ નિર્ણાયક સ્મૃતિ શું કહે છે તે જુઓ।

लोकानान्तु विवृद्ध्यर्थं मुखबाहूरुपादतः ।
ब्राह्मणं क्षत्रियं वैश्यं शूद्रं च निरवर्तयत् ॥

( મનુ અ૦ ૧ શ્લો૦ ૯૭ ).

सर्वस्यास्य तु सर्गस्य गुप्त्यर्थं स महाद्युतिः ।
मुखबाहूरुपज्जानां पृथक्कर्माण्यकल्पयत् ॥
मुखबाहूरुपज्जानां या लोके जातयो बहिः ।
म्लेच्छवाचश्चार्यवाचः सर्वे ते दस्यवः स्मृताः ॥

અને અહીં પણ મુખ, બાહુ, ઉરૂ, પદ એ શબ્દની આગળ जन ધાતુથી "ड" પ્રત્યય થયો છે, તો રૂપક અર્થમાં जन ધાતુનો એ અર્થ લાગુ પડતો નથી. પણ जन ધાતુનો ઉત્પત્તિ એજ અર્થ લાગુ પડે છે અને વેદના બ્રાહ્મણ ભાગમાંથી પણ એજ અર્થને પુષ્ટિ મળે છે,—

"यस्मादेते मुख्यास्तस्मान्मुखतोऽह्यसृज्यन्त" ( શતપથ ) એમા પણ મુખતઃ એ સ્પષ્ટ હેતુ નિર્દેશ કર્યો છે. કદી કોઈ કહે કે, "ब्राह्मणोऽस्य

मुखं " ત્યા મુખ હેતુ છે, તો પ્રથમવિભકિત કેમ? તેનો જવાબ એ છે કે સમવાઈકારણ પ્રથમાન્ત પણ થાય છે જેમ કે "सुवर्णं कुडलं भवति" વગેરે

વળી જે લોકો કર્મથીજ વર્ણ ભેદની શૃંખલા માનવાનુ કહે છે, તેના મતમાં પૂર્વે દેખાડવેલો સ ત્રાર્થ વિરોધ, ઉપરાંત બીજા પણ દોષો દેખાય છે. જેમાના કોઈ કોઇ દેખડાવીએ.

૧ ઘણુ કરીને સર્વે મનુષ્યમા થોડી ઘણી વિદ્યા, થોડુ ઘણુ બળ, થોડો ઘણો વ્યાપાર અને થોડો ઘણો પરિશ્રમ રહેજ છે તો તે તે કર્મ ઉપર નજર કરી વર્ણ જોવા જઈએ, તો વર્ણસંકરત્વાપત્તિ આવશે

૨ ધર્મશાસ્ત્ર ગ્રંથોમા જુદા જુદા વર્ણોની જુદી જુદી વ્યવહારિક વ્યવસ્થા છે. જેમ કે —

शत ब्राह्मण माकुश्य क्षत्रियो दडमर्हति ।
वैश्योप्यर्धशत द्वेवा शद्रस्तु वधमर्हति ॥

મનુ અ ૮ શ્લો ૨૬૭

पचाशद् ब्राह्मणे दड॰ क्षत्रियस्याभिशसने ।
वैश्येस्यादर्धपंचाशच्छूद्रे द्वादशको दम ॥

ત્યારે જો કર્માનુસાર વર્ણ ભેદ માનવામા આવે તો જે વ્યવસ્થા બાંધી છે તે કર્મ સાકર્યના કારણથી અવ્યવસ્થા થઈ પડે વળી આપસ્તમ્બ ધર્મ સૂત્રમા કહ્યુ છે કે—

तेषा पूर्व पूर्वो जन्मत श्रेयान् ॥

અને મનુસ્મૃતિમા પણ કહ્યુ છે કે —

उत्पत्तिरेव विप्रस्य मूर्तिर्धर्मस्य शाश्वती ।
स हि धर्मार्थमुत्पन्नो ब्रह्मभूयाय कल्पते ॥ १, ९८ ॥
ब्राह्मणो जायमानो हि पृथिव्यामधिजायते ।
ईश्वर सर्वभूताना धर्मकोशस्य गुप्तये ॥ १, ९९ ॥

વળી હારિત સ્મૃતિમા —

સાધનની શી જરૂર છે? આમ સહજ પ્રશ્ન ઊઠે છે પરંતુ ખરી બીના તો એ છે કે જે વાત આપણે ખરી તરીકે માનીએ છીએ તથા વારંવાર બોલીએ પણ છીએ, પરંતુ જ્યાં સુધી તેનો આપણને અનુભવ થયો નથી ત્યાં સુધી તે સત્ય વાત ઉપર પણ અનાસ્થા ઉઠે છે અને આજ કારણથી આ દુનિયામાં નાસ્તિક મતો ઉત્પન્ન થયા છે. ઈશ્વર છે, તેણે આ વિશ્વ સરજ્યું છે, તેજ તેનું પાલણ કરેછે અને અંતે તેનો લય પણ તેમાજ થાય છે તથાપિ તે ક્રિયા પ્રત્યક્ષ કરતાં પરમેશ્વરને કોઈ દેખી શકતો નથી તે ન દેખાવાથી નાસ્તિ ( તેનું અસ્તિત્વજ નથી ) એમ મનથી માની લઇ કોઈ કોઈ લોકો નાસ્તિક બન્યા છે તથા હાલ પણ બને છે અને હવે પછી પણ બનવાનો સંભવ છે તથાપિ જેઓ વિચારવંત માણસો છે, તેઓ કેવળ મનને ભરોસે રહેતા નથી, પણ બુદ્ધિનો ઉપયોગ લઇ આત્મસ્વરૂપનો પકકો નિશ્ચય કરી, તે ઉપર લક્ષ રાખી પોતાનું વર્તન રાખે છે અથવા તો જે વિષયમાં પોતાની બુદ્ધિ કામ કરતી નથી, એવા અપ્રત્યક્ષ વિષયમાં ધર્મશાસ્ત્રનાં વચન ઉપર વિશ્વાસ રાખી, તેમાં વિહિત કર્મ કરે છે અને નિષિદ્ધ કર્મથી બનતાં સુધી દૂર રહેછે આ રીતે શાસ્ત્ર ઉપર વિશ્વાસ રાખનારા આસ્તિક વર્ગમાં લેખાય છે તથાપિ તેવા આસ્તિકો, તેમજ નાસ્તિકો બેઉને પરમેશ્વર વિષે ખાત્રી કરવા માટે, અર્થાત્ આત્મા અને પરમાત્મા બેઉની વચ્ચે એક માયા (પ્રકૃતિ) નો જે અંતર્પટ છે, તે દૂર થવા માટે કેટલાક સાધનો બતાવ્યા છે, તે સાધનોનો ઉપયોગ લેવામાં આવે તો, અંતર્પટ દૂર થઈ, પરમાત્મા પ્રત્યક્ષ થાય, તેમ છે વળી પરમાત્મા ને પહોંચવાના કર્મ, જ્ઞાન અને ઉપાસના એ જે ત્રણ માર્ગો છે, તે ત્રણે માર્ગમાથી કોઈ પણ માર્ગે પરમેશ્વરને મળવું હોય, તો આ જે વેદમા સાધનો કહ્યા છે, તેની સહાયતા વિના કદી પણ જઈ કે જોઈ શકાય તેમ નથી. માટે તે સાધનોમાથી એકેકનું ટુંક દિગ્દર્શન કરાવવા યત્ન કરીએ છીએ. વેદના શ્રીનારાયણ ઉપનિષદ્‌મા આ સાધનોનું કથન કર્યું છે તેમા સૌથી પ્રથમ સાધન સત્ય કહ્યું છે સત્યને પકડીને કર્મ કરવાથી પદાર્થના સત્ય સ્વરૂપનું જ્ઞાન થાય છે, જ્ઞાન પછી તેમા સત્યભક્તિ ઉપજે છે. અને ભક્તિવડે તે પદાર્થ સુલભ થાય છે. માટેજ કહ્યું છે કે,–

सत्यं परं परं सत्यं सत्येन न सुवर्गाल्लोकाच्च्यवन्ते
कदाचन सतां हि सत्यं तस्मात्सत्ये रमन्ते ॥

સત્ય એજ ઉત્તમોત્તમ સાધન છે પરાત્પર જે પરમાત્મા તેજ ઉત્તમ સત્ય છે માટે સત્યથી કદી પણ સ્વર્ગલોકથી પાછા પડાતુ નથી. સત્પુરૂષોનું કાયિક, વાચિક અને માનસિક કર્મ સર્વ સત્ય હોય છે, માટેજ સત્યને વિષે સર્વે આનંદ પામે છે

सत्येन वायुरावाति सत्येनादित्यो रोचते दिवि ।
सत्यं वाचः प्रतिष्ठा सत्ये सर्वं प्रतिष्ठितं तस्मात्सत्यं परमं वदन्ति ॥

સત્ય વડે વાયુ વાય છે, સત્ય વડે આકાશમા સૂર્ય પ્રકાશે છે સત્ય વચન વડે વાણી પ્રતિષ્ઠા પામે છે, એટલુજ નહિ, પણ જે કંઈ આ વિશ્વમા પ્રતિષ્ઠિત દેખાય છે, તે સર્વ સત્ય વડેજ પ્રતિષ્ઠા પામ્યુ છે, માટે સત્યનેજ ઉત્તમોત્તમ કહે છે,–

तेषामसौ विरजो ब्रह्मलोको न येषु जिह्ममनृतं नमायेति ॥

જે ઠેકાણે કપટ નથી, તથા જ્યા ખોટારૂ નથીત્યા લિંગદેહ રહિત બ્રહ્મલોક પમાય છે

જેમ માયા (સત્વ, રજ, અને તમ ) એ ગુણોથી પરમાત્મા ઢંકાઈ રહ્યા છે, તેમ સત્ય પણ એજ ત્રણે ગુણોથી ઢંકાઈ રહ્યુ છે, તે માયિક દૃષ્ટિ દૂર કરી દિવ્યદૃષ્ટિથી સત્ય તરફ જોઈશુ, તો પરમાત્મા સર્વત્ર નજરે ચઢે તેમ છે પરંતુ તેમા પણ માયા છુટી પડતી નથી દાખલા તરીકે મોટા મોટા મહર્ષિયો તરફ જોઈએ ત્યારે તેમા પણ વશિષ્ટ સરખા સાત્વિક, વિશ્વામિત્ર સરખા રાજસ અને દુર્વાસા સરખા તામસ અંશવાળા ઋષિયો દેખાય છે સત્યથી પ્રતિષ્ઠિત થએલા રાજાઓમા જોઈએ તો પણ હરિશ્ચંદ્ર સરખા સાત્વિક, ધર્મરાજ ( યુધિષ્ઠીર ) સરખા રાજસ અને રાવણ સરખા તામસ મહારાજાધિરાજો ઇતિહાસથી જાણી શકાય છે માટે તે માયિક ગુણો તરફ નજર દોડાવી, તેને તજીને તેની અંદર જે અમાયિક સત્ય રહ્યુ છે, તેને જાણવુ, તે પ્રમાણે વર્તન રાખવુ, અને તેમાજ પરમ લક્ષ રાખી, મૂળસત્ય શોધતા, જ્યારે આપણામાથી તદ્દન અસત્ય દૂર થશે, ત્યારેજ પરમસત્ય પરમાત્મા પ્રત્યક્ષ થશે. સ્પષ્ટ સમજાશે કે જેટલો જેટલો આપણે સત્યનો વિશેષ સંગ્રહ કરતા જઈશુ, તેમ તેમ પરમાત્મા આપણી નજીક આવતા જશે અને જેટલો જેટલો આપણે અસત્યનો વિશેષ સંગ્રહ કરતા જઈશુ, તેટલા તેટલા પરમાત્મા આપણાથી દૂર જવા માંડશે મતલબ કે માયાનો પડદો

સત્યથી નિર્મળ થાયછે અને અસત્યથી વધારે મલીન થતો જાય છે માટે જેમની ઈચ્છા પરમાત્મા પ્રાપ્તિની હોય તેમણે કાયાવડે જે જે કામ કરવું તે સત્ય એટલે વધારે સમય મોટા સમૂહમા અસરકારક રીતે ટકે એવા કરવા અને મનવડે પણ સત્ય એટલે જે જે વધારે સમય મોટા સમૂહને અસરકારક રીતે હિતકર લાગે એવાજ વિચારો કરવા અને વાણીથી પણ જે જે વચનો બોલવા તે પણ સત્ય એટલે વધારે સમય મોટા સમૂહમાં તેની અસર ટકે એવા બોલવાં જોઈએ તોજ આ લોકમા પ્રતિષ્ઠા મેળવી, પરલોકમાં પરમાત્મા પ્રત્યક્ષ અનુભવાય તેમ છે માટે પરમાત્માને પામવાનો, તેમને પ્રસન્ન કરવાનો સૌથી પહેલો ઉપાય સત્ય છે. કેમકે પરમાત્મા સત્ય છે, માટે સત્ય વડેજ તે પ્રાપ્ય છે.

विष्णवाचार्य चळे

---

## વણિકમહાજન.

મુંબઈ શેહેરમા કપોળ વણિક જ્ઞાતિના બે ગૃહસ્થો વિલાયત જઈ આવેલા, તેને શાસ્ત્ર તથા રૂઢીથી વિરૂદ્ધ દ્વારકાના શ્રી શંકરાચાર્ય શ્રી માધવતીર્થ સ્વામીએ પ્રાયશ્ચિત કરાવ્યાથી, તેમની જોડે તે ન્યાતીનો મોટો ભાગ એકપંક્તિયે પોષ વદ ૬ ગુરૂવારે જમ્યો છે આ ઉપરથી તેજ જ્ઞાતિના દેલ વાડીઆ કપોળો જુદા પડયા છે. તથા બીજી વણિક ન્યાતો માંથી પણ ઘણા જણાએ વિલાયતપક્ષી કપોળસાથે પંક્તિવેહેવાર બંધ કર્યો છે આથી મુંબઈમા વણિકમહાજનમા મોટી ગરબડ ઉઠી છે

સુરતમાં ગો૦ શ્રી મગનલાલજી મહારાજના લાલજી શ્રી વ્રજરત્નલાલજી મહારાજના યજ્ઞોપવીત પ્રસંગે ત્યા એક વણિકમહાજન જમ્યું, તેમા પણ ગો૦ મહારાજોએ મના કર્યા છતા, વીશાનાગર તથા દશાનાગર અમદાવાદી, તથા મેવાડા એ ત્રણ જ્ઞાતિસિવાયના વણિકો વિલાયત જઈઆવનાર તથા તેની જોડે જમનાર જોડે ચૈત્ર શુદ ૭ બુધવારે જમ્યા છે.

અમદાવાદમાં ગો૦ શ્રી મધુસુદનલાલજી મહારાજના લાલજીના યજ્ઞોપવીત પ્રસંગે ત્યાંના શેઠ મગળદાસ ગીરધરદાસ હરિવલ્લભદાસ, તથા શેઠ બાલાભાઈ દામોદરદાસે વણિકમહાજન જમાડયુ, તેમાં મહારાજશ્રીની આજ્ઞાથી વિલાયત જનાર તથા તેની જોડે એકપંક્તિએ જમનાર સિવાયના બધા વણિકો ચૈત્ર વદ ૪ રવિવારે જમ્યા છે

આ રીતે વાણીઆઓમા ત્રણ ત્રેખડ ને અડસેખડ જેવું થયુ છે

---



# શ્રી આર્યધર્મસુધા.

પુસ્તક ૧ લું. સવત ૧૯૮૧ વૃષભમાસ. અંક ૫ મો

## સદુપદેશ.

ગીતિ

ભાગ્ય ભલાના ભાજન,
રમારમણ ચરણમાં ધરો ભક્તિ,
તરતજ તત્વ તપાસી,
વાસી આ ભૂમિ ના ધરો શક્તિ ૧

સીમા સન્મતિની આ,
નેમથકી ક્ષેમ એમ પ્રેમ ધરે,
હરખે પરખે સારૂ,
રિપુ સુતમા શુદ્ધબુદ્ધિ કરે ૨

સુલભ ધરો ધીરજ ધન,
ઓસામાં ખુબ ખાસ ખતેથી,
રાખી ઉદ્યમ અસિકર,
ખોટ મટાડો થશે સુખ તેથી ૩

( પંડિત શ્રી ગટ્ટૂલાલજી કૃત્ત )

( આશીર્વાદાત્મક અન્તર્પલાપિકા )

---

## વેદનો બ્રાહ્મણભાગ.

( બ્રાહ્મણસર્વસ્વને આધારે )

મૂળ એકજ વેદ હતો, તેના ઋગ્, યજુ, સામ, અને અથર્વ એવા ચાર ભાગો, યજ્ઞકર્મની સિદ્ધિ માટે મનુષ્યની શક્તિમાં ક્ષીણતા જોઈને વેદવ્યાસે કર્યા તે દરેક વેદમા પણ સંહિતા, બ્રાહ્મણ, ઉપનિષદ અને

આરણ્યક એવા ચાર વિભાગો સુપ્રસિદ્ધ છે પરંતુ હાલમાં કેટલાક નવા સમાજી લોકો કેવલ સંહિતા ભાગનેજ અપૌરુષેય વેદ માને છે અને બ્રાહ્મણ ભાગને વેદ ન માનતા પૌરુષેય તરિકે ગણે છે અને તેના કારણમા એમ જણાવે છે જે બ્રાહ્મણ ભાગમાં ઇતિહાસાદિનુ પ્રબળ પ્રમાણ હોવાથી તે ઋષિમુનિઓએ પછીથી બનાવેલો હોવો જોઇએ પરંતુ તેઓ મૂળ વેદના સામાન્ય લક્ષણથી પણ અજાણ્યા હોય એમ દેખાય છે. કારણકે વેદના સામાન્ય લક્ષણમા સ્પષ્ટ રીતે વર્ણવેલુ છે કે મંત્ર અને બ્રાહ્મણ બને વેદ કહેવાય છે અને તે અપૌરુષેય છે તેની પુષ્ટિમા અનેક ઋષિ, મહર્ષિઓના વાક્યોના પ્રમાણ મોજુદ છે મંત્ર એટલે સંહિતા અને તેનોજ છેલો વિભાગ તેજ આરણ્યક અને ઉપનિષદ્ છે 'વેદ' શબ્દ વિદ્ ધાતુથી બનેલો છે અને જેનો અર્થ विद ज्ञाने એટલે જાણવું યા વિચારવુ એમ સસ્કૃત ભાષામા પ્રસિદ્ધ છે વેદ એ એક એવો ગ્રંથ યા વિદ્યાનુ નામ છે કે જેનાથી મનુષ્ય ધર્મ, અર્થ, કામ, અને મોક્ષાદિ પુરુષાર્થને પ્રાપ્ત કરવાના ઉપાય વા માર્ગને જાણી શકે છે ઋગ્વેદ પ્રાતિશાખ્યમા વેદના લક્ષણ વિષે સ્પષ્ટ લખ્યું છે કે "विद्यन्ते ज्ञायन्ते लभ्यन्ते वा एभिर्धर्मादिपुरुषार्था इति वेदाः" અર્થઃ—જેનાથી ધર્માદિ પુરુષાર્થ સમજાય અથવા પ્રાપ્ત થાય તે વેદ છે વળી ઐતરેય સંહિતાના ભાષ્યના ઉપોદ્ઘાતમા માધવાચાર્યે વેદ શબ્દનો અર્થ કરતા લખે છે કે. "इष्टप्राप्त्यनिष्टपरिहारयोरलौकिकमुपायं यो ग्रन्थो बोधयति स वेदः ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ અને અનિષ્ટના નિવારણનો જે અલૌકિક ઉપાય બતાવે છે તે વેદ છે."

આ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે વેદથી દ્રવ્ય અને દેવતાનુ જ્ઞાન માત્રજ થતું નથી પણ ધર્માદિ પુરુષાર્થ ચતુષ્ટયની પ્રાપ્તિના ઉપાયનો પણ તેમા બોધ છે વેદ શબ્દની બને પરિભાષાથી પણ સિદ્ધ થાય છે કે વેદ બે ભાગમાં છે એનો એક ભાગ કેવળ દ્રવ્ય દેવતાનો માત્ર બોધક અને બીજો ભાગ ઇષ્ટપ્રાપ્તિ અને અનિષ્ટપરિહારના ઉપાયોનો સૂચક છે

* * * * * *

હવે આપણે ઋષિમુનિઓના વેદસંબંધિ વિચાર તરફ જો નજર ફેરવીશું, તો તેમાંથી પણ આપણને લાભ થયા વગર રહેશે નહિ.

ઋષિમુનિઓ વેદનુ લક્ષણ શુ બતાવે છે? તેમજ તેઓ એ આ મન્ત્રભાગનેજ વેદ માને છે કે બ્રાહ્મણને પણ માને છે? તે વિષે અત્રે કઇક દિગ્દર્શન કરેલુ ફોકટ જશે નહિ પારસ્કરાચાર્યજી પણ પોતાના ગૃહ્યસૂત્રમા વેદના લક્ષણ વિષે લખતા એમ કહે છે કે "विधिर्विधेयस्तर्कश्च वेद " વિધિ વિધેય અને તર્ક તે વેદ અર્થાત્ વેદમા વિધિ, વિધેય અને તર્કનુ વર્ણન છે, એમ જો કહીએ તોપણ ખોટુ કહેવાશે નહિ યાને વેદથી એનુ જ્ઞાન થાય છે 'विधेयो मन्त्र ' 'विधायक ब्राह्मणम ' આ વાક્યોથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે વેદમા જે ભાગ વિધેય અર્થાત્ દ્રવ્ય દેવતાના પ્રકાશકનો છે તે મન્ત્ર અને જે ઇતિકર્ત્તવ્યતા બતાવે છે તે બ્રાહ્મણ કહેવાય છે એ પ્રકારે સામાન્ય વેદ શબ્દના અર્થથી નહિ પણ વિધેય અને વિધાયક હોવાથીજ પારસ્કરાચાર્યજીએ વેદના બે ભાગ સ્પષ્ટ રીતે કહ્યા છે જેમ મનુષ્યને સામાન્ય નિર્દેશ કરી પછી તેના બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સન્યાસી એમ ભેદ કર્યા છે અને તે મનુષ્યના બ્રહ્મચારી આદિ આશ્રમ ભેદ તરીકે ઓળખાય છે અને તે તે આશ્રમીઓ મનુષ્ય છે, એમા સદેહ નથી તેને કોઇ પશુપક્ષ્યાદિમા ગણશેજ નહિ તેમ વેદના આમ્નાય, નિગમ શ્રુતિ આદિ સામાન્ય પર્યાય વાચી શબ્દોથી મન્ત્ર બ્રાહ્મણ બનેનુ ગ્રહણ થાય છે પરતુ જ્યા વિશેષતા છે ત્યા વેદના અવાતર ભેદમા મન્ત્ર અને બ્રાહ્મણના જુદા જુદા લક્ષણ કર્યા છે સહિતા, આરણ્યક, ઉપનિષદ્ એ ભાગને મન્ત્ર અને બ્રાહ્મણભાગને બ્રાહ્મણ કહે છે પરતુ એમ કહેવાથી કઈ બ્રાહ્મણભાગનુ વેદત્વ નષ્ટ થતુ નથી આપસ્તમ્બ સૂત્રમા સ્પષ્ટ લખ્યુ છે કે मन्त्रब्राह्मणयोर्वेदनामधेयम मन्त्र અને બ્રાહ્મણ બને વેદ છે ષડ્ગુરુ શિષ્યે પણ લખ્યુ છે કે ' मन्त्रब्राह्मणयोराहुर्वेदशब्द महर्षय " મહર્ષિ લોક મન્ત્ર, બ્રાહ્મણ બનેને વેદ કહે છે વેદના લક્ષણવિષે અથર્વવેદના કૌશિકસૂત્રમા પણ લખ્યુ છે કે ' आम्नाय पुन मन्त्राश्च ब्राह्मणानि च " મન્ત્ર અને બ્રાહ્મણ બને આમ્નાય છે

* * * * *

જૈમિનિ મહારાજ મીમાસા સૂત્રદ્વારા બ્રાહ્મણોને વિધાયક અને મન્ત્રને અભિધાયક કહે છે અને તેજ સ્થાનપર શબરસ્વામી મન્ત્ર અને

બ્રાહ્મણના લક્ષણ લખતા પૂર્વપક્ષનું સૂત્ર "विधिमंत्रयोरेकार्थ्यमनेकशब्दात् ૨-૧-૩૦ "ટીકી અર્થ કરે છે કે "विधौ मंत्रे चाम्नायमानस्य भावशब्दस्य एक एवार्थ स्यात्। एकशब्दात् स एवायमेकः शब्दो ब्राह्मणगतो विधास्यति मंत्रगतो न शक्नोतिविधातुमित्यनुपपन्नम्। तस्मात् विधायक " આ સૂત્રનો ભાવાર્થ એ છે કે મત્ર પણ બ્રાહ્મણોની માફક વિધાયક છે કેમકે બનેમાં "यजते" "ददाति" ઈત્યાદિ એકજ પ્રયોગ વિદ્યમાન છે પછી સિદ્ધાંત સૂત્ર તરિકે "अपि वा प्रयोगसामर्थ्यात् मंत्रोऽभिधानवाची स्यात्" ૨-૧-૩૧. મંત્રમા પ્રયોગનુ સામર્થ્ય છે, એહેતુથી મત્ર અભિધાયક છે આ બે સૂત્રો પછીના બે સૂત્રથી મંત્ર અને બ્રાહ્મણ બનેનુ લક્ષણ સ્પષ્ટ સમજાવ્યુ છે "तच्चादेकेषु मंत्राख्या" ૨-૧-૩૨ અર્થ વિધાનના પ્રેરક હોય તે મત્ર કહેવાય અને શેષે ब्राह्मणशब्द ૨-૧-૩૩ અર્થ શેષ છે તે બ્રાહ્મણ છે આમ જૈમિનિ મહારાજ મત્ર અને બ્રાહ્મણ બનેને એક વેદ શબ્દથી સ્પષ્ટ રીતે વર્ણવી કહે છે, પરતુ અવાન્તર ભેદ અભિદાયક અને વિધાયકમાજ રાખ્યો છે

શબરસ્વામીનુ મત એ છે કે જ્યા જ્યા સ્યન્ત, ત્વાન્ત, આશીઃ, સ્તુતિઃ, સંખ્યાલવિદ, પરિવેન પ્રૈષઃ,અન્વેષણ, પૃષ્ટ આખ્યાન,અનુષગ , પ્રયોગ , એવા લિંગની પ્રાપ્તિ હોય ત્યાં ત્યા બ્રાહ્મણ જાણવો અને "હેતુ, નિંદા પ્રશસા, સશય, વિધિ, પરક્રિયા, પુરાકલ્પ, વ્યવધારણા, કલ્પના, અને ઉપમાન એ દશ આવે ત્યા બ્રાહ્મણ જાણવો. એ પ્રકારે સર્વ વેદોમાં વિધિના લક્ષણ નિયત કર્યા છે જો મત્રભાગનેજ વેદ માને તો વિધાનહીન મત્ર નિરર્થકજ થઈ જાય છે જેમ જૈમિનિ મહારાજે કહ્યુ છે કે "आम्नायस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानां तस्मादनित्यत्वमुच्यते" ૨-૧-૩૪ વેદોનુ તાત્પર્ય ક્રિયામા છે, ક્રિયારહિત વેદભાગ અનર્થક છે એ હેતુ અનિત્ય છે આથી તો મત્રભાગના વેદત્વમા સ્પષ્ટ રીતે સદિગ્ધતા પ્રકટ થાય છે જો વેદનુ તાત્પર્ય ક્રિયામા હોય તો બ્રાહ્મણભાગનેજ વેદત્વ પ્રાપ્ત થાય છે અને મત્રભાગ સિદ્ધપર હોવાથી અર્થાત્ ભૂતાર્થક હોવાથી અવેદ ઠરેછે પરતુ આ દોષની નિવૃત્તિને સારૂ વાર્તિકકારે "भूतं भव्यायोपदिश्यते" કહી સમાધાન કર્યુ છે આ ઉપર

જણાવેલા પ્રમાણથી જૈમિનિ મહારાજે મંત્ર અને બ્રાહ્મણ બન્નેનું વેદત્વ પ્રતિપાદન કરી, મંત્રને દ્રવ્યદેવતાનું સ્મારક અને બ્રાહ્મણને વિધાયક કહ્યા છે. આધુનિક સમયમાં પોતાને "આર્ય" તથા "વેદધર્મ પ્રચારક" કહેવડાવનારાઓ મંત્ર ભાગનેજ વેદ કહે છે, પરંતુ જૈમિનિ મહારાજના ઉપલા સૂત્રથી તો તેઓના માનેલા મંત્રભાગના વેદત્વમાં સંદિગ્ધતા ઉત્પન્ન થાય છે તેનો તેઓએ વિચાર કરવો જોઈએ.

મનુ મહારાજ વેદ શબ્દમાં કેવળ મંત્રનો સમાસ કરે છે કે મંત્ર બ્રાહ્મણ બન્નેનો? તેનું અત્રે કંઇક દિગ્દર્શન કરીશું. મનુજી લખે છે કે "सर्वेषां तु स नामानि कर्माणि च पृथक् पृथक् । वेद शब्देभ्य एवादौ पृथक् संस्थाश्च निर्ममे ॥ अ-१-२१ આ ઉપર મેધાતિથિનું ભાષ્ય જોવું અતિ ઉપયોગી થઈ પડશે. આ શ્લોકનું તાત્પર્ય એ છે કે બ્રાહ્મણ, ક્ષત્રિય ઇત્યાદિનું કર્તવ્યકર્મ વેદશબ્દોથી પરમાત્મા એ નિર્માણ કર્યું છે, અને કર્મોની ઇતિકર્તવ્યતા તો બ્રાહ્મણભાગમાંજ છે તેથી બ્રાહ્મણભાગનું વેદત્વ સિદ્ધ થાય છે. વળી "उदितेऽनुदिते चैव समयाध्युषिते तथा। सर्वथा वर्तते यज्ञ इतीयं वैदिकी श्रुतिः" अ-२-१६ આ શ્લોકમાં ઉદિત અનુદિત હોમનું વર્ણન છે અને તે બ્રાહ્મણ ભાગમાં છે તો પછી "वैदिकी श्रुतिः" નો અર્થ બ્રાહ્મણ ભાગપર નહિ તો શેનાપર? "उदितेऽनुदिते चैव" નો પ્રયોગ ઐતરેય બ્રાહ્મણની "उदिते जुहोति अनुदिते जुहोति" શ્રુતિપર આધાર રાખે છે અને મનુજી આ શ્રુતિને વૈદિકી શ્રુતિ કહે છે અને તેથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે મનુ મહારાજ પણ બ્રાહ્મણ ગ્રંથનો વેદમાં સમાસ કરે છે.

પોતાને 'આર્ય' અને 'વેદ ધર્મી' પોતાની મેળે માની લેનારાઓ નિરૂક્તમાં જ્યાં 'निगमा भवन्ति' એવા શબ્દ આવે છે ત્યાં નિરૂક્તકારનો અભિપ્રાય મંત્ર ભાગથી છે, નહિ કે બ્રાહ્મણ ભાગથી, એમ કહી કહે છે કે એથી સિદ્ધ છે કે 'निगम' કેવળ મંત્ર ભાગનુંજ નામ છે પરંતુ તેઓ એટલું કહેવું તો ભૂલી જાય છે કે નિરૂક્તકાર 'निगम'

શબ્દને બ્રાહ્મણ, ઉપનિષત્ તથા આરણ્યકને બદલે વાપરે છે નિરૂક્તની મદદ વગર વેદના શબ્દોના ઠીક ઠીક અર્થ થઈ શક્તા નથી તેથીજ કહ્યુ છે કે "अथापीदमन्तरेण मंत्रेष्वर्थप्रत्ययो न विद्यते" નિ ૧-૯-૧ અર્થ— નિરૂક્ત શાસ્ત્ર શિવાય મન્ત્રોના અર્થ થઈ શકતા નથી અહી જે મન્ત્રશબ્દ છે તે કંઈ મન્ત્ર ભાગને બદલે નથી પણ મન્ત્ર અને બ્રાહ્મણ બનેને બદલે સમજવો જોઈએ છે તેથીજ "अयेनांश्चि ज्ञानिवतश्चकर्थ ग्रास्त्वा छन्तन्नवसोऽ तन्वत इत्यपि निगमौ भवत." નિ ૩-૪-૪ અહીં નિરૂક્તકાર સ્પષ્ટ રીતે 'अयेना' ઇત્યાદિથી ઋગ્વેદ સહિતાના મન્ત્રને અને 'ग्रास्त्वा' ઈત્યાદિથી સામવેદીયતાણ્ડચ બ્રાહ્મણને લઇ બનેને નિગમ કહે છે વળી "नमे देवा नेमेऽसुरा" 'इत्यपि निगमौ भवत.' નિ૦ ૩-૪-૩ આ મન્ત્ર મૈત્રેયી બ્રાહ્મણનુ છે અને એની સાથે નિગમ શબ્દનો પ્રયોગ પણ કરેલો છે વળી નિરૂક્તકાર ઉપનિષદોમા પણ નિગમનો પ્રયોગ ક- છે "यस्मात्परन्नापरमस्ति किञ्चिद्यस्मान्नाणीयो न ज्यायोऽस्ति' इत्यपि निगमो भवति। નિ૦ ૨-૧-૬ . આ શ્વેતાશ્વેતર ઉપનિષત્નો. મન્ત્ર છે વળી 'तदेतदृक्श्लोकाभ्यामुक्तम्। ઇત્યાદિ નિ૦ ૩-૧-૪ આ શાતપથી શ્રુતિ (શતપથ બ્રાહ્મણ) નો મન્ત્ર છે અને નિરૂક્તકાર ऋक् અર્થાત્ મન્ત્ર શબ્દથી એનુ વિધાન કરે છે તેમજ યાસ્કાચાર્ય મુનિ કહે છે કે "पुरुप विद्यानामनित्यत्वात् कर्मसम्पत्तिर्मन्त्रो वेदे" કર્મ યથાર્થ થાય તેથી વેદમા મન્ત્રોનુ વિધાન છે અહીં મન્ત્ર શબ્દજ બ્રાહ્મણને બદલે વાપર્યો છે અને એ પણ સ્પષ્ટ છે કે કર્મની ઇતિકર્તવ્યતા તો બ્રાહ્મણ ભાગમા છે, તો પછી બ્રાહ્મણ ભાગ વેદ કેમ ન કહેવાય?

બ્રાહ્મણ ભાગને વેદ ન માનવો એવું કોઈપણ ઋષિમુનિનુ પ્રમાણ મળતું નથી, તે છતા આધુનિક ગેરિક વસ્ત્રધારી, આર્ય નામાકારી, યથેચ્છવિહારી, બ્રાહ્મણ ભાગને અવેદત્વાદિ કહેછે પણતેઓ કોઈપણ પુષ્ટ શાસ્ત્રીય પ્રમાણ બતાવી શકતા નથી પરતુ કહે છે કે "એમા (બ્રાહ્મણ ભાગમા) શ્લોક, ઈતિહાસ, પુરાણ, કલ્પ, ગાથાદિ છે અને તે મહર્ષિઓના બનાવેલા વેદોના વ્યાખ્યાનો છે" જો ઈતિહાસાદિને લીધે બ્રાહ્મણ ભાગના વેદત્વમા કદાચ તેઓના મત મુજબ સદિગ્ધતા પ્રાપ્ત થતી હોય તો તે ભ્રમજ સમજવો જોઈએ કારણ કે તેઓ જે મંત્ર ભાગને વેદ તરીકે માને

છે તેને પણ એવા ( ઈતિહાસાદિ ) આક્ષેપથી કદાપી બચાવી શકાય તેમ નથી • તેઓના માનેલા મંત્ર ભાગમા વસિષ્ઠ, વિશ્વામિત્ર, ત્રિત, દેવાપિ, શન્તનુ, મુદ્ગલ ઋષિ, સુભવ રાજા, દધીચ ઈત્યાદિના ઈતિહાસ, નદીયોના વર્ણન, દેશોના નામો સ્પષ્ટ માલમ પડે છે જુવો ઋગ્વેદ અ. ૩-૨-૧૨ ઋ અ. ૧-૭-૧૦૫-૮. ઋ અ ૮-૫-૧૨ ઋ અ ૮-૫-૧૩. ઋ. અ ૮-૫-૨૦-૧૦૨ ઈત્યાદિ અનેક સ્થળે સહિતામા ઈતિહાસ ગાથા આદિ છે અને એ ગાથાઓને નિરૂક્તકાર પણ સ્પષ્ટ કરી લેખે છે ત્યારે ઈતિહાસ અને ગાથાને લીધે જો બ્રાહ્મણ ભાગને પૌરૂષેયત્વ કહેવું અર્થાત્ જેનો ઈતિહાસ છે તેના પછી તે બનેલા છે, માટે તે સ્વત. પ્રમાણ નહિ, પણ પરત પ્રમાણ છે, તે મુજબ તો મન્ત્ર ભાગમા ઉપર બતાવ્યા મુજબ ઈતિહાસાદિ ને લીધે તે ઋષિ રાજાઓ કે જેઓના નામો છે તેઓના પછી લખાયા કેમ ન કહેવાય? અને ઋષિમુનિપ્રોક્ત હોવાથી એ પરત પ્રમાણ કેમ ન કહેવાય? જો મન્ત્રને સ્વત અને અપૌરૂષેય કહો તો પછી બ્રાહ્મણ પણ સ્વત અને અપૌરૂષેય કહેવાય એમા કઈપણ શકા જેવુ નથી વળી મીમાસાકાર જૈમિનિ મહારાજે બ્રાહ્મણ ભાગમા વર્ણવેલા બબર, પ્રાવહણિ, કસ્તુવિંદ, કૌથુમિ, કાઠક ઈત્યાદિ નામોના કોઈ સ્થાન, સિદ્ધપદાર્થ શાખામા વા પ્રવર્તક ઋષિપર યૌગિક અર્થો કર્યા છે જુવો મીમાસાદર્શન અ. ૧-૧-૨૭-૨૮-૨૯-૩૦-૩૧-૩૨ જો મીમાસાકારના મત મુજબ બ્રાહ્મણ ભાગનો સમન્વય કરી બરાબર વિચાર કરવામા આવે તો કદિપણ ઈતિહાસાદિ માલમ પડશે નહિ શતપથશ્રુતિમા કહુ છે કે "स यथार्द्रैन्धनाग्नेरभ्याहितात्पृथग्धूमा विनिश्चरन्त्येवं वा अरेऽस्य महतो भूतस्य निःश्वसितमेतद्यदृग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरस इतिहासः पुराणं विद्या उपनिषदः श्लोकाः सूत्राण्यनुव्याख्यानानि । ઈત્યાદિ જેમ ભિંજાયલા લાકડાના સયોગથી અગ્નિમા ધૂમાડો પ્રકટ થાય છે તેમ પરમાત્માના નિશ્વાસથી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, ઈતિહાસ, પુરાણ, વિદ્યા, ઉપનિષત્ શ્લોક, સૂત્ર, વ્યાખ્યાનાદિ પ્રકટ થયા છે આ મંત્રથી એ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે વેદ, ઈતિહાસ, પુરાણાદિ સર્વ ઈશ્વરના

નિ શ્વાસ છે તેથી વેદવત્ તે પ્રમાણ છે ઈતિહાસ પુરાણાદિ વેદશબ્દ અવાન્તર ન હોવાથી પણ ઈશ્વરકૃત આથી સિદ્ધ થઈ શકે છે તો પછી બ્રાહ્મણ ભાગ જે વેદનુ એક અવાન્તર રૂપ યાને ભાગ છે તે ઈશ્વર પ્રોક્ત કેમ નહિ કહેવાય?

સંહિતામા સૃષ્ટિની ઉત્પત્તિ આદિના વર્ણનો છે, તો મત્રભાગ પુરાણ કેમ ન કહેવાય? જેમાં સૃષ્ટિક્રમનું વર્ણન હોય તે પુરાણ, એવુ માનવામાં આવે તો પછી મત્રભાગ કેવળ દેવતા, ઋષિ, રાજા આદિના ઇતિહાસથી નહિ, પણ ભૂગોળ જે નદી દેશાદિનુ વર્ણન કરનારી છે તેની વ્યવસ્થા પણ જેમા વિદ્યમાન છે તે વેદ પુરાણ કેમ ન મનાય? જે વાતો બ્રાહ્મણમા છે તેવીજ રીતની મત્ર ભાગમા છે. હવે જો એકને અપૌરૂપેય યાને સ્વત પ્રમાણ માનવુ અને બીજો જે શાસ્ત્રપ્રમાણથી વેદ સિદ્ધ થાય છે તેને પૌરૂપેય યાને પરત પ્રમાણ માનવુ એ વિચારદક્ષતા નહિ તો શુ કહેવાય? કદિ કોઇ કહેશે કે ઈતિહાસ પુરાણ નારાશસી આદિ નામ બ્રાહ્મણ ભાગના છે પરતુ આશ્વલાયન પુ૦ ૩ માજ કહ્યુ છે કે "अथ स्वाध्यायमधीयीत ऋचो यजूंषि सामान्यथर्वाङ्गिरसो ब्राह्मणानि कल्पान्गाथानाराशंसीरितिहासान् पुराणानि" ઈત્યાદિ અહીં બ્રાહ્મણ ઈતિહાસ, પુરાણ, નારાશ'સી આદિ જુદા જુદા લિંગ અને વચનમા છે તેનો હેતુ પણ એક બીજાના વિશેષણમાં થતો નથી અને જુદા જુદા નામથી સ્પષ્ટ છે તેમજ ગોપથે પૂ૦ ભા૦ અ૦ ૨ જામા પણ બ્રાહ્મણ જુદા લખ્યા છે અને તેથી પણ સ્પષ્ટ થાય છે કે ઈતિહાસ પુરાણનો બ્રાહ્મણસાથે કઈ પણ સબધ નથી. વળી જ્યાં ઋક્ યજુ સામ, આગિરસ શબ્દનો સ્પષ્ટ પ્રયોગ થયો હોય ત્યા મત્ર ભાગના સૂચક હોવાથીજ બ્રાહ્મણ શબ્દ જુદો લખવામાં આવે છે. પરતુ જ્યાં ઋક્ યજુ સામ આગિરસના સ ગમા વેદ શબ્દનો પ્રયોગ થયો હોય ત્યા બ્રાહ્મણ શબ્દ જુદો કદાપિ પણ લખાતોજ નથી. કેમ કે વેદ શબ્દજ સ્વત. મત્ર તેમજ બ્રાહ્મણ બંનેનું સૂચક છે. ન્યાયસૂત્રમા પણ ગૌતમ ઋષિએ બ્રાહ્મણને, ઇતિહાસ પુરાણથી જુદા માનેલા છે આ ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે બ્રાહ્મણ ભાગ વેદ છે અને તે સ્વતઃપ્રમાણ હોવાથી અપૌરૂપેય પણ ઠરે છે.

---

# સમુદ્રયાનાદિ પ્રાયશ્ચિત્ત.

આજકાલ વણિક વર્ગમા વિલાયતગમનવિષયક પ્રાયશ્ચિત્તની વાત ખૂબ ચર્ચાઇ રહી છે . તે સબધમા અમારા વિચાર પ્રકટ કરવાને પણ કેટલીક તરફથી સૂચના કરવામા આવી છે પરતુ અમારો અભિપ્રાય આપતાં પહેલાં દ્વારકા સસ્થાનના શારદા મઠ તરફથી જાવક અક ૨૨૫ ની જે સસ્કૃત પ્રાયશ્ચિત્તપત્રિકા પ્રકટ થઇ છે, તે જેમની તેમ હેઠળ ઉતારી લઇએ છીએ એની સાથે પ્રાયશ્ચિત્તી પુરુષો તથા તેમની જ્ઞાતિએ શ્રીમાન્ શંકરાચાર્યજીને કરેલી અરજીઓ તથા એ સસ્કૃત લેખનુ સત્તાવાર ગૂજરાતી ભાષાતર જો પ્રકટ થયુ હોત તો એ વિષય વાચનારને સમજવો સુગમ થાત, એમ અમારૂ માનવુ છે કેમકે જે વાણીઆઓને ઉદ્દેશીને એ લેખ લખવામા આવ્યો છે, તેઓમા ભાગ્યેજ કોઈએને સહેલાઇથી સમજવાની શક્તિ ધરાવનાર મળી આવશે

હજુ પણ શ્રીમાન્‌ને કરેલી અરજીઓની નકલ તેમજ તે સબધી જે કાઈ પુરાવા હોય તે જો કોઈ પૂરા પાડશે તો તેને અમો અક્ષરસ પ્રકટ કરીશું, કે જેથી એ સંબધમા યથાર્થ વિચાર કરવો સહેલ થઈ પડે .

॥ श्रीशारदाम्बा विजयतेतराम् ॥

श्रीद्वारकाधीशो विजयते
जगद्गुरु श्रीमच्छङ्कराचार्य
श्रीशारदामठद्वारकासस्था-
नाधीश्वर महा०
सिक्को०

इह खलु ब्राह्मणादीनां प्रत्याम्नसमारम्भसंसाधनैकनिकामानां महोदयमामोदपरिचोदितान्तरङ्गाणां महायन्त्रनियन्तृत्वमहाभिषग्वरत्वाद्यनितरोपायलभ्यासाधारणविद्याकलाकौशल्यसम्पादनेहातुन्दिलान्त करणाना प्रयन्तदेशगमनसागरयानद्वीपान्तरपर्यटननिमित्तप्रायश्चित्तविमर्शप्रस्तावे किं विशेषविमर्शमन्तरेण सर्वे सर्वदा प्रायश्चित्तार्हा उत कश्चन निर्दोषमाश्रित्य कदाचित् केचिदेव वा, तथा तदर्हानर्हतायां के नियन्तारो विशेषहेतव',

યોગ્ય લાગતુ નથી. વસ્તુતઃ મને આ પ્રશ્ન સાથે કંઈ પણ લાગતુ વળગતુ નથી, પરતુ અચબુચ આવી જવાથી બે શબ્દ એ સબધમાં લખું છુ ગુજરાત પર દ્વારકામઠનો કદાચિત્ અધિકાર હોય તો ભલે હોય પણ, મુ બઇ શહેરપર તેઓનો અધિકાર છે એમ આપ કહોછો, તેમ કહેવામા આપની પાસે જે આધાર હોય તે પ્રકટ કરશો તો તે ઘણું સારૂ કહેવાશે ઐતિહાસિક દૃષ્ટિથી જોતા તો મુ બઇ બેટ એ પોર્ટુગીઝ લોકોના તાબામાં આવ્યાથી, પ્રથમ થોડી પ્રસિદ્ધિમા હતો અગાઉ પોર્ટુગીઝ લોકોના તાબામા રહી ઇગ્રેજ લોકના તાબામાં આવ્યો ત્યારથી અમારો ઉદય થવા માડયો પેશવાએ સઘળો ઉત્તરકોંકણ પ્રાંત તાબામા લીધો હતો તોપણ મુ બઇ બેટ કોઈપણ વખતે તેઓના અધિકારમા આવ્યો ન હોતો પેશવાએ પોતાના આખા રાજ્યપર શૃગેરી મઠાધિપતિનો મુખ્ય અધિકાર છે એમ માનેલુ જુના કાગળપત્રોપરથી સ્પષ્ટ સિદ્ધ થાયછે–મહારાષ્ટ્ર વ કોંકણ વગેરે પ્રદેશ ઉપર દ્વારકામઠનો અધિકાર પેશવાએ માન્યાનું કોઈપણ પ્રમાણ માલમ પડતું નથી તેમજ જે પોર્ટુગીઝ કિંવા ઇગ્રેજ લોકના તાબામા મુ બઈ શેહેર હતું અને હાલછે, તેઓએ દ્વારકા મઠને મુબઇ શહેરનો ધર્માધિકાર આપ્યાનો કઇપણ પુરાવો છે નહિં એઉપરથી તેમજ ઇગ્રેજ લોક પેશવાને ખ ડણી આપતા હતા તે ઉપરથી અનુમાન કરતા એમ સિદ્ધ થાયછે કે તે (મુબઇ) પેશવાને તાબેજ હતું પેશવાએ શૃગેરી મઠાધિપતિને મુખ્ય આચાર્ય માનેલા હતા આ ઉપરથી એટલુ તો સ્પષ્ટ સિદ્ધ થાયછે કે જો મુંબઈ શહેર ઉપર કોઈનોપણ (ધર્મસબધી) અધિકાર હોય તો તે શૃગેરી મઠાધિપતિનો હોવો જોઈયે, અને દ્વારકા મઠાધિપતિનો કોઈપણ રીતનો સબધ નથી"

૪ હાલ અમારા તરફ અમારામાની કોઇ મ ડળી દેશહિતકાગી નામધારી હોઈ તેમાના કોઈ કોઈ વિલાયત વગેરે પરદ્વીપમા જઈ વિધર્મીઓના હાથનુ અન્નભક્ષણ કરી આવેલા છે. તેઓનો અને તેઓના અનુયાયીઓનો એવો પોકાર છે કે દેશ વા સમાજના હિતાર્થેજ એમને વિધર્મીઓના હાથનુ ખાવા પીવાની ફરજ પડી છે તેથી તમે અમને જાતિમા લ્યો એવા લોકોને શ્રી જગદ્ગુરૂ શ કરાચાર્યની દ્વારકાની

પર પરાથી આવેલી ગાદીપરના હાલના અધિકારી થયેલા આચાર્યે હમણા પ્રાયશ્ચિત્ત આપી સર્વ જાતિ વ્યવહાર કરવાની જે પરવાનગી આપી છે એ ન્યાય કયાનો ? તેવાઓને જો દેશની ખરેખરી લાગણી હોત તો તેઓને અલગ રહેવામા શી હરકત હતી ? બીજુ દક્ષિણ તથા સાષ્ટી તાલુકા તરફ કેટલા લોકોને પોર્ટુગીઝોએ જુલમથી ભ્રષ્ટ કરેલા હતા તેઓના કુટુબો આજે પણ તેજ ધર્મમા રહેલા છે. તેમજ પશ્ચિમ તરફ કચ્છ, ગુજરાત અને કાઠીયાવાડ પ્રાંતમાં ખોજા, વહેાેરા વગેરે જે જાતિ છે તેઓ અસલ હિંદુ હતાં અને તેઓને મુસલમાન લોકોએ જોર જુલમથી મુસલમાન બનાવ્યા હતા તેઓ પણ આજે તેજ ધર્મમાં રહ્યા છે. તેમજ પ્રખ્યાત કવિવર્ય શ્રી જગન્નાથ રાયપ ડિત જેઓએ યવનીનો અંગિકાર કીધાથી હિંદુ સમાજમાથી બહિષ્કૃત થયા હતા અને તેઓ મરણપર્યંત તેજ સમાજમાં રહ્યા હતા આ દાખલાથી પણ પૂર્વે હિંદુ ધર્મમાથી ભ્રષ્ટ થયેલા મનુષ્યને પુનરપિ પોતાના અસલ ધર્મમાં પાવન કરી દાખલ કરવાની રૂઢી નહોતી એ સિદ્ધ થાય છે તે સમયના શ્રી શ કરાચાર્યની ગાદીના આચાર્યે જો પ્રાયશ્ચિત્ત આપી શુદ્ધ કરી શકાતા હોત તો તેઓ શ્રી કદી પણ તેવાઓને ભ્રષ્ટ રહેવા દેત નહિ ત્યારે કેવળ પરોપકાર સારૂ જેઓને વિધર્મીઓની બરાબર ખાનપાનાદિ વ્યવહાર કરવાની ફરજ પડી હોય તેઓએ પોતાના દેહને જીવતાસૂધી પરોપકાર સારૂજ વિધર્મી રાખવો જોઇએ પોતાનુ નાકકાપી બીજાને અપશૂકન કરવુ જેમ યોગ્ય નથી, તેમ પોતે એકલા સારૂ સર્વ જાતિને ભ્રષ્ટ કરવી એ ઈષ્ટ કહેવાય નહિ આ સ બ ધમા અમારા વિદ્વદ્‌શિરોમણી, મહામહોપાધ્યાય, શાસ્ત્રીઓ, પ ડિતો વગેરેએ પોતાનુ ગુરૂત્વને કાયમ રાખવુ જોઇએ જ્યા પ્રત્યક્ષ અનુભવમા સજીવ મૂર્તિના દાખલા હોય ત્યા પુસ્તકો જોવાની બિલકુલ ગરજ નથી.

( વિનાયક ભાલચદ્ર મરાઠે. )

શ્રીદ્વારકાના શકરાચાર્યજીની ગાદી આજકાલની નથી, તેમ જે કપાલવાણીઆઓ પ્રાયશ્ચિત્ત માગવા ગયા, તેઓ પણ નવા નથી. તેમ છતા આ વાણિયાઓના પૂર્વજો સાહેથી કોઇને પણ એ મઠના પૂર્વાચાર્યો પાસે ધર્મનિર્ણય લેવા જવાની જરૂર પડી નથી. આતો "ભાવતુ હતુ અને વૈદે કહ્યુ " તેમ યથેચ્છ પરદ્વીપગમન કરનારને આવા આચાર્યથી ઉત્તમ બીજો હાજર વૈદ્ય કોણ મળે ?



# શ્રી આર્યધર્મસુધા.

પુસ્તક ૧ લું. સંવત ૧૯૬૧. સિંહ માસ. અંક ૮ મો.

મંગળાચરણ.

## પ્રભુપ્રાર્થના.

( પદ. રાગ યથા રૂચિ )

પ્રભુજી લ્યો નિજ જન સંભાળ ટેક.
કોપ કુકર્મ કલહ કાયરતા, કરે કઠિણ કળિકાળ. પ્રભુ૦ ૧
ધર્મ ધામ ધન ધરા અમારા, હરે અવર વિકરાળ,
દામ દળી દેશાંતરના જન, દહે દવાનળ ઝાળ પ્રભુ૦ ૨
મત્સર મમત મોહ મદ મોટું, ફેલ્યું તિમિર વિશાળ,
છાયું આ દળ વાદળ જેવું, ઉપર આળસ જાળ, પ્રભુ૦ ૩
છોડી છેક વિવેક એકતા, રહિત થયાં તુજ બાળ,
વિનય વિવેક વિચાર સુવિદ્યા, વૈભવમાં મન વાળ, પ્રભુ૦ ૪
સંપ સંપદા સિદ્ધ કરી સહુ, પર પીડાથી પાળ,
સકપટ લંપટ નિકટ વિકટ અતિ, સંકટ ખટપટ ટાળ. પ્રભુ૦ ૫
પરમ નિરંજન નિજ જન રંજન, ભવ ભય ભંજન ભાળ,
ગોવર્દ્ધન પ્રભુ આર્ય ઉદય કર, ગુણગણનિધિ ગોપાળ પ્રભુ ૬
( પંડિત શ્રી ગટ્ટુલાલજી. )

---

## સંપ.

( ગો૦ વાસી પંડિત શ્રી ગટ્ટુલાલજીના ભાષણનો સાર )

સંપ એટલે સમુદાય, ઐક્ય, એકતા. એક મનુષ્ય એકલો જે કામ દશ દિવસમાં પૂરું કરી શકે, તેજ કામ જો પાંચ માણસ સાથે મળીને

કરે તો, બે દિવસમાં સહેલથી પુરુ થાય છે એટલુજ નહિ પણ કેટલાક કામો જે એકલાથી થવા કેવળ અશકય હોય છે, તેવા કામો પણ સમુદાય શક્તિથી સહજ શકય બને છે કેટલાક કામોમા અનેક પ્રકારની શક્તિ જોઈએ છે, તે સર્વ પ્રકારની શક્તિ એક વ્યક્તિમા હોતી નથી અને સમુદાય થતા જુદી જુદી વ્યક્તિની અનેક વિવિધ શક્તિ ભેળી થવાથી તે કામ તુરત પાર પડે છે આ વાતના ઉદાહરણો આપણે શોધવાં પડે તેમ નથી આપણી આંખ સન્મુખ સર્વત્ર સદા દશ્યમાન છે રેલવે, સ્પિનિંગ, સ્ટીમર, તલાવ, નેહેર, કોટ, કિલ્લા, સડક, મહેલ, વાડી, વગીચા વગેરે અનેક લોકોપયોગી સાર્વજનિક સુખકારક કાર્યોનો પુષ્કળ પ્રસાર જે આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ, તે સર્વ આ સપનાજ દાખલા છે તેથી સ પને સર્વ સાધનોમા પ્રથમ ગણ્યુ છે

પદ ( મરાઠી ચાલનુ )

સ પ ખરૂ સુખનુ સાધન છે, દિનદિન સ પ વધારો,
સ પવિના નહિ સ પતિ સુખથી, પણ કહેવાય વિચારો ૧
થશે સ પથી લાભવિષે, પ્રતિ દ્વિવસ વધારો સારો,
સ પ વડે અવિક પ જગતમા, યશનો થાય વધારો ૨

સુખનુ ખરૂ સાધન સ પ છે સ પથીજ સ પત્તિ મેળવાય છે એટલુજ નહિ પણ, સ પત્તિ એ શબ્દ પણ "સ પ" બોલ બોલ્યાવિના બોલી શકાતો નથી જેનો મુખે ઉચ્ચાર કરવામા પણ સ પની જરૂર પડે છે, તો તેને સાક્ષાત્ મેળવવામા સ પવિના કેમ ચાલે? નજ ચાલે જગત્માં પણ સ પ હોય તોજ પ્રતિદિન લાભ અને યશનો નિશ્ચલ સારો વધારો થાય છે માટે સદા સ પની સ વૃદ્ધિ કરવી

કોઈ માણસ બહુ સુ દર અને રૂપાળો હોય, સારા વસ્ત્રો પહેર્યા હોય, ઉત્તમ આભરણો સજેલાં હોય, સારા વાહનપર બેઠો હોય અને સાથે સારા પરિકર એટલે સીપાઈ સપરા હોય, તો તે જ્યા જાય ત્યા તેને માન મળે છે. એટલુંજ નહિ પણ આમાંની એકેક બાબતથી પણ મનુષ્ય માન

મેળવે છે પરંતુ કોઈ એકની પાસે એ સર્વ વસ્તુઓ હોય પણ એક નાક ન હોય, તો તેવિના સર્વ શૂન્ય લાગે છે જુઓ ત્યારે સુદર રૂપ, સારા વસ્ત્ર, કીમતી આભૂષણો, ઉંચા વાહનો અને સારા પરિકર એ સઘળુ હોવા છતા એક નાનકડા નાક વિનાનો એ સર્વ ઠાલ તેને બેઆલમા ખપાવે છે તેમ આપણા આર્ય લોકોમા ઘણા ગુણો છે ઉત્તમ ધૈર્ય છે, તેવુજ ધર્માભિમાન છે, ધર્મને નામે આપણે ઘણોજ ખરચ કરીએ છીએ, વળી પૃથ્વીમા આપણે સર્વથી ચઢિયાતા છીએ, કેમકે જે કોઈ વટલી જાય છે તે આપણમાથી વટલીને બીજા ધર્મમાં મળે છે, પણ પરધર્મી વટલીને આપણા ધર્મમાં આવી શકતો નથી વળી આપણા હાથનુ સર્વે ખાય છે. પણ આપણે બીજાના હાથનું ખાઈ શકતા નથી એવો ઉત્તમ ધર્મ, ઉંચી પંક્તિ, વળી વેદ જેવી વિદ્યા, અને આર્યસ્થાન જેવુ ઉત્તમ સ્થાન કે જેના જેવી ઉત્તમ અને રસાલ ભૂમિ આખી પૃથ્વીમાં ભાગ્યેજ હશે એમ કહીએ તોપણ ચાલે આર્યાવર્તમા સર્વ પ્રકારની વસ્તુઓ મળે છે આ દેશમાં સર્વ પ્રકારનું ધાન્ય, ફળ, ફૂલ, વૃક્ષ, નીપજે છે જેમા શ્રીકૃષ્ણ અને શ્રીરામ જેવા ઈશ્વરાવતાર થયા, જેમા વિક્રમ જેવા પરદુખભંજન રાજા થયા, કાશી, પ્રયાગ, જગન્નાથ, દ્વારકા જેવા પવિત્ર તીર્થો અને ગંગા, યમુના જેવી પવિત્ર નદીઓ છે અર્થાત્ આવી ભૂમિ બીજે જડશેજ નહિ જેમા એકાદ વસ્તુ નવાઈ જેવી થતી હશે એવી કોઈ મળશે ખરી. એ પ્રમાણે આપણી પાસે સઘળુ છે પરંતુ એક સંપરૂપી નાક નથી! કુસંપથી આપણુ નાક ગયુ છે!! માટે આર્ય બાંધવોએ સંપ સાધવા તથા કુસંપ કાપવા કટી કસવી જોઇયે છે

આ સ્થળે સંપ સાથે નાકનો મુકાબલો કરવાનુ કારણ એ છે કે એમા પરસ્પર મળતા ગુણો છે જુઓ, નાકથી શ્વાસ લેવાય છે અને શ્વાસ એ જીવવાનુ સાધન છે તેમ સંપથી પારકા દેશની અનેક પ્રકારની સંપત્તિ આપણે ખેંચી લાવી શકીએ, કે જે આપણા જીવનનુ તથા વૈભવનુ સાધન થઈ પડે વળી નાસિકાથી સુગંધનો અનુભવ લેવાય છે જેને નાક ન

હોય તેની આગળ અત્તરના બાટલાઓ અને પુલના ઢગલાઓ પૂર્યા હોય તોપણ તે શું કામના ? તેમજ સંપરૂપી નાકથી યશનો અનુભવ લેવાય છે. સુગંધને યશની ઉપમા આપવાનું કારણ એકે જગત્માં જેની યશરૂપી કીર્તિ ફેલાઈ હોય છે, તેને વિષે લોકો કહે છે કે ફલાણાની કેવી સારી વાસના ( સુવાસ ) પસરી રહી છે. કોઇ માણસને આપણે એકવાર ઠપકો આપતા, તેની અસર ન થાય, તો બીજીવાર, ઠપકો દેતાં કહીએ છીએ કે શું તને નાક નથી ? અને તેથી પણ અસર ન થાય તો ત્રીજીવાર તેને " નકટો " કહી ઠપકો આપીએ છીએ. આપણે તો ઘણા ઠપકા ખાધેલા છે. જુઓ પ્રથમ સંપ હતો ત્યારે આ આર્યસ્થાનમાં, બ્રાહ્મણો સર્વને ઉપદેશ આપતા; ક્ષત્રિયો રાજ્ય કરી બ્રાહ્મણનું ભરણપોષણ અને વૈશ્ય, શુદ્રનું સરક્ષણ કરતા, વૈશ્ય વ્યાપાર, ખેતી અને ગોરક્ષા કરતા; અને શૂદ્રો ત્રૈવર્ણિકોનું દાસત્વ તથા કળા કૌશલ્યનો ઉદ્યોગ કરતા હતા. કુસંપથી એ વર્ણોનો ક્રમ તૂટયો. અગાઉ સર્વ લોકો પોતપોતાના વર્ણાનુસાર કર્મો કરતા હતા એ વ્યવહાર સત્યયુગમાં હતો, એમ નહિ પણ આ કળિયુગના આરંભમાં પણ તેમજ ચાલતું હતું. કળિયુગના ૧૫૦૦ વર્ષ વીત્યા પછી આપણું રાજ્ય કુસંપથી શૂદ્રના હાથમાં ગયું ચંદ્રગુપ્ત રાજાના વખતમાં કુસંપથી આપણને ઘણા ગેરફાયદા થયા છે. આપણાં રાજ્યપર પરદેશના ૨૨ રાજાઓ આવ્યાનું વર્ણન તો " શ્રીભાગવત " માં પણ ભવિષ્ય રૂપે ભાખેલું છે.—

ततोऽष्टौ यवना भाव्याश्चतुर्दश तुरुष्कका

भूयो दश गुरुण्डाश्च मौना एका दशैव तु ॥

( સ્કંધ ૧૨, અધ્યાય ૧, શ્લો૦ ૩૦. )

ચૌદ તુરકી રાજાઓ અને આઠ યવન રાજાઓએ આપણાપર રાજ્ય કર્યું, ત્યાર પછી તેઓમાં કુસંપ થવાથી વળી બીજા લોકો ફાવ્યા એપ્રમાણે કુસંપથી ઘણીજ ઠોકરો ખાધી છે. અને આજસૂધી ખાતાજ જઇએ છીએ એ યવનોની ચઢાઈના ઘણા દાખલા ઈતિહાસમાં લખેલા છે તેમાંનો એક ટુકમાં જણાવીએ

આપણા એક હિંદુ રાજાએ મેવાને માટે બીજા દેશને વખાણ્યો હતો તે એવી રીતે કે, તેણે એક યવન રાજાને પત્ર લખ્યો તેમાં એમ લખ્યું કે, હિંદુસ્તાનમા વડ, પીપળા, આકડા, થોરીયા બાવળિયા વગેરે વજ્ર વૃક્ષો ઘણાં છે અને આપના મુલકમાં તો દાડેમ, દ્રાક્ષ, અજીર વગેરે ઉત્તમ પ્રકારના મેવા પાકે છે માટે અમારા દેશ કરતાં આપનો મુલક ઘણો સારોછે

આ લખાણ ઘણું માર્મિક છે તેમા એવી મતલબ સમાવી છે કે અમારા દેશમાં જેવા વૃક્ષો વજ્ર જેવાં થાય છે તેવાજ માણસો પણ વજ્ર સરખા છે અને તમારા દેશમાં દ્રાક્ષ વગેરે ચપટીમાં લેતા ફચ્ચ કરીને ફૂટી જાય એવો મેવો થાય છે, તેવા તમે પણ ઘણા કોમળ છો માટે જો હિંદુસ્તાનમા આવશો તો તમને આર્ય લોકો સહજમા ફોડી નાંખશે પણ એ લખાણની મૂળ મતલબ સમજીને તે યવન રાજાએ જે જવાબ લખ્યો છે તે દરેક આર્યને કાળજામા કોરી રાખવા યોગ્ય છે. તે એ કે, અમારા દેશમા ઘણા ઉત્તમ મેવા થાય છે એ વાત ખરી છે, પણ તમારા દેશમા એક "ફૂટ" કરીને મેવો ઘણો સારો છે તે અમારા દેશમા નથી અને તેથીજ અમારૂ મન તમારા દેશ તરફ આવવાને બે ચાય છે

"ફૂટ" એ ખડબુચાનુ નામ છે તે અરબસ્તાન, અફગાનિસ્તાન વગેરે મુલકોમા થતા નથી એ ખાવાથી ઠંડક વળે છે ગરમીના દિવસોમા લોકો તે ખાય છે. "ફુટ" શબ્દનો બીજો અર્થ કુસંપ અર્થાત્ તમારામા માંહોમાંહે પરસ્પર ફૂટ છે માટે અમને તમારા દેશપર આવવાને કઈ ધાસ્તી નથી કુસંપના આવાં કડવા ફળ છે કુસંપથી શત્રુ નિર્ભય રહી સહેલથી સ્વહિત સાધે છે માટે સ્વસરક્ષણ કરવા અને શત્રુને ભય પમાડવા ઈચ્છતા હો તો સંપ સાધો

( જોગીઆ ચાલની લાવણી )

સલાહ સંપ સાધી સહુ સુજનો, સુખદ સલાના કામો,
સિદ્ધ કરી સઘળા મેળવજો, દેશ વિદેશે નામો. ૧

ન પથકી મન એક કરીને, ધન સાધનમા જામો,
મુબૈ નગરીના વ્યાપારી, મ ડળ સૌ સુખ પામો ૨

હજુ સ પવૃક્ષનો ફણુગો પણ ફૂટયો નથી. માત્ર તેને માટે કયારો તૈયાર કરી સ પનુ બીજ વાવવાનો વિચાર કર્યા તેટલા માત્રથી પણ આર્ય પુત્રોની નામના દેશ વિદેશે થઈ અને વ્યાપારને ઉત્તેજન મળે એવા ઘણા લાભો થવાનાં સુચિહ્ન જણાયાં તો એ સ પનુ વૃક્ષ થએથી વાંછિત ફળની પ્રાપ્તિને શી વાર?

( ઝિંઝોટી ( તાલ દુમરી )

તેમજ હવે પછી પણ સુખકર સમજાશે જે કાજે
તેજ સિદ્ધ સઘળા કરવાને, કરો સ પની પાજે ૧
હ્દદય ઉદય ઉદ્યમનો રાખો, કમર કસીને તાજે,
ગોવર્ધન પ્રભુપદ સેવનથી, સર્વોપરિ રહી ગાજે ૨

આજ પ્રમાણે હવે પછી પણ, જે જે કાર્યો સુખકર સમજાય તે કામો સિદ્ધ કરવામાટે સ પની પાજે એટલે પુલો બાધો જેમ શ્રીરામચદ્રજીએ એક સેતુ બાધીને લ કા જીતવાનુ કામ સિદ્ધ કર્યું હતુ, તેમ આપણે જે પરસ્પર એટલો બધો સ પ વધારી દઈએ અને આપણા ઉદયનો ઉદ્યમ હ્રદયમાં રાખીને કમરકસીને મ ડી પડીએ તો જરૂર આપણે આપણું કામ સિદ્ધ કરીએજ. વળી કુસપનું કારણ એક ધર્મપર અનાસ્થા એ પણ છે સર્વનુ સાધન ધર્મ છે માટે ધર્મથી એટલે પ્રભુ પદનુ સેવન કરી સર્વોપરિ બની ગામે ગામ તમારી ગર્જના ગજાવી મૂકો આપણે ધર્મમા નથી રહી શકતા તેથીજ આપણા બધા પદાર્થો બગડે છે આપણા આર્ય લોકોનો બીજી કોમ સાથે મુકાબલો કરી તપાસી જોઈએ તો માંહોમાહે વઢવાઢ અને તેથી પડેલા કટકા તે ન્યાતો. તેમા પણ વળી કુસ પથી પડેલા અનેક તડા એ બધુ પોત પોતામાજ કોઈ પોતાની ન્યાત કે જાતનો બોલે કે તેની વિરૂદ્ધ જઇ તેની સાથે મારપીટ ધમા-

* સભા હાલ પા઼ુ જુવો બગ ઓપમેટ સબધી સ પરૂપી બીજ. અવિપતિ.

ચકડી ચડવા મ ડી પડે, પણ જો બીજી કોમનો નાનો સમુદાય આવે અને પોતે મોટા જથ્થામા હોય તોપણ ત્યાથી પોબારા ગણશે પોતપોતામા મફતની મારામાર, કશાકૂટ અને ઈર્ષ્યા વિષ એટલા તો પેસી ગયા છે કે તેનુ વર્ણન કરવા કરતા માત્ર "કુત્રો કાશીએ જાય પણ જાતભાઈ જવા નહિ દીએ" એ કલ્પિત પણ સુપ્રાસદ્ધ કહાણીજ યાદ આપવી બસ થશે.

આપણને સ્વજાતિ તરફથી ઘણુ સ કટ આવી પડે છે તેનો તો સર્વને અનુભવ હશે, આપણામા એક બીજાથી ઉલટા જવાની બૂરી ટેવે એવાં તો મૂળીઆ પેસાડી દિધાં છે કે એક કહે દક્ષિણ તરફ જવુ તો બીજો કહેશે કે ઉત્તર તરફ અને ત્રીજો કહે કે નહિ, બસ આપણે તો પૂર્વ તરફ સૂર્યના શિરપર થઈને ચાલ્યા જઈશુ ! પણ એમ ન કરતા સ પ રાખી એક બીજાને મદદ કરો તો, ગમે એવા આપણે અશકત અને નિર્બળ છઈએ તોપણ, જે ધારીએ તે કામ પાર પાડી શકીએ માણસો કરે તેમા તો શુ નવાઈ પણ આટલી ઝીણી સરખી કીડીઓ પણ સ પે કરીને કાળા નાગનો પ્રાણ લે છે, અરે ! જીવ જ તુ તો શું પણ નિર્જીવ જડ પદાર્થો પણ સ પના જોરે જય મેળવે છે

ગીતિ

સુખ સિદ્ધ થાય સહેજે, સર્વ મળી સ પ સ પદા સાધે,
બળ તૃણ ગણ વણતા, દોર બની મસ્ત હસ્તિને બાધે. ૧
કિરણ તરુણ તરણિતણા, મળ્યા ધરે નહિ ઘણાં તિમિર હરવા,
શુભ લાભ લક્ષ લેઈ, સુજનો કરો સિદ્ધિ સ પ આદરવા ૨

દુર્બળ ઝીણા તાંતણાનો પણ સમુદાય કરી વણતા દોરડુ બને છે અને તે દોરડુ મોટા મદોન્મત્ત હાથીને પણ બાધી શકે છે તેમજ એકેક કિરણનુ તેજ ઘણુંજ જુજ હોય છે પણ તે ઘણા સાથે મળતા જરેજર અધકારને હદપાર કરે છે અર્થાત જો સર્વ મળીને સ પ સ પદા સાધ્ય કરે તો સુખ સહેજમા સિદ્ધ થાય છે માટે એવા શુભ લાભ ઉપર લક્ષ આપી, સુજનો સ પ રૂપી સિદ્ધિને આદરવાનું કરો

સંપ ઘટવાનું મુખ્ય કારણ હાલ સંસ્કૃત વિદ્યાનો ઘટાડો એ એક છે. દરેક માણસે સંસ્કૃત શીખવું જોઈએ આથી સંપનું ખરૂં સ્વરૂપ સમજાય છે. હાલ આપણામાં કેવળ કહેવાનુ અભિમાન દેખાય છે મારા દાદાએ આમ કર્યું હતુ અને મારા બાપે આમ કર્યું હતુ તેઓને આપણે પૂછીએ કે તેઓએ જે કરવાનુ તે કર્યું, પણ તમે કંઈ કરી શકો છો ? તો તેનો સંગીન ઉત્તર દેવોજ તેમને ભારી થઈ પડે છે આપણા લોકો પરદેશી પાસે માલ ખરીદ કરે, તેમાં એકજણ જે ભાવથી માગણી કરે, તેને ન વળગી રહેતાં બીજો તેથી વધારે ભાવ આપીને ખરીદ કરે આ બેઉનો માલ હાથ આવતાજ ત્રીજો તેથી ઓછે ભાવે લઈ, પહેલા બેઉ કરતાં ઓછે વેચે એટલે ચોથો ત્રીજાથી ઓછે લઇ તેનાથી ઓછી કીમતે વેચવા લાગે એમ ઉત્તરોત્તર એક એકના લાભમાં નુકસાન કરે, અને જે બીચારો એક ભાવ પકડી બેઠો હોય તે ભૂખે મરે પરદેશીઓનો માલ વધારે વધારે ખપતો જાય તેથી તેને ઓછે ઓછે ભાવે આપવો પરવડે છે અને આપણા લોકો ખોટના ખાડામા ઉતારતા જાય છે જો પરદેશી માલ વધારે ભાવે કોઈ ન ખરીદે તો આપણામાં કુસપને લીધે તરતજ બીજો તે ખરીદી લે આથી પરદેશીઓનો માલ તો ધૂમ ખપે પણ આપણનેજ પરસ્પર મોટુ નુકસાન થાય નદી મૂળમાથી નીકળે છે ત્યારે એક નાનો સરખો ઝરો હોય છે, પણ તેમાં બીજા નાના નાના ઝરા મળવાથી આખરે એટલી મોટી બને છે કે મોટા સફરી વહાણોને પણ તે ઓળગવી ભારે થઈ પડે છે સ પ એવીજ ચીજ છે. માટે જેમ બને તેમ મ પની વૃદ્ધિ કરો તેથીજ આપણી ચઢતી દશા થશે

પદ ( રાગ કાફી )

સૌથી સમજી સાર, સુજનો સ પજ સેવો ટેક
સ્વારથ સઘળા સહેજે સરશે, કરશે સુજશ પસાર. સુજનો. ૧
વિખ જેવો વિખવાદ વિસારી, વારો વૈર વિકાર સુજનો. ૨
વારવાર વધારો વેગે, વિનય વિવેક વિચાર સુજનો ૩
સ પ નાવ સેવેથી આવે, દુ ખ દરિયાનો પાર. સુજનો ૪

કરો ધરણિ નિજ ધામ ધીરજ ધરી, મટો સકલ સંસાર. સુજનો ૫
ગૌથી નરસ સંપ સંપત આ, સૌ સંપત આધાર સુજનો ૬
કવિ ગોવર્ધન કહે સંપધન, સુખ સાધન નિરધાર સુજનો ૭

છેવટે ઈશ્વર ચરણમાં પણ મારી પ્રણામ પૂર્વક એજ પ્રાર્થના છે કે સંપવૃક્ષની વૃદ્ધિ થઇ અમારા આર્ય ભાઈઓમાં અધિક અધિક સંપનો વધારો થાય એવી અમપર કૃપા કરો

## જોગીયો.

અમપર કરો કૃપા જગદીશ, સંપ વધારો હો ટેક
સાચો સંપ સકલ સુખરાગ, તેથી સંપતણી મન આશ,
પામ્યા સંપ વિના બહુ નાશ, કરો પ્રકાશ,સંપતણો અમપર ૧
વધે જો સુજનોમા સંપ, તો સૌ એમે વાળી જંપ,
ભાગે દુષ્ટતણો ભયકંપ, ચિત્તે ચંપ, સુજન દયા અમપર ૨
પ્રભુજી પરમ પ્રજાનો પોષ, કરજો કરી સંપ સંતોષ,
હરજો દૂર દુરિત દુઃખ દોષ, કરીને શોષ, રોષતણો. અમપર ૩
રાખે સુજન સંપ નિરધાર, છોડી છલકલહાદિ વિચાર,
કરે પરસ્પર પર ઉપકાર, બહુ અધિકાર, મેળવતા અમપર ૪

---

## સમુદ્રયાનાદિપ્રાયશ્ચિત.

આ વિષયમા અર્વાચીન ચાર લેખની નોંધ ગયા અંકોમા આપી ગયા છઇયે હવે પ્રાચીન લેખોનુ પણ દર્શન કરાવીએ છઈએ

### પંચાવન વર્ષપર પુનાના વિદ્વાનોએ કરેલો નિર્ણય.

પ. રા રા વિનાયક ભિકાજી સર્વેઅર એમણે આ વિષે ત્રણ પ્રશ્નો કરી પુનાના વિદ્વાનોને મોકલ્યા હતા, તે મૂળપત્ર તથા તેના ઉત્તરનુ નીચે અક્ષરશઃ (કંઈપણ વધઘટ વગર જેમનુ તેમ) ભાષાંતર ઉતારી લઈએ છીએ

વેદશાસ્ત્રસંપન્ન રાજમાન્ય રાજશ્રી સમસ્ત શિષ્ટ વિદ્વજ્જન, મુકામ પુણે જોગ,

પ્રશ્ન ૧ બ્રાહ્મણ કેટલા દિવસ સૂધી વહાણમા બેસવાથી દોષિત થાયછે?

પ્રશ્ન ૨. કરાંચી એટલે સિંધપ્રાત, તે દેશમા ત્યાના વાસી હિંદુઓ છે, પરંતુ તેઓનો આચાર આતરફના હિંદુઓ સરખો નથી યજ્ઞયાગાદિ કર્મો કંઈ થતા નથી, અને ધર્માધર્મનુ ચિંતન નથી, ત્યાં અહીંનો દેશસ્થ અથવા કોકણસ્થ વગેરે બ્રાહ્મણ જઈને ઘણા દિવસ નિવાસ કરી, પાછો આવે, તો તે ફરી જ્ઞાતિમા આવે કે કેમ?

પ્રશ્ન ૩ એડન એટલે અરબસ્તાન વગેરે દેશમા, જ્યા હિંદુલોકની ઘણા દિવસથી વસતી નથી, તે દેશમા બ્રાહ્મણ જઈને, ત્યાં ઘણા દિવસ રહીને ફરી પાછો આવ્યો હોય, તો તે ફરી જ્ઞાતમાં આવી શકશે કે નહિ?

એ પ્રમાણે પ્રશ્નોના ઉત્તરો કૃપાકરી મને આપવા જોઇએ માહે ડીસેંબર ૧૮૫૦ ઈસવી

(સહી) વિનાયક ભિકાજી સર્વેર.

૧ પ્રશ્નનો ઉત્તર–मासकारागृहे वासो नौभियांतो दिनत्रय। म्लेच्छावासस्तथापक्ष यो वसेत स पातकी॥ એમ "હેમાદ્રી" ગ્રંથમા મરીચીનુ વાક્ય લખેલુછે, તે ઉપરથી ત્રણ દિવસ સૂધી વહાણમા રહેવાથી બ્રાહ્મણ દોષિત થાય છે

૨ પ્રશ્નનો ઉત્તર—सिंधु सौवीर सोराष्ट्रांस्तथा प्रत्यंत वासिन। अग वगकलिंगौड्रान्गत्वा संस्कारमर्हति॥ એમ "પ્રાયશ્ચિત્તેંદુશેખર" માં વાક્ય લખેલુછે, તે ઉપરથી બ્રાહ્મણાદિકોને જવાને અયોગ્ય એવા સિંધ એટલે સિંધપ્રાત વગેરે ઠેકાણે ગએલો બ્રાહ્મણ આ વચનમા લખેલુ ફરી સંસ્કારરૂપ (જનોઈ લેવારૂપ) પ્રાયશ્ચિત કરે, અને તે દેશમા સ્વધર્મ વિરૂદ્ધ જે જે આચાર થયો હોય, તેમાટે ધર્મશાસ્ત્રમા લખ્યા મુજબ પ્રા-

યશ્ચિત્ત કરશે, તો શુધ્ધ થઈ જ્ઞાતિમાં વ્યવહાર્ય (એક પંક્તિમા બેસી જમવાલાયક) થશે

૩ પ્રશ્નનોઉત્તર—કૃત પ્રત્યંતદેશગમન પ્રાયશ્ચિતસ્યાપિ નોયાતુ સસર્गो निषिध्य इति दिनकरोद्योते ॥ प्रत्यंत देशागमन निमित्त पुन संस्कारे कृते प्यग्धोनो यातु संसर्ग॰ कलौनिषिद्धयत इति सवत्सरकौस्तुभे नारद॰ ॥ पितृह्दिद्पतित षढोयक्षस्यादपपात्रित ॥ ओरसा अपिनैतेश लभेरन्स्नेत्रजा कुत ॥ अपयात्रित व्ययार्थ नावादिना समुद्रमध्ये द्वीपातर गत । द्विजस्यान्धौ तु नो यातु' शोधितस्यापि सग्रह इति तस्य कलौ ससर्गनिषेधात् इति व्यवहार मयुखे ॥

આ પ્રમાણે કલિનિષેધ ( કલિવર્જ્ય ) પ્રકરણમાના "द्विजस्यान्धौ तु नौयातु॰ शोधितस्यापि संग्रह॰ એ વાક્યની વ્યાખ્યા "દિનકરદ્યોત" "સ વત્સરકૌસ્તુભ" તથા "વ્યવહારમયૂખ" એ ત્રણ ગ્ર થમા કરેલીછે અને तीर्थयात्राच दूरत ॥ એ વાકયની "દિનકરદ્યોત" મા એજ પ્રત્યત દેશગત તીર્થયાત્રા पौराणी सा कलोनेति એમ વ્યાખ્યા કરીછે એનો વિચાર કરતા પ્રત્યત એટલે મ્લેચ્છ દેશમા જઈને, કેટલાક દિવસ ત્યા રહીને પાછા આવેલા બ્રાહ્મણાદિક ( ત્રણ ) વર્ણ નો, પોતાના વર્ણ પ્રમાણે ધર્મશાસ્ત્રમા કહેલા મ્લેચ્છ દેશગમન નિમિત્તક પુન સંસ્કારાદિરૂપ પ્રાયશ્ચિત કરે, તથા તે દેશમા જવાથી, ત્યા રહેવાથી થએલો અથવા સ ભાવિત મ્લેચ્છસહવાસ અને તત્સ્પૃષ્ટ અન્નોદકનુ ખાનપાન વગેરે સસર્ગ તેનુ ધર્મશાસ્ત્રમા કહ્યા પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરે તો, તે પુનીત થઈને પોતાની જ્ઞાતિમા વ્યવહાર્ય થશે, પરતુ એ વાત મ્લેચ્છદેશમાં પગરસ્તે જઈને ત્યા રહી, ફરી પગરસ્તે પાછો આવે તો થઈ શકશે, પરતુ મ્લેચ્છ દેશમા સમુદ્રમા થઈને વહાણમા બેસીને જઇને પાછો આવે તો થઈ શકશે નહિ કેમકે કલિયુગમા સમુદ્રમા વહાણમા બેસીને મ્લેચ્છ દેશમા જનાર બ્રાહ્મણાદિક ધર્મશાસ્ત્રપ્રમાણે પ્રાયશ્ચિત્ત કરશે તોપણ તેને જ્ઞાતિમા લેવો નહિ અને વ્યવહાર કરવો નહિ એમ કલિનિષેધ પ્રકરણમા કહ્યુ છે, માટે તેનુ પ્રાયશ્ચિત્ત કેવલ તેના સ્વકર્મ કરવાના અધિકારમાટે તથા પરલોકમાટે છે

# अत्रार्थे संमतयः

१ गोपिनाथ शास्त्री आगाशे
१ त्र्यंबक शास्त्री शालग्राम
१ नारायण शास्त्री थत्ते.
१ भास्कर शास्त्री अभ्यंकर
१ वीरेश्वर शास्त्री टाँकेकर.
१ केशव शास्त्री घाणेकर.
१ रामशास्त्री गडबोले.
१ अवाचार्य.
१ सदाशिव शास्त्री सहस्रबुध्धे
१ सिध्धेश्वर शास्त्री द्रविड
१ पांडुरंग शास्त्री हर्डीकर
१ भिकु शास्त्री गडबोले.
१ जनार्दन शास्त्री वांईकर.
१ वामनाचार्य कराडकर.
१ गोविंदा शास्त्री कराडकर
१ नाना शास्त्री कराडकर.
१ मोर जोशी.
१ यामाचार्य पैनापुरकर
१ कृष्णाचार्य पढरपुरकर.
१ नारोपाध्ये कराडकर.
१ श्रीधर शास्त्री
१ राम शास्त्री कराडकर.
१ रामचंद्र शास्त्री जानवेकर
१ राघवाचार्य फालगावकर.
१ अण्णाचार्य रडी वांईकर.
१ बाळाचार्य अप्पुशे वांईकर
१ श्रीनिवासाचार्य कोल्हापूरकर
१ नीलकण्ठ शास्त्री
१ वासुदेव शास्त्री
१ यागाचार्य खेडकर.
१ नीलकंठ शास्त्री गाडगीळ.
१ नारायण शास्त्री जांभेकर सातारा
१ काकाचार्य कानडे
१ नीलकण्ठ शास्त्री सातारकर
१ सखाराम शास्त्री जालनापुरकर
१ गोपाळ शास्त्री थत्ते
१ गंगाधर शास्त्री दातार
१ श्यामाचार्य फालगांवकर
१ नारायणाचार्य माणखेडकर
१ केशव शास्त्री नेने
१ राम शास्त्री तांबेकर सातारकर .
१ व्यंकटाचार्य अप्पुशे वांईकर
१ विनायक शास्त्री अभ्यंकर ,,
१ माधवाचार्य कानडे ,,
१ सिद्धेश्वर शास्त्री ,,
१ वेंकटरमणाचार्य ,,
१ यज्ञाचार्य बीडकर.

आरीते पुण्यग्रामना ते वखतना प्रसिद्ध ४७ शास्त्रीओनी आ लेख उपर संमतिछे.

---

## શ્રીકાશીના વિદ્વાનોનો અભિપ્રાય.

૬ શ્રીકાશીમા સંવત ૧૯૪૪ ના આષાઢ શુદ ૧૩ રવિવારે "શ્રીબ્રહ્મામૃત વર્ષણી" સભા તરફથી પંડિતોની સભા ભરી, આ વિષયમાં તેઓનો અભિપ્રાય માગતા નીચે મુજબ વ્યવસ્થા તેમણે લખી આપી હતી. જે વાતને આજ ૧૭ વર્ષ થયાં છે, કે જે વેળાએ હાલના શ્રીદ્વારકા પીઠાધીશ શ્રીશંકરાચાર્યના ગુરૂ કે જેમની "પર્યટણભીમાંસા" નો હવાલો આપી, હાલના શ્રીશંકરાચાર્યજીએ અશાસ્ત્રીય પ્રાયશ્ચિત્ત આપવાનું અર્વાચીન સમયમાં અસાધારણ સાહસ કર્યું છે, તેઓ વિદ્યમાન હતા તથા અર્વાચીન સમયના અસાધારણ વિદ્વાન્ મહામહોપાધ્યાય શિવકુમાર શાસ્ત્રી પણ એ વ્યવસ્થામા અનુકુલ હતા તે નીચે મુજબ છે —

काश्यां व्यवस्थापत्रम् ॥

कश्चनद्विज पोतेन समुद्रमुत्तीर्य अत्यन्तेषु पञ्चपाणि वर्षाणि अवास्थि· तत्तद्देशीयैरविभक्त शय्याशनासन । सन्ने च साम्प्रततु भारतवर्षीयै द्विजैर्यथा पूर्व व्यवहर्तुमिच्छन् प्रायश्चित्तमनुष्ठाय धर्मतोऽव्यवहार्य इति शास्त्र सिद्धान्त । तथाहि कलि प्रतिषिद्धमुपक्रम्य पराशरमाधवीये ॥ "विधवायां प्रजोत्पत्तौ देवरस्य नियोजनम् । बालिकाऽक्षतयोन्योश्च वरेणान्येन संस्कृतिः । कन्यानामसवर्णानां विवाहश्च द्विजातिभि ॥ आततायि द्विजाग्र्याणां धर्मयुद्धेन हिंसनम् । द्विजस्याब्धौतु निर्याण शोधितस्यापि संग्रह " । इति, तदनेन प्रायश्चित्तानुष्ठानभूम्नाऽपि न संग्रहीतु शक्य एवं विधो द्विज इति स्फुटतरम् । एतानि लोक गुप्त्यर्थं कलेरादौ महात्मभिः । निवर्तितानि कर्माणि व्यवस्था पूर्वकंबुधै ॥

इत्येवमिहैवप्रकरणेऽभिहितत्वान्नाधुना कलिप्रतिषिद्धाचारवर्जनावसर इति केषांचिद्दुर्जल्पितमनादरणीयमेवेति शम् ॥

| | |
|---|---|
| सम्मतिरत्रार्थे भट्टोपाह्व सीताराम-शर्मणः | सम्मतिरेतदर्थे राजाजीशर्मण |
| ,, भिकुजीपंत शिवशर्मण | ,, पंडित हाकमदत्त शर्मणः |
| ,, दिलाराम शर्मण | ,, सिद्धेश्वर शर्मण |
| | सम्मतिरत्र रामामिश्र शर्मण |

,, पंडित युगल किशोर पाठकस्य
,, चतुर्धरोपनामक वैजनाथदीक्षित.
,, भागीरथ शर्मा
,, यामाचरण शर्मण.
,, पुपागदन शर्मा
,, रत्नेश्लाभक मेवाथातेपदे
,, रूपकोषन्मुज्ञर्मा

सम्मत मिदम्

रामसहाय शास्त्रिण
नित्यानन्द शर्मण'
पंडित विभवराम शर्मण
वेचरराम शर्मण
भारद्वाज दामोदर शास्त्रिणः
पंडित शीतल प्रसादत्रिपाठन
देवनारायण शर्मण'
सुधाकर शर्मण
गंगाधरशास्त्रिण.

तात्या शास्त्रिणश्चमधुसूदन
शास्त्रिणां समतोऽयमर्थ

समतमिदम्

पंडित मन्नालालशर्मा
,, रामेश्वर शर्मण
,, विजयानंद शर्मण'
अमृतशास्त्रिभिष्टियव्यवस्था धर्माधिकारी चोरेश्वरस्यात्र संमति.
विष्णु दीक्षितश्च
द्राविड राजेश्वर शास्त्रिण'
तुलाराम शर्मणः
रामलाल शर्मा
शोभाराम शर्मा
भगीरथ प्रसाद
सखाराम भाऊ शर्मण
लक्ष्मी नारायण
यागेश शर्मण

આ ઉપર વિદ્યાપીઠ કાશીક્ષેત્રના ૪૦ સમર્થ વિદ્વાનોની સમતિ છે, તેની આગળ હાલના શ્રીદ્વારકાપીઠાધીશના લેખપર થએલી બે શાસ્ત્રીની સમતિ શા હિસાબમા ?

---

## શ્રી નારાયણ.

आपो नारा इति प्रोक्ता आपो वे नरसूनव ।
ता यदस्यायन पूर्व तेन नारायण स्मृत ॥

પરાત્પર નર (પુરુષ)થી આપ ( પાણી ) ઉત્પન્ન થયુંછે, તેથી તે આપ ( જળ ) નુ નારા એવુ નામ પડ્યુછે તે જળ જેનુ પ્રથમ અયન ( આશ્રય—નિવાસ—સ્થળ ) થયુ છે, તે કારણથી ( પરમાત્મા વિષ્ણુને ) નારાયણ કહ્યાછે ( મનુ૦ અ૦ ૧ શ્લો૦ ૧૦ ).

ક્ષીરસાગરમા શેષના શરીર ઉપર શ્રીવિષ્ણુએ પૂર્વ શયન કરેલુ એવુ વર્ણન વેદમાં, તેમજ તદનુકૂળસ્મૃતિ તથા પુરાણોમા સુપ્રસિદ્ધ છે આ કારણથી શ્રીવિષ્ણુને શેષશાયી પણ કહેછે આ નારાયણનુ નામ એટલુ તો અનાદિ છે, કે વેદવ્યાસ જેવા મહર્ષિ પોતાના દરેક ગ્રંથના મંગળાચરણમાં પ્રથમ તેનો પ્રણામપુર સર ઉચ્ચાર કરેછે, તથા બોધે છે કે —

नारायण नमस्कृत्य नर चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

શ્રીનારાયણને, નર ( અર્જુન ) ને તથા નરોત્તમ ( શ્રીપરાત્પર પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણ ) ને, તેમજ સરસ્વતી દેવીને પ્રણામ કરીને પછી જય ( ગ્રથ ) નો ઉચ્ચાર કરવો

આર્યધર્મશાસ્ત્રે દ્વિજોને માટે સુખકર જીદગી ગાળવા માટે બ્રહ્મચર્ય ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સન્યાસ એ ચાર આશ્રમો ઠરાવ્યા છે તેમા જે છેહ્લો સન્યાસ આશ્રમ તેની દીક્ષા આપતી વખતે તેને "નારાયણ" નામનોજ મંત્ર આપવામા આવે છે તેનુ કારણ એ છે કે તે છેહ્લા આશ્રમીજનનુ સપૂર્ણ લક્ષ મૂળ પુરૂષ તરફજ રહેવુ જોઈએ જ્યારે જ્યારે લોકો તેવા સન્યાસીને નમન કરેછે, ત્યારે તે પણ મુખથી આશીર્વાદમાં "નારાયણ" નામનુજ ઉચ્ચારણ કરે છે. તે એમ સૂચવે છે કે મે આ જગતનો સર્વ સબધ છોડયો છે, માટે એ પ્રણામ મને ન કરો, પરતુ શ્રીનારાયણને કરો નમનકર્તા જીજ્ઞાસુ પણ "નારાયણ" શબ્દથીજ તેમણે આપેલા આશીર્વાદનો સ્વીકાર કરેછે તેમા પણ એવોજ ભાવાર્થ દેખાય છે કે, આપે સર્વસ્વનો ત્યાગ કરવાથી, આપ નારાયણ સ્વરૂપજ છો, માટે આપને જે હુ નમુ છુ તે શ્રીનારાયણનેજ-નમ્યાસમાન છે આથી સ્પષ્ટ માલમ પડે છે કે, ચારે વર્ણ અને આશ્રમમા રહેનારા સર્વ આર્યજનો વિષ્ણુભકત એટલે વૈષ્ણવોજ છે, અને વિશ્વમા પરમાત્માના જે જે નામો સભળાય છે, તે બધા શ્રીવિષ્ણુનાજ નામો છે, વળી પ્રાણાત સમયે અજામીલ જેવા મહાપાપીએ પણ પોતાના પુત્રના મિષથી "નારાયણ" નામનો ઉચ્ચાર કરતા, તેને મુક્તિ મલ્યાનો

ઇતિહાસ સુપ્રસિધ્ધ છે. માટે આધિભૌતિક શ્રીનારાયણની પ્રતિમાનુ ધ્યાન ધરતાં જે આધ્યાત્મિક નારાયણ અંતર્યામી છે તેનો યોગીઓને સાક્ષાત્કાર થાય છે અને તેવો સાક્ષાત્કાર નિરતર સર્વત્ર થતાં તે પડે નારાયણ સ્વરૂપ બને છે, અને તેનો આધિદૈવિક શ્રીનારાયણ જે અક્ષર બ્રહ્મ તેમા પ્રવેશ થતાં, તે પરમ નિર્વાણ ( મોક્ષ ) ને પામે છે આમ ચતુર્થ પુરૂષાર્થની સિધ્ધિ માટે, ચતુર્થાશ્રમી યોગાભ્યાસી જનો "શ્રીનારાયણ" નું સર્વદા નામસ્મરણ કરે છે. એવો ભગવન્નામનો મહિમા આ મહીમાં માલમ પડે છે

કર્મમાર્ગી જનો પણ સર્વ કર્મને બ્રહ્માર્પણ બુદ્ધિથી શ્રી નારાયણનેજ નીચલા શ્લોક પ્રમાણે સમર્પે છે —

कायेन वाचा मनसेंद्रियैर्वा
बुद्ध्यात्मना वानुसृतस्वभावात्
करोति यद्यत्सकलं परस्मै
नारायणायेति समर्पयेत्तत् ॥ ( સ્ક ૧૧, ૨, ૩૬)

. કાયાથી, વાચાથી, તથા મન વગેરે સર્વ ઇંદ્રિયોથી, બુદ્ધિથી, જીવથી અને તેને અનુસરતા સ્વભાવથી જે જે કઇ કર્મ કરે છે, તે સર્વ પરમાત્મા નારાયણને સમર્પણ કરવાં પરમાત્મા નિર્દોષ હોવાથી તેમા દોષારોપ કરીએ તેપણ ગુણરૂપ થઇ જાય છે જેમકે —

नारायणो नाम नरो नराणां
प्रसिद्ध चोर. कथित पृथिव्याम् ।
अनेक जन्मार्जितपापसंचये
हरत्यशेषं स्मृतमात्र एव ॥ १ ॥

પુરુષમાત્રમાં જે નારાયણનામક પુરૂષોત્તમ છે, તે આ પૃથ્વીપર પ્રખ્યાત ચોર છે. તે ચોરનુ સ્મરણ કરતાજ, અનેક જન્મોનાં સંચિત કરેલા સપૂર્ણ પાપોને હરેછે આવા ભાવાર્થથીજ શ્રીકૃષ્ણપરમાત્મા "ચોર જાર શિરોમણિ" કહેવાય છે માટે શ્રી નારાયણને પરાત્પર પરમાત્માનો પ્રથમાવતાર સમજીને નિરંતર ભજવા જોઇએ.



# શ્રી આર્યધર્મસુધા.

પુસ્તક ૧ લુ. સંવત ૧૯૬૧ કન્યા માસ અંક ૯ મો.

મંગલાચરણ.

## પ્રભુપ્રાર્થના.

( પદ રાગ-યથા રૂચિ )

પ્રભુજી કરો વેદ વિસ્તાર, કરો વેદ વિસ્તાર.
વેદાભ્યાસ વિલાસ લહીજન, પામે ભવ નિસ્તાર પ્રભુ ૧
મણી મંત્ર બ્રાહ્મણ એ બેઉ, એકજ વેદ વિચાર,
સ્મૃતિ પુરાણ ને અંગ ભણીને, કરે અર્થ નિર્ધાર પ્રભુ ૨
તમે ધર્મરક્ષણને કાજે, ધર્યા ધરણી અવતાર,
વેદ સંહિતા બ્રાહ્મણ ગાતા, નવ પામે તવ પાર પ્રભુ ૩
વેદતણી સંહિતા બતાવે, પ્રતિમા પૂજન સાર,
બ્રાહ્મણ અને સૂત્રમા તેનો, વિધિ સ્પષ્ટ ઉચ્ચાર પ્રભુ. ૪
શ્રીગંગા નવ પદ જળ નિર્મળ, અલહર અમૃત ધાર.
વેદશાસ્ત્રમા તીર્થ વખાણ્યાં, બહુ ફળદાન ઉદાર પ્રભુ ૫
વેદ ભણી તમતણી કરે સહુ, સેવા શુભ આચાર,
ચિંતાચિત્ત તજે ગોવર્ધન, ભજે બ્રહ્મ સાકાર પ્રભુ ૬

( પંડિત શ્રી ગટ્ટુલાલજી )

## સામાન્ય ધર્મના દશ લક્ષણો.

ધર્મ વડે આ વિશ્વનુ ધારણ થએલું છે ધર્મથીજ પ્રાણીને સુખ મળેછે, અને જીવમાત્રની ઇચ્છા સુખી થવાની હોય છે, પરંતુ ધર્મનુ જ્ઞાન શાસ્ત્રપરંપરાથી કે વૃદ્ધપરંપરાથી જેમણે સંપાદન કર્યુ હોય, તેઓ તો તે વડે સ્વધર્મનું પાળણ કરી સુખી થાયછે પરંતુ જેઓને તેવું જ્ઞાન મળ્યું ન હોય, અથવા જેઓની ઇચ્છા તે મેળવવાની ન હોય તેઓ

સંશયસાગરમાં તણાયા જાય છે, અને તેના પરિણામે તેઓ દુ ખદરિયામા ડૂબેછે તથા પોતાના સમાગમવાળાને પણ ડૂબાડવા ગ્રુંઠની પેઠે વળગી પડેછે. આજ આ આર્યાવર્તમાં જે ચોતરફથી દુનિયાને દુ ખનો દરિયો કે ડુંગરની ઉપમા આપતા આપણે ઘણાને સાંભળીએ છીએ, તેનું કારણ ધર્મનું અજ્ઞાન એજ છે જેમ પદાર્થમાત્રમાં સાધારણ અને અસાધારણ એવા બે ભેદ હોય છે તેમ ધર્મમા પણ તેવા બે પ્રકાર હોય છે જેમા દેશ, કાલ અને પાત્રના કારણથી ફેરફાર થઈ શકતો નથી, તે સાધારણ ધર્મ ગણાય છે અને જેમાં દેશ, કાલ અને પાત્રની જુદાઈથી ફેરફાર થાયછે, તે અસાધારણ ધર્મ ગણાયછે. પ્રથમ સાધારણ ધર્મનાં લક્ષણો મહર્ષિ મનુ એ અધ્યાય ૬ ઠામા નીચે મુજબજ દર્શાવ્યાછે

चतुर्भिरपि चैवैतैर्नित्यमाश्रमिभिर्द्विजैः ।
दशलक्षणको धर्मः सेवितव्यः प्रयत्नतः ॥ ९१ ॥
धृति क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रह ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥९२ ॥
दश लक्षणानि धर्मस्य ये विप्रा समधीयते ।
अधीत्य चानुवर्त्तन्ते ते यान्ति परमां गतिम् ॥ ९३ ॥
दशलक्षणक धर्ममनुतिष्ठन्समाहित. ।
वेदान्तविधिवच्छ्रुत्वा सन्यसेदनृणो द्विजः ॥ ९४ ॥

આર્યાવર્ત નિવાસી પ્રજાને શ્રુતિ (વેદ), સ્મૃતિ (ધર્મશાસ્ત્રો) અને સદાચાર (પુરાણ ઇતિહાસ વગેરેમાં કહેલા ધર્માચરણ) અને પોતાના આત્માને જે આચરણ પ્રિય લાગે, તેવુજ આચરણ અત્યપ્રત્યે રાખવુ એ ચાર ધર્મમા પ્રમાણ હોય છે. અને તે ચારેમાં જોશો, તો આ ભરતખંડ કર્મભૂમિ હોવાથી, તેમા દેશભેદે વિશેષ એવો વર્ણાશ્રમ ધર્મ પણ સાધારણ ધર્મ ગણાય છે તેમા વર્ણ ધર્મ છે તે તો જન્માન્તર વગર બદલાતો નથી, પરતુ આશ્રમ ધર્મ એકજ જન્મમાં ચાર જુદા પડે છે તે ચારે આશ્રમોમા પણ જે ધર્મની સ્થિતિ પ્રમાણે પ્રમાણમાં વધઘટ જણાય તથાપિ મૂલતત્વમાં જરાપણ ફેરફાર થતો નથી, ત સર્વે સાધારણ ધર્મ છે.

વેદમાં કર્તવ્ય સબધી પુરૂષાર્થોના ચાર વિભાગ પાડવામા આવેલાં છે, અને તે દરેકને જુદા જુદાં નામથી ઓળખાવવામાં આવેલા છે ૧ ધર્મ, ૨ અર્થ, ૩ કામ અને ૪ મોક્ષ એ ચારેને સિદ્ધ કરવાના ઉપાય પણ તેમા દર્શાવવામા આવ્યાછે આ મનુષ્યપ્રાણી સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ટ હોવાથી સૃષ્ટિના નિયામકે અન્ય પ્રાણી કરતાં મનુષ્ય પ્રાણીને ધર્મ જણાવાની વધુ જરૂર હોવાથી " વેદ " રૂપી જ્ઞાનની બક્ષીસ કરેલી છે અને વેદાજ્ઞા મુજબ દરેક મનુષ્યપ્રાણીએ ઉપર જણાવેલા ચારે પુરૂ-પાર્થો સિદ્ધ કરવા જોઈએ કારણ કે ધર્મવડે આ વિશ્વનું ધારણ થયેલુ છે તેથીજ પ્રાચિન ઋષિમુનિયોએ અતિ કષ્ટ વેઠી વિધિપૂર્વક તેના ગ્રથો રચ્યાં છે ધર્મ પુરૂષાર્થની પ્રાપ્તિ માટે ધર્મશાસ્ત્રો, અર્થપુરૂષાર્થની સિદ્ધિ માટે નીતિશાસ્ત્રો, કામપુરૂષાર્થની સિદ્ધિ માટે કામશાસ્ત્રો અને મોક્ષપુરૂષાર્થ કે જે કૈવલ્યપદને પ્રાપ્ત કરાવે છે તેની સિદ્ધિ માટે અધ્યાત્મ ( વેદાંત ) શાસ્રો રચ્યાં છે અને એ ચારે જેનાથી સિદ્ધ થઈ શકે તેને " ચતુર્વર્ગ ચિ તામણી " તરીકે કહે છે માટે ધર્મ અને અધર્મ શુ તે પ્રથમ આપણે જાણવુ જોઈએ ધર્મશાસ્ત્રમાં પુણ્યકર્મને ધર્મ અને પાપકર્મને અધર્મ તરીકે ઓળખાવવામા આવેલા છે જો કે આમ સાધારણ રીતે સર્વ કોઈ જાણે છે કે પાપ તે અધર્મ અને પુણ્ય તે ધર્મ પરંતુ કર્મ કરતીવખતે ધર્માધર્મ વિચારવાની દરકાર આજે ઘણા થોડા લોકો તરફથી કરવામા આવે છે પૃથ્વી ઉપરના દરેક ધર્મોમા પાપકર્મ યાને અધર્મથી દૂર રહેવાની અને પુણ્યકર્મ યાને ધર્મથી વિચરવાની તે તે ધર્મના દરેક અનુયાયીઓને માથે ખાસ ફરજ નાખેલી છે પરંતુ તામસ પ્રકૃતિવાળા મનુષ્યો પ્રમાદમોહાદિકને લીધે એ ફરજનો ખાસ કરીને ભંગ કરે છે અને રાજસ પ્રકૃતિવાળા મનુષ્યો લોભાદિક વાછાને લીધે ધર્મ અધર્મમાની એક પણ ફરજ સંપૂર્ણ રીતે બજાવવામા નિષ્ફળ ઉતરે છે આ સર્વેનું મૂળ કારણ ધર્મના જ્ઞાનની ઓછપ શિવાય બીજુ કંઈ પણ નથી. અને સાત્વિક પ્રકૃતિવાળા પુરૂષો જો કે દુ ખ સુખાદિકના ઘણાં કારણો હોવા છતાં પણ તે ફરજનો કદી પણ ભગ કરતા નથી. માટે દરેક મનુષ્યે સત્વ ગુણવાળા થવુ જોઈએ કારણ કે સત્વ ગુણ

સ્ફાટિક મણિના જેવો નિર્મળ હોવાથી ઉપદ્રવ રહિત હોઈ જીવને જ્ઞાનમાં આસક્તિ કરાવે છે. અને તેથી જીવ મરણ બાદ સુખાદિક વૈભવ સ્થાનરૂપ જે હિરણ્યગર્ભાદિકની ઉપાસના કરનારા લોકોનું છે તેમાં જાય છે તેથીજ ભગવાને ગીતામાં કહ્યુ છે કે सात्विकं निर्मलं फलम् હવે આપણે સત્વ ગુણની વૃદ્ધિ શીરીતે કરી શકીએ તે જાણવું જોઈએ. જ્યા સૂધી મનુષ્ય તૃષ્ણા, લોભ, પ્રવૃતિ, અશમ, સ્પૃહા, પ્રમાદ તથા મોહનો ત્યાજ્ય કરે નહિં ત્યાંસૂધી સત્વ ગુણની વૃદ્ધિ કદીપણ થઇ શકતી નથી માટે રજો ગુણના પ્રવૃતિ આદિ તથા તમો ગુણના મોહાદિ જે મનુષ્યને બ્રહ્માનંદ પ્રાપ્ત કરવામાં મોટા વિઘ્ન રૂપ છે તેનો અવશ્ય કરીને ત્યાગ કરવો જોઇયે. કારણકે સત્વ ગુણથી જ્ઞાનની પ્રાપ્તી થાય છે અને જ્ઞાનથીજ બ્રહ્માનંદને પ્રાપ્ત થવાય છે

બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચારે આશ્રમ વાળા દ્વિજો (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યો) એ દશ પ્રકારના લક્ષણવાળા ધર્મનુ નિરતર પ્રયત્ન પૂર્વક સેવન કરવુ. આમા દ્વિજો કહેવોથી શૂદ્ર માટે તે ધર્મ સાધારણ નથી, એવો અર્થ જાણવાનો નથી. શૂદ્રને પરાઈ ચાકરી કરવાની હોવાથી, તેનાથી ત જેટલો પળાય તેટલો તેણે પાળવો પરતુ દ્વિજોએ તો પૂર્ણ ખ ત રાખીને યથાર્થ પાળવો એ શાસ્ત્રકારનો કહેવાનો હેતુ છે તે લક્ષણો બીજા શ્લોકમા કહ્યા છે કે:—

/ ૧ ધૃતિ, ૨ ક્ષમા, ૩ દમ, ૪ અસ્તેય, ૫ શૌચ, ૬ ઇન્દ્રિયનિગ્રહ, ૭ ધી, ૮ વિદ્યા, ૯ સત્ય, અને ૧૦ અક્રોધ એ દશ ધર્મનાં લક્ષણોછે.

જે વેદ ભણનારા દ્વિજો આ ધર્મનાં દશ લક્ષણોનું સારી રીતે અધ્યયન કરેછે, અધ્યયન કર્યા પછી તેપ્રમાણે આચરણ કરેછે, તેઓ પરમગતિ જે મોક્ષ તેને મેળવેછે.

દ્વિજોએ સમાહિત ચિત્તથી આ દશલક્ષણવાળા ધર્મનું અનુષ્ઠાન (આચરણ) કરવુ અને પછી વિધિ પૂર્વક વેદાતનું શ્રવણ કરવુ એ રીતે અનૃણી થઈને પછી સન્યાસ ગ્રહણ કરવો આ કલિકાલમાં વાનપ્રસ્થ અને સન્યાસ એ બે આશ્રમોનો ધર્મ આપણી મદશક્તિ અને મદ મતિને લીધે બરાબર પાળી શકાય તેમ ન હોવાથી, મહર્ષિયોએ ત બ

આશ્રમો ઘરમા રહીને માનસિક રીતે પાળવાનો ઉપદેશ કર્યો છે, અને તેમ નમાનતાં જેઓ પરાણે વનમા જઈ વસવાનો કે સંન્યાસાશ્રમી બની ભગવા ઓઢી ભમવાનો આગ્રહ ધરેછે, તેઓને પાછળથી પસ્તાવુ પડેછે માટે પ્રથમના ત્રણ યુગમાં એ ચારે આશ્રમ સર્વને કર્તવ્ય હતા આ યુગમાં તો બે આશ્રમો યથાર્થ પાળવા અને બીજા બે શરીરથી નહિ, પરંતુ મનથી પાળવાની જરૂર છે. શરીર તો કાળબળથી ઘરડુ થાયછે, પરંતુ મનની તૃષ્ણા તરૂણ બનતી જાયછે, માટે તેને ટાળવાને ઘરમા રહી પાછલી વયમાં છેલ્લા બે આશ્રમનો અનુભવ વેદાંત શ્રવણ પૂર્વક લેવો જોઇએ

આપણાં શાસ્ત્ર પ્રમાણે મનુષ્ય દેહધારી જીવમાત્રને માથે ત્રણ પ્રકારના કરજો (ઋણ) હોય છે ૧ ઋષિઋણ, ૨ પિતૃઋણ અને દેવઋણ એ ત્રણે ઋણથી છૂટે તેજ સંન્યાસનો અધિકારી થાય છે ઋષિ ઋણ વેદાભ્યાસથી ટળે છે, પિતૃ ઋણ પિંડ તર્પણ કરવાથી તથા પ્રજોત્પત્તિ થયાથી છૂટે છે અને દેવઋણ યજ્ઞયાગાદિ વૈદિક સત્કર્મો કરવાથી ટળે છે આ ઠેકાણે કહેલા દશે લક્ષણોમાં આખા ધર્માચરણનો સમાવેશ સામાન્યરીતે થઈજાય છે, માટે તેનું અધ્યયન કરવામાટે આપણે એકેક લક્ષણનો વિચાર છૂટો છૂટો કરીએ.

## ૧ ધૃતિ.

ધૃતિ એ પ્રથમ લક્ષણ છે ધૃ ધાતુ ધારણના અર્થમા છે તેને તિન્ પ્રત્યય લાગવાથી ધારણા ધર્મ એવો એનો અર્થ થાયછે અને તેને વધારે સ્પષ્ટ કરતા સંતોષ, ધૈર્ય, ધીરજ, હીમત એવા અર્થ નીકળે છે દરેક મનુષ્ય જે જન્મેછે, તેને પૂર્વજન્મના કર્માનુસાર દેહ મળેછે આ દેહ ત્રિગુણાત્મક માયા ( પ્રકૃતિ ) નો બનેલો છે અને પ્રકૃતિ પ્રમાણેજ કર્મમા પ્રવૃત્તિ કરેછે. માટે જેવી જેવી પ્રકૃતિ દેહની હોય તેવી તેવી તેની ધૃતિ બનતી જાયછે એ દેહના અધ્યાસથી તે જીવપણ તેવોજ સાત્વિક, રાજસ કે તામસ કહેવાય છે આ ધૃતિનુ સ્પષ્ટ વિવેચન શ્રીકૃષ્ણ પરમાત્મા એ શ્રીમદ્ભગવદ્ગીતાના છેલ્લા અધ્યાયમા નીચે પ્રમાણે અર્જુનને સ્પષ્ટ કહેલુ છેઃ—

धृत्या यया धारयते मन प्राणेन्द्रिय क्रिया ।
योगेनाव्यभि चारिण्या धृति सा पार्थ सात्विकी ॥ ३३ ॥

હે પાર્થ ! યોગ ( ચિત્તવૃત્તિના નિરોધ ) થી અનન્યવૃત્તિવાળી ( બનેલી ) જે ધૃતિ ( ધીરજ ) થી મન, પ્રાણ, અને ઇંદ્રિયોની ક્રિયાને ( પુરૂષ ) સ્થિર રાખે છે, તે ધૃતિ સાત્વિકી

यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन ।
प्रसंगेन फलाकांक्षी धृति सा पार्थ राजसी ॥ ३४ ॥

હે અર્જુન ! જુદે જુદે પ્રસ ગે જુદા જુદા ફળની આકાક્ષાવાળો ( માણસ ) જે ધૃતિથી ધર્મ, કામ અને અર્થોને ધારણ કરે છે, તે તો હે પાર્થ ! રાજસી ધૃતિ

यया स्वप्न भय शोक विषादं मदमेव च ।
न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥ ३५ ॥

હે પાર્થ ! દુર્બુદ્ધિમાન્ પુરૂષ જે ( ધૃતિ ) થી સ્વપ્ન (ઊંઘ, ) ભય, શોક, વિષાદ તથા મદને છોડતોજ નથી, તે ધૃતિ તામસી

આમા જે સાત્વિક ધૃતિ કહી, તે તો ખરા યોગી કે ભગવદ્ભક્તોમાંજ નજરે ચઢેછે પરતું તેવી સાત્વિક ધૃતિ સ પાદન કરવાની ઇચ્છા રાખનારે પ્રથમ સાત્વિક આહાર અને સાત્વિક વિહાર રાખવા જોઈએ. સાત્વિક ભગવદ્ ભક્તોજ મોક્ષ એટલે ત્રણે ઋણથી છુટી, ભગવદ્ ધામને પામવાના અધિકારી હોયછે. રાજસ અને તામસ ધૃતિવાળાને અનન્ય ભક્તિ યોગનો અધિકાર હોતો નથી

ચાતુવર્ણ્ય વ્યવસ્થા આ આર્યાવર્તમાં મુખ્ય પાલનીય છે જ્ઞાન વગર કઇપિણ કર્મ યથાર્થ પાર પડતું નથી, તે જ્ઞાન આપવા લેવાનુ જે કામ પઢણ પાઠણ તે સાત્વિક ગુણ પ્રધાન જેની દેહ છે, એવા અગ્રજન્મના બ્રાહ્મણોને ભગવાને સોપ્યુ છે માટે સાત્વિક ધૃતીનો અર્થ સ તોષ (તુષ્ટિ) એવો થાય છે જો બ્રાહ્મણો સ તોષ ન રાખે તો તેમને બ્રહ્મ (વેદ)નો ખરો અર્થ સમજાયજ નહિ અને સમજ્યા પછી પણ તે ગરીબ તવ ગરને સમાનરીત વિદ્યાદાન દઇશકે નહિ તેમ વિદ્યાદાનના બદલામાં, તેઓને હાલની નિશાળોની પેઠે પગાર લેવાનુ ધર્મશાસ્ત્રમા કહ્યુ નથી વેતન ( પગાર )

લઈને વિદ્યા ભણાવનાર બ્રાહ્મણને હલકો કહ્યો છે પરંતુ પગાર આપ્યા વગર ભણવાથી ભણનાર વિદ્યાર્થીનું ગુરૂનું દેવું ઓછું થાયછે, એમ નથી. તેણે તો ગુરુને પ્રસન્ન કરવાજ જોઈએ જ્યારે વિદ્યાભ્યાસ ચાલતો હોય, ત્યારે તો ભીખ માગીને પણ જે મળે તે લાવીને ગુરુને આપવું અને ભણી ઉતર્યા પછી, તે પ્રસન્ન થાય તેવી યથાશક્તિ ગુરૂદક્ષણા આપવી અને ગુરૂએ જે મળે તેમાં ધૃતિ (તુષ્ટિ) રાખવી જેનામાં સંતોષ નથી, તેનું ચિત્ત સ્થિર રહેતું નથી અને ચિત્તની સ્થિરતા વિના સદ્‌વિદ્યાની ધારણા રહેતી નથી. આ આર્યાવર્તના શુદ્ધ બ્રાહ્મણો એવા સંતોષી હોય છેકે, તેઓ આ લોકના કોઈપણ સુખની દરકાર રાખતા નથી, પણ એમ કહેછેકે, આ તો બ્રાહ્મણનો દેહછે, તે ક્ષુદ્ર કર્મ માટે નિર્માણ થએલો નથી. આ લોકમાં કૃચ્છ્ર અને તપ કરવા માટે છે, અને મૂઆપછી અનંતકાલનું જે સુખ (બ્રહ્માનંદ) તે મેળવવા માટેછે આવા બ્રાહ્મણોનો સમુદાય જ્યારે આ દેશમાં હતો, ત્યારેજ આ દેશની બરોબરી કોઈ કરી શકતું નહતું સંતોષ છે તે બ્રાહ્મણમાટે અમૃત (તેને જીવાડનાર સુધા) છે કહ્યું છેકે —

सतोपामृततृप्तानां यत्सुखं शातिचेतसाम् ।
कुत तद्धनलुब्धानां इत उतश्च धावताम् ॥

જેઓ સંતોષરૂપ અમૃતથી તૃપ્ત થએલા છે અને તેથી જેના ચિત્તમાં શાંતિ ઉપજીછે, તેને જે સુખ મળેછે, તે સુખ ધનના લોભમાં અહીંથી તહીં જે ભટક્યા કરેછે, તેમને કયાથી મળે?

ક્ષત્રીઓ ઘણે અંશે રાજસધૃતિ ધારણ કરેછે જેને તિતિક્ષા કહેછે. તેઓને ધર્મ, અર્થ અને કામ ત્રણે પુરૂષાર્થો સિધ્ધ કરવાના હોયછે અને તે તિતિક્ષા (ત્રિવિધ દુખ સહન) વિના પૂરીરીતે સિધ્ધ થતા નથી. કાત્યાયન શ્રૌતસૂત્રમાં કહ્યુંછેકે.—

॥ राजन्यो धृतिषु युद्धजपयुक्ता ॥

ક્ષત્રીઓ ધૃતિથી યુદ્ધ અને જપ યુક્ત રહેછે

વૈશ્યોની વૃત્તિ રજતમ મિશ્રીત હોય છે, તેથી તેઓ કંઈક તિતિક્ષા અને કંઈ ભય, શોક વાળી ધૃતિને ધારણ કરેછે તેથી તેઓ ધૈર્યને ધૃતિ કહેછે આથીજ વૈશ્યોના ઘરમાં મોટા અક્ષરે "ધીરજ મોટી વાતછે" એમ લેખ લખવાની રૂઢી પડી છે કેમકે ખેતી, ગૌરક્ષા અને વેપાર એ

ત્રણેમા આશા અને નિરાશા થવાના પ્રસ ગો વારવાર આવેછે, તે વખતે મનોવૃત્તિ ડામાડોલ થતી અટકવા માટે ધૈર્ય ( ધીરજ ) એ પ્રથમ ધર્મ ઉપર વૈશ્યોએ સદા ધ્યાન રાખવું આવશ્યક છે પર તુ આધુનિક વૈશ્યો ધૃતિને વીસરી જે માહસિક કૃતિ કરેછે, તે તેઓને નુકસાનકારક થઈ છે અને આગળ ઉપર વધારે હાનિકારક થવાનો સ ભવ છે

શૂદ્રની ધૃતિ તામસી હોયછે આજે જે ઊંચવર્ણો પણ તામસી ધૃતિને ધારણ કરેછે, તેઓનીપણ દુર્બુધ્ધિ બનેછે અને તેને પરિણામે તેમને ભય, શોકાદિના ભોગ થવુ પડેછે આરીતે ચારેવર્ણમા સર્વ પ્રકારની ધૃતિ થોડીઘણી નજરે ચઢેછે પરતુ બ્રાહ્મણમા સ તોષ, ક્ષત્રીમાં તિતિક્ષા, વૈશ્યમાં ધીરજ અને શૂદ્રમાં એ ત્રણેનો જેટલો જેટલો અ શ હોય તેટલા અ શમા તેની ઉત્તમતા જાણવી હવે ધીરજનો સ્વીકાર કરનાર ધીરજવાન કહેવાય છે અને તે ગમે તેવા સુખમાં છકી ન જતા સર્વ પ્રકારની છકમા ઈશ્વરેચ્છાનેજ પ્રબળ માને છે તેમજ અગાધ દુ ખ સમયે પણ દુ ખી ન થતા ધૈર્યધારી ખરા ધીરજવાન્‌તરિકે વર્તી અન્યને દૃષ્ટાત રૂપ થઈ પડે છે સ તોષ ગ્રહણ કરનાર સ તોષી કહેવાય છે સ તોષ એ એવી ચીજ છે કે જેથી તેના સ્વીકાર કરનારને એવી તો દૃઢ શ્રદ્ધા બેસી જાય છે કે તેથી તે સદામગ્ન રહે છે અને તેને અન્યના દ્રવ્ય, વૈભવ આદિપર કદીપણ લાલસા થતી નથી, ઉલટુ એ શ્રદ્ધાથી મનુષ્યને ઈશ્વરેચ્છા તરફ વલણ વધતું જાય છે અને સ્વદ્રવ્યનોજ લાભલેવા સ તોષી સદા તત્પર હોય છે સ તોષ રાખવાથી મનુષ્ય સ તોષી બની હરહમેશ સુખી જેવો માલમ પડે છે તેથીજ કહેવત પડી છે કે, "સ તોષી સદાય સુખી " ધીરજવાન્ અને સ તોષી પુરૂષોથી કદીપણ ધર્મને બદલે અધર્મનું કાર્ય થઈ શકતુ નથી માટે દરેક મનુષ્ય ધૃતિ ધર્મ ધારણ કરવો અર્થાત્ ધીરજવાન, હિમતવાન્ તથા સ તોષી બનવુ જોઈયે ધૃતિધર્મ ધારણ કરનારા પુરૂષો પોતાનુ જેટલુ શ્રેયકરી શકે છે તેટલું અન્યથી થઈ શકતુ હવે ધર્મનુ બીજુ લક્ષણ જે ક્ષમા તેનો વિચાર આવતા અ કમાં કરીશું

## અગ્નિ.

( સાવણ પાને ૧૦૮ થી )

જેમ પરમાત્મા એક છે, તથાપિ જુદા જુદા ગુણ કર્મોને લઈને

તેનાં અનત નામો પડ્યા છે, તેમ અગ્નિ નામનો એકજ દેવતાછે, પરતુ જુદા જુદાં કર્મોમા તેના જુદા જુદા સાભિપ્રાય નામો લઈને આહુતિ આપવાને વેદમા આજ્ઞા કરી છે આમ કરવામા પરમાત્માનો સબળ હેતુ હોવો જોઈએ તે વગર વાગીશ્વર ભગવાન્ પડે કદીપણ એવી આજ્ઞા કરે નહિ. આ 'ઉપરથી સ્પષ્ટ માલમ પડેછે કે વેદમાં સાભિપ્રાય વાપરેલા શબ્દોનો અભિપ્રાય સમજ્યા વગર હાલમાં કેટલાક પડિત-મન્યો તરફથી વાગીશ્વર ભગવાન્‌ના અભિપ્રાયને તિલાંજલી આપવામા આવે છે તેમજ વેદ જેવા ગહન ગ્રન્થના મનસ્વી અર્થો પણ પ્રકટ કરવામા આવેછે, એ ઘણુ શોચનીય છે ઉત્તમ વિદ્વાનો અને શ્રેષ્ઠ કવિઓ પણ પોતાના અભિપ્રાય અનુસાર શબ્દનો ઉપયોગ પોતાના લેખમા કરે છે, ત્યારે વાગીશ્વર પરમાત્માએ જે વાચા વેદમાં વાપરી છે, તે અભિપ્રાયવિના વાપરી છે, એમ કદી પણ કહી શકાશે નહિ માટે વેદના ગમે તેવા અર્થ કરતા પહેલા પોતાની બુદ્ધિને અવળે રસ્તે જતી બચાવવી એ દરેક વિદ્વાનનુ કર્ત્તવ્ય છે અને તેમ કરવામા જેઓ નિષ્ફળ ઉતરેછે તેઓ પોતાનુ તેમજ અન્યનુ અહિતકર્ત્તા થઈ પડે છે વેદાજ્ઞા મુજબ દ્વિજ જાતિને ષોડશ સસ્કાર થવા જોઈએ એ ષોડશ સસ્કારમા પણ અગ્નિની આવશ્યકતા હોવાથી તેનુ સ્વરૂપ દ્વિજ જાતિએ જાણવુ જોઈએ વેદમા જણાવેલા જુદા જુદાં કર્મોમા જુદા જુદા નામોચ્ચારથી અગ્નિદેવનુ આવાહન કરવુ જોઈએ, અને તેજ નામોચ્ચારથી અગ્નિ દેવને આહુતિ આપવી જોઈએ, જેમ કરવાથી યથાર્થ ફળપ્રાપ્તિ થઈ શકેછે આર્યો વેદાનુયાયી છે, માટે તેઓએ સ્વધર્મ બરાબર રીતે જાણી તે મુજબ વર્તવુ જોઈયે છે પરતુ સ્વપ્રત્યેની બેદરકારીને લીધે હાલમા આર્યપુત્રો પરાધીનતાને પ્રાપ્ત થઈ ગયા છે. અમારા વાંચકવૃદની જાણમાટે વેદમા જણાવેલા જુદાં જુદા કર્મો તથા તે તે કર્મોમા અગ્નિદેવ જે જે નામથી વ્યાપ્ત છે તે નામો અત્રે આપીએ છઇએ કે જેથી વાચકવૃદ તેનો તેવા સમયે ઉપયોગ કરવાને સામર્થ્યવાન્ થઈ શકે ષોડષ સસ્કાર પૈકી કેટલાક સસ્કારો હજુપણ દ્વિજ જાતિમા વિદ્યમાન છે, પરતુ દલગીરી એટલીજ છે, કે તે તે સસ્કારો યથાવિધિ કરવામા આવતા નથી જ્યાસૂધી શ્રદ્ધા અને યથાવિધિથી કોઇપણ કર્મ કરવામાં આવે નહિ,

ત્યાં સૂધી તેનુ ખરૂં ફળ કદીપણ મળતું નથી. માટે દરેક કર્મ યથાવિધિ તથા શ્રદ્ધાથી કરવું જોઈએ. અગ્નિદેવને લૌકિક કર્મમાં પાવક, ગર્ભાધાનમા મારૂત, પુંસવનમાં ચમસ, શુભકર્મોમા શોભન, સીમન્તમાં અનલ, જાતકર્મમા પ્રગલ્ભ, નામકરણમા પાર્થિવ, અન્નપ્રાશનમા શુચિ, ચૂડાકરણમા સભ્ય, વ્રતાદેશમાં સમુદ્ભવ, ગોદાનમાં સૂર્ય, કેશાન્તમા યાજક, વિસર્ગમાં વૈશ્વાનર, વિવાહમા ખલદ, આધાનમાં આવસથ્ય, વૈશ્વદેવમાં રુકમક, ગાર્હપત્યમા ગૃહાગ્નિ, શિવસ્વરૂપમાં દક્ષિણાગ્નિ, વિષ્ણુસ્વરૂપમા આહવનીય, લક્ષહોમમા અલીષ્ટદ, કોટીહોમમાં મહાશન, ધ્યાનમા ધૃતર્ચિપ, રૂદ્રાદિમાં મૃડ, શાંતિકર્મમાં શુભકૃત, પૌષ્ટિકમાં વરદ, અભિચારમાં ક્રોધન, વશીકરણમાં વશકૃત, વનદાહમા પોષક, ઉદરમા જઠરાગ્નિ, શબભક્ષણમા ક્રવ્યાદ, સમુદ્રમા વડવાનલ, અને પ્રલયમા સંવર્તક. આમાં પણ આવસથ્ય, આહવનીય, દક્ષિણાગ્નિ, ગૃહાગ્નિ અને સભ્ય એ વૈદિક અગ્નિ છે. તેથીજ વેદમાં કહ્યુ છે કે अग्नि मुखा वै देवा. । અર્થાત્ અગ્નિએ, પરમાત્માનુ મુખ છે. અને તેમાં આપેલી આહુતિ પરમાત્માને તૃપ્તિનું કારણ થાય છે. વળી દરેક ગ્રહોમા પણ અગ્નિ જુદા જુદાં નામથી વ્યાપ્ત છે જ્યોતિષ વિદ્યાવિલાસીઓ તેમજ અન્યને ઉપયોગી જાણી તે પણ અત્રે જણાવીએ છીએ સૂર્યમાં કપિલ, ચંદ્રમામા પિંગળ, મંગળમાં ધુમકેતુ, બુધમાં જઠર, બૃહસ્પતિમાં શિખિ, શુક્રમા હાટક, શનૈશ્વરમાં મહાતેજા અને રાહુકેતુમા હુતાશન અગ્નિ છે જે જે સ્થાને તથા કર્મોમાં અગ્નિના જે જે નામો ઉપર વર્ણવ્યાં છે, તે તે ગ્રહ તથા કર્મોમા તે તે નામથી અગ્નિદેવનું ઉપાસન કરવુ જોઈએ છે અને તેમ કરવાથીજ ખરે ખરૂ ફળ પ્રાપ્ત થઈ શકે છે, માટે અગ્નિદેવના ઉપાસકોએ ઈષ્ટ પ્રાપ્તિ માટે સ્થાન તથા કર્મનો પ્રથમ વિચાર કરી તે સ્થાન તથા કર્મના અભિમાની અગ્નિ દેવ જે નામથી વિચરતા હોય તે નામથી અગ્નિ દેવનું ઉપાસન કરવુ એજ ખરૂ કર્ત્તવ્ય છે અગ્નિમાં એવી તીવ્રશકિત સમાયલી છે કે જેના પ્રતાપે એ દરેક વસ્તુના પરમાણુ છૂટા પાડી શકે છે તેમ અનેક પરમાણુઓને જોડીપણ શકે છે અને તે પ્રત્યક્ષ છે પાશ્ચાત્ય

વિદ્યાવિલાસીઓ આ અગ્નિને વીજલી Electricity કહે છે. અને સસ્કૃત જાણનારા વિદ્યુત્તેજ કહે છે વાત એકજ છે. હાલમા પદાર્થ વિજ્ઞાન વાદીઓ આ વિશ્વમા સર્વત્ર પ્રત્યક્ષ પેખાતા પ'ચમહાભૂતો સિવાય જીવ અને ઈશ્વરનુ અસ્તિત્વ પણ ન માનતાં નાસ્તિક બનતાં જાય છે. પરતુ આર્યધર્મશાસ્ત્રાનુસાર વિચાર કરનારા આસ્તિકોનો આશય એવો છે કે પદાર્થ માત્રના અભિમાની દેવતા હોય છે, તેમ એ પ'ચમહાભૂતોમા જુદી જુદી પ્રકારે વિચરનારા પાચ પ્રકારના જીવો પણ હોય છે અને તે સર્વના નિયામક પરાત્પર એકજ પરમાત્માનુ' અસ્તિત્વ સ્વીકારી શ્રધ્ધાપૂર્વક નિરતર તેનુ યજન પણ કરે છે એ પ ચમહાભૂતોમાં પૃથ્વી, પાણી, અગ્નિ, પવન અને આકાશનો સમાવેશ થાય છે ચાલતાં પ્રકરણાનુસાર વિચાર કરતા અગ્નિમા રહેનારા જીવોને તૈજસ કહે છે. અને તેમાં સર્વ દેવતાનો સમાવેશ થાય છે જો કે અગ્નિ એ સર્વનો ભક્ષક છે પર'તુ એ પોતામાં રહેલા દેવતાનો ભક્ષ કરી શકતો નથી, તેથીજ દેવતા અમર કહેવાય છે અગ્નિ ( Fire )ની લૌકિકની ઉપાસના કરનારા યુરોપ અને અમેરિકાના લોકોએ આજે લૌકિક ઉન્નતિ સ'પાદન કરી શ્રેષ્ઠાઈ મેળવી છે, તે જ્યારે પ્રત્યક્ષ છે ત્યારે અગ્નિની વદિક ઉપાસના કરનારા વધારે ફળ ( ઉન્નતિ ) મેળવે તેમાં શી નવાઇ? પર'તુ આજકાલ અમારા આર્ય બાધવો હુકો, બીડી, ચલમ ફૂકવામાજ અગ્નિની ઉપાસના થતી હોય, એમ માની બેઠેલા છે એટલે તેઓને વૈદિક અને લૌકિક દિવ્ય ઉપાસના કરવાનુ ક્યાંથી સુઝે? તેઓએ તો બ ને ઉપાસનાને આજે તિલાજલી આપેલા હોય એમ પ્રત્યક્ષ માલમ પડે છે આધુનિક પ્રચલિત વિધિરહિત અગ્નિ ઉપાસનાને લીધે તે દેવનું અપમાન થવાથી અવારનવાર આ દેશ આગના સપાટામા સપડાઈ લાખો રૂપીયાની નુકસાનીમાં આવી જાય છે વળી પાશ્ચાત્ય નિવાસીઓની માફક લૌકિક ઉપાસના પણ ન કરવાથી આ દેશ દિનપ્રતિદિન નિર્ધનતાને પ્રાપ્ત થતો જાય છે તેમજ વૈદિક ઉપાસનાના અભાવે કરીને દેશ દુષ્ટ દુષ્કાળના પ જામા સપડાઈ નિર્વીર થઈ જાય છે આ સર્વ પ્રત્યક્ષ હોવાથી તે સ બ ધમા વધુ વિવેચન કરવાની કઈપણ જરૂર નથી

તો પણ અમારે જણાવવુ જોઈયે કે આર્ય પુત્રોએ પોતાની જાતિ, દેશ તથા ધર્મની ઉન્નતિ આરૂ સ્વશબ્દ પ્રત્યે મમતા ધરી, દૃઢતા અને ધીરજથી વિચાર કરી, સ્વધર્મપર શ્રધ્ધા રાખી અગ્નિદેવનું યથાવિધિ ક્રમાનુસાર પૂજન અર્ચન કરવુ અને એથીજ દેશ અગ્નિ, નિર્ધનતા તથા દુષ્કાળના દુષ્ટ પંજામા સપાડાતાં સેજમાં બચી શકશે કિમધિકમ્

હરિદત્તશર્મા

## સમુદ્રયાનાદિ પ્રાયશ્ચિત્ત

૭ ગયા અંકમા પૂના તથા કાશીના વિદ્વાનોનો નિર્ણય આપ્યોછે હવે મુંબઈના વિદ્વાનોનો મત ટાકીએછીએ શકે ૧૮૦૯ સર્વજિન્નામ સંવત્સરે આશો શુદ ૧૫ રવિવારે મુંબાઈ કાળકાદેવીને રસ્તે આવેલી રામવાડીમા વિદ્વાન્ બ્રાહ્મણોની એક મોટી સભા ભરાઈ હતી, તે સભામાં એવો નિર્ણય થયો હતો કે જે બ્રાહ્મણ સમુદ્રમાં વહાણ અથવા આગબોટમા બેસીને જલમાર્ગે વિલાયત વગેરે મ્લેચ્છ દેશમાં જઈને ફરી જલમાર્ગે પાછો આવે, તે પ્રાયશ્ચિત યોગ્ય હોય, અને તેણે યથા શાસ્ત્ર પ્રાયશ્ચિત કર્યું હોય તોપણ લોક વ્યવહાર્ય થતો નથી. પ્રાયશ્ચિત્ત કરવાથી પોતાના નિત્યકર્મ કરવાનો અધિકારી માત્ર થાય છે, એમ “ કૌસ્તુભ ” વગેરે ગ્રંથમા સ્પષ્ટ છે અને વૃદ્ધપરાશર સ્મૃતિમાં પણ કહ્યુ છે કે —

> ससर्गो वर्जयेद्यस्मात्ससर्गो दोपकारणम् ।
> कुर्यान्नान्नादि ससर्ग वर्जयन्स्यादकिल्बिपी ॥
> वदन्ति मुनय॰ प्राच्या ससर्गो दोपकारणम् ।
> असंसर्गे स्वकर्मस्थो द्विजो दोपैर्न लिप्यते ॥

અથ-પતિતનો સંસર્ગ એપણ દોષનુ કારણ છે, તેટલામાટે સંસર્ગનુ વર્જન કરવું અન્નાદિ ( ખાન પાનનો ) સસર્ગ ન કરવો જેઓ પડે પતિત નથી, તેમણે પણ સંસર્ગનુ વર્જન કરવુ પ્રાચીન મહર્ષિયો એમ કહે છે કે સંસર્ગ એ દોષનું કારણ છે જે દ્વિજો સ્વકર્મ ( પોતપોતાના વર્ણાશ્રમધર્મમા ) રહીને, પતિતનો સંસર્ગ કરતા નથી, તેમને દોષ લાગતો નથી

પરાશર સ્મૃતિ ઉપર માધવાચાર્યે કરેલી ટીકામાં—

यद्विना धर्मशास्त्रेण प्रायश्चित्त विधीयते ।
नतेन शुध्दिमाप्नोति प्रायश्चित्ते कृतेऽपि स ॥ ( शातातप )

यत्तुदत्तमजानद्भि प्रायश्चित्तं समागते. ।
उत्ताप शतधा भूत्वा दातृनेवोपतिष्ठते ॥
प्रायश्चित्ती त्वन्यथाकारित्वान्न शुध्यति ॥ अगिरा

प्रायश्चित्तं प्रयच्छन्ति ब्राह्मणा नामधारका ।
ते सर्वे पापकर्माण समूतो नरक व्रजेत् ॥ ( चतुर्विंशात )

लोभान्मोहाद्भयान्मैत्र्याद्यादि कुर्युरनुग्रहम् ।
ते मूढा नरक यान्ति शतधा प्राप्तपातका ॥ ( बृहत्पराशर )

જે ધર્મશાસ્ત્રના પ્રમાણવિના પ્રાયઃશ્ચિત્ત કહેછે, તેવું પ્રાય શ્ચિત્ત કરવા છતા, પણ તેથી તે કર્ત્તા શુદ્ધ થતો નથી જે શાસ્ત્રને બરાબર જાણ્યા-વિના પ્રાયશ્ચિત્ત આપેછે, તેવા પ્રાયશ્ચિત્ત આપનારને તેથી સોગણું પાપ લાગેછે અને અન્યથા (ખોટુ)પ્રાયશ્ચિત્ત કરવાથી તે પતિત શુદ્ધ થતો નથી જે નામધારી બ્રાહ્મણો પ્રાયશ્ચિત્ત આપે છે, તે સર્વ પાપકર્મ કરનારા હોવાથી નરકગામી થાય છે લોભથી, મોહથી, ભયથી, સ્નેહથી, જો અનુગ્રહ કરવામાં આવે તો તેવા મૂઢ જનો નરક ભાગી થાય છે અને તેથી સોગણા પાપી બને છે

ઈત્યાદિ વચનો ઉપરથી પ્રાયશ્ચિત્તિ સ સર્ગી તથા અન્યથા પ્રાયશ્ચિત્ત કહેનાર તથા પ્રાયશ્ચિત્તની ક્રિયા ઠરાવનાર તે સર્વ પ્રાયશ્ચિત્તી થાય છે, એવો નિર્ણય થયો, તે સર્વ વિદ્વાનો, તથા ધર્માભિમાની જનોની જાણમાટે તે સભાના કારભારી શ્રીયુત કાશીનાથ રામચ દ્ર શાસ્ત્રી જોશી એ પોતાની સહી સાથે, હે ડબીલો કાઢીને તથા પત્રો લખીને તે સમયે પ્રકટ કર્યો હતો. આ સભામા તે વખતે મુ બાઈમાં વસતા વે૦ શા૦ સ પન્ન આપાશાસ્ત્રી ખાડીલકર, રાજારામશાસ્ત્રી બોડસ, ભીમાચાર્ય ઝળકીકર વગેરે ઘણા શિષ્ટ અને સમર્થ વિદ્વાનો હાજર હતા એ હે ડ-બીલની મરાઠી ભાષામાં છાપેલી એક નકલ અમારી પાસે મોજુદ છે

જે સર્વની જાણ માટે પંડિત શ્રી ગટ્ટૂલાલજી ધર્મપુસ્તકાલયમાં રાખવામાં આવી છે

---

## ઋષિસ્વરૂપ.

આપણા પરમપૂજ્ય ઋષિઓના વાકયો સર્વમાન્ય છે એનું કારણ તો માત્ર એટલુજ મળી આવે છે કે તેઓ નિષ્પક્ષપાતથી યથાર્થ ધર્મનું સ્વરૂપ કહેવાવાળા હતા, એટલુંજ નહિ પરંતુ તેઓ તેજ પ્રમાણે ધર્મ પાલતા હતા, તેમનું અંદર તેમજ બહારનુ વર્તન એકજ હતું. હસ્તિદંતના જેવી તેમની સ્થિતિ નહી હતી, એથીજ વર્તમાન સમયમાં નાસ્તિક શિવાય કોઈ પણ ધર્માચાર્ય એટલે ધાર્મિકસંપ્રદાય પ્રવર્તક પુરૂષે પોતાના ગ્રંથમાં એમ લખ્યું નથી કે અમુક મહર્ષિનું વચન ખોટું છે, પરંતુ પોતાના વિષયને પુષ્ટિમળે એમ જાણી, તે મહર્ષિઓનાં વચનો પોતાના નિબંધોમા પ્રમાણ તરીકે લીધાં છે ધર્મસંબંધી લાંબુ લાંબુ વિવેચન કરી યુક્તિ પ્રયુક્તિથી બીજાઓના અંતકરણમા ધર્મનો ઘુંટડો ઉતારતી વખતે તેઓના મનમાં એક જાતની અપૂર્વ છાપ પડે એટલા સારૂં કોઇ પણ ઋષિના વાકયનુજ પ્રમાણ આપવુ પડે છે. અને જ્યાં સુધી તેવું સબલ પ્રમાણ આપી શકે નહિ, ત્યા સુધી સભામાં સ્થિત વિદ્વાનોમાં તેના ભાષણના સંબંધમા એમજ બોલાશે કે અમુક ભાષણ તો કરતો હતો પરંતુ તે સપ્રમાણ નહોતુ, આથી એટલું તો સિદ્ધ થાય છે કે ધર્મનુ સ્વરૂપજાણવામા આપણા પરમપૂજ્ય ઋષિઓનુજ કથન કામ લાગે છે, બીજાઓનું લાગતું નથી.

હવે આપણે ઋષિ શબ્દનું નિર્વચન કરવાની જરૂર છે. ઋષિ શબ્દનો અર્થ નિરૂક્તકાર એવો કરે છે કે "ऋषिर्दर्शनात्" વેદોના મંત્રોનું તપોમહાત્મ્યવડે યથાર્થ સ્વરૂપ જોવાથી ઋષિ એવું નામ પડયું છે

વળી સ્મૃતિકાર પણ કહે છે કે —

येन यदृषिणा दृष्टं सिद्धिः प्राप्ता च येन वै ।
मन्त्रेण तस्य तत्प्रोक्तमृषिभावः स उच्यते ॥

જે ઋષિએ પ્રથમ તપોમહાત્મ્યવડે જે મન્ત્રનું સ્વરૂપ જોયું અને તેજ મન્ત્રવડે તે ઋષિને સિદ્ધિ પ્રાપ્ત થઈ તે મન્ત્રના તે ઋષિ દ્રષ્ટા કહેવાયા અને તેનેજ ઋષિભાવ, ઋષિત્વ કહે છે ઋષિત્વ (ઋષિપણું) અને મન્ત્રદ્રષ્ટીત્વ (મન્ત્રજોવાપણું) એ બેનો એકજ અર્થ છે, કારણ કે "अनूचानत्वे सति मन्त्रार्थाभ्यूहन समर्थत्वम्—ऋषित्वम्" ગુરૂપરંપરાથી વેદનો અભ્યાસ કરનાર અને બ્રહ્મચર્યાદિ તપોવડે વેદનો અર્થ કરવામા જે સમર્થ હોય તે ઋષિ જાણવો આ ઋષિ શબ્દના અર્થમાં મન્ત્રદ્રષ્ટત્વ પણ આવી જાય છે. તેથી બનેનું સામાનાધિકરણ એમા માન્યુ છે. ઋષિઓમા ત્રણ પ્રકારના ભેદ જોવામા આવેછે ઋષિ, મહર્ષિ અને કુલપતિ. ઋષિશબ્દનો અર્થ ઉપર આપણે કરી આવ્યા, હવે જેનામા સામાન્ય ઋષિઓ કરતાં જ્ઞાનબલ તથા તપોબલ વધારે હોય છે, તેને મહર્ષિ કહે છે

मुनीनां दशसाहस्रं योऽन्नदानादि पोषणात्।
अध्यापयति विप्रर्षि स वै कुलपति स्मृत ॥

જે ૧૦૦૦૦ વિદ્યાર્થીઓને ભોજનદાન, વિદ્યાદાન વગેરે આપી પોતાની પાસે રાખે અને તેને યાવત્ શાસ્ત્રવિદ્યા, શસ્ત્રવિદ્યા ભણાવે તે કુલપતિ કહેવાય છે અને એવી પદવી વસિષ્ઠ, કણ્વ વગેરે પરિગણિત મહર્ષિઓમા જોવામા આવે છે બધાઓમા જોવામા આવતી નથી તેવા મહર્ષિઓનો કરેલો ઉપકાર અને તેમના તપોબલના પ્રભાવથીજ આજના સમયમા એમના વંશજો પૂજાય છે, નહિ તો એમને કોઈ પણ માને નહિ ઋષિઓનાં અપૂર્વજ્ઞાનને લીધે અને તેમના નિષ્પક્ષપાતથી ઉપદેશેલા ધર્મને લીધે, મ્હોટા મ્હોટા ચક્રવર્તી રાજાઓ પણ તેમના ચરણમાં જઈને માથુ નમાવતા, એટલુજ નહિ પરંતુ તેમની આજ્ઞા યાવત્ જીવ શિરમા વહન કરતા હતા. એ તેમના તપો માહાત્મ્યનું ફલ છે. જ્યારથી તે મહર્ષિઓના વંશજોમાથી તપોબલશકિત જોદી ગઈ, તેમજ વિધિપૂર્વક વેદાધ્યયનની શૈલી પણ ચાલી ગઇ, ત્યારથી તેઓની દિવસે દિવસે પડતી દશા આવી ગઇ, અને તે

એટલે દરજ્જે કે પ્રથમ બ્રાહ્મણ કહેવાતા પછી "બામણ" કહેવાવા લાગ્યા અને હવે "બાફણ" ( રસોઈઆ ) કહેવાવા લાગ્યા રસોઈ કરવાનો ધંધો કોણ જાણે કીયા શાસ્ત્રમાંથી બામણોએ શોધી કાઢયો કે જેથી તેઓ પોતાનું પદ ગુમાવી, સર્વથી હીન પંક્તિમાં આવી પડયા-બીજી વર્ણના હાથનું ન ખાવાના આગ્રહથી પોતાની જ્ઞાતિ માટે રસોઈ કરવી, એ ધંધાદારી રસોઈઆ ન ગણાય, પરંતુ શૂદ્રોના ઘરમાં બાફણું બાફવાનો જે ધંધો તેમણે પકડયો છે, તેથી તેઓ જે જાતના માણસનું બાફણુ બાફતા હોય, તે માણસને જે જે ચીજો ખાવામાં ઇષ્ટ હોય તે સર્વ તેને કરવી પડે છે તેથી તેની જાતનો સાક્ષાત્ પરંપરા ભ્રષ્ટાચાર થઈ જતો હોવાથી છ માસની અંદર તે નામમાત્ર બ્રાહ્મણ રહે છે તેવા કર્મ ધર્મ આચારહીન નામમાત્ર બ્રાહ્મણો સાથે, કેટલાએક સદાચરણવાલા બ્રાહ્મણોને પણ પોતાનો વ્યવહાર રાખવાની ફરજ પડે છે એ દલગીર થવા જેવું છે જ્યારથી બ્રાહ્મણોમાંથી ધર્મશાસ્રનો વ્યવહાર ઉઠી ગયો અને સ્વાર્થસાધક વ્યવહાર દાખલ થયો, ત્યારથી તેમની દિવસે દિવસે અધમ સ્થતિ થતી ગઈ અને હજી પણ એથી વધારે થવાની સંભવ છે ઋષિમુનિઓના પુસ્તકો વાચી જે ગુણો આજ કાલના લોકોએ ગ્રહણ કરવા જોઇએ તે લેશમાત્ર પણ ગ્રહણકરતા નથી એનું કારણ એટલુજ છે કે આધુનિક જનોના અંતઃકરણમાં જે દૃઢ શ્રદ્ધા હોવી જોઈએ, તેજ પ્રથમ હોતી નથી, તો પછી જેટલુ વાંચો, ભણો યા લખો, એ બધુ નકામુ છે ધર્મની બાબતમાં તો કેવલ શ્રદ્ધાજ કામ લાગે છે અને એજ આખરે ફલીભૂત થાય છે ગીતામાં પણ શ્રીકૃષ્ણ પરમાત્માએ "अश्रद्धया" એ શ્લોકથી એજ બોધન કર્યું છે, કે તમે તમારા મનનો નિશ્ચય કરી શ્રદ્ધાને દૃઢ કરો. હે ભગવન્! અમારા આર્યોમા શ્રદ્ધા અને આર્યધર્મનો દિવસે દિવસે વધારો કર, એવુજ આ લેખક માગે છે

શાસ્રી જીવરામ લલ્લુભાઇ.

---

# શ્રી આર્યધર્મસુધા.

પુસ્તક ૧ લુ.  સંવત ૧૯૬૨ તુલા માસ  અંક ૧૦ મો.

મંગલાચરણ.

— ० —

## ભક્તિવશતા

( પદ-રાગ ધન્યાશ્રી અથવા યથારૂચિ. )

ભક્તિ થકી વશ થાય, દયાનિધિ ભક્તિ થકી વશ થાય;
ભવસ જનની ભક્તિ કર્યાથી, જન્મમરણ ભય જાય  દયા. ૧
વિદ્યાનિધિ મોટા મુનિ છોડી, પશુ ગજમાટે ધાય,
દુર્યોધન ભોજન તજી રૂચિથી, શાક વિદુર ઘર ખાય  દયા ૨
જેના મુખ પ્રસાદ કણ મારૂ, બ્રહ્માદિક લલચાય,
શુદ્ર સ્ત્રી ભિલ્લીના એઠા, લેતા તે ન લજાય  દયા. ૩
જેપર છત્ર ધરે પ્રેમેથી, અમર છત્રપતિ રાય,
તે ગિરિછત્ર ધરી સ્થિર કરમા, ભજે ગોપ ને ગાય.  દયા ૪
વિધિ શિવ શેષ અશેષ વેદમા, જેના દાસ કેહાય,
અણુવાણે પર દ્રુપદ સુતાના, દાસ બની તે જાય  દયા ૫
વિદ્યા વૈભવ વિવિધ વચન બળ, કોઈ થકી ન રીઝાય,
ગોવર્ધન પ્રભુ પ્રેમ બધથી, દીન બધુ બધાય  દયા ૬

---

## શ્રીપ્રયાગમાં મહાસભા.

પરબ્રહ્મ પરમાત્માના અનુગ્રહથી આ ભારત વર્ષમાં લગભગ વીશ કરોડ મનુષ્યો સનાતનધર્મના અનુયાયી છે, અને જન્મથી લઇને જીવનના બધા પ્રધાન કાર્યોમા સનાતન ધર્મની વિધિને અનુસરીને પોતાના કાર્યો કરે છે આચીન સમયમા સર્વ સાધારણ મનુષ્યોને ધર્મનો ઉપદેશ કરવાનો અને સન્માર્ગમા ચલાવવાનો પ્રબન્ધ બહુજ ઉત્તમ હતો, પરન્તુ સમય અને દેશની દશાના પરિવર્તનથી એ પ્રબન્ધ હમણા કાંઈક શિથિલ થયો છે

સનાતનધર્મનો સમ્પૂર્ણ કોષ દેવવાણી સંસ્કૃતમાં છે, અને એ સંસ્કૃત ગ્રન્થોના ભણનાર તથા જાણનારની સંખ્યા દિનપ્રતિદિન ઓછી થતી જાય છે એજ કારણથી ધર્માચાર્યોની તથા ઉપદેષ્ટાઓની સંખ્યા પણ દિવસે દિવસે ઘટતી જાય છે જે પૂજનીય આચાર્યો અને ઉપદેષ્ટા આવી દશામાં પણ પોતાના કર્તવ્યમાં આરૂઢ છે, તેઓ પણ લોકોની ધર્મમાં શ્રદ્ધા ઓછી થતી જોઈને મન્દોત્સાહ થઈ રહ્યા છે. પરિણામ એ આવ્યું છે કે ભારતવાસી આર્યસન્તાનને ઈશ્વરે બધાથી ઉત્કૃષ્ટ ભક્તિ અને જ્ઞાન સમ્પન્ન ધર્મનો કોષ આપેલો છે, છતાં તેઓનો મોટો ભાગ વસ્તુત: પોતાના જીવનમાં એ ધર્મના સાધનનો એવો લાભ નથી ઉઠાવી શકતા કે જેવો તેમના પૂર્વજો મેળવતા હતા વળી ધર્મના સાધનમાં શિથિલ થયાથી અનેક પ્રકારની સામાજિક અને આર્થિક આપત્તિઓથી પીડિત, ભક્તિહીન, દુર્બલેન્દ્રિય, અલ્પાયુ અને દુઃખી થઈ રહ્યા છે ભારતવર્ષમાં કોઈ જાતિ એવી દુર્બલ નથી કે જેવી હિન્દુ જાતિ છે કોઈ જાતિમાં મનુષ્યો આટલી સંખ્યામાં અકાલ અને પ્લેગ રૂપી કાલના પંજામાં નથી સપડાતા, કે જેટલા હિન્દુઓ સપડાય છે. અને કોઈ જાતના આટલાં અનાથ બાલકોને બીજા ધર્મના અનુયાયીઓ પોતાના પંથમાં નથી લઈ શકતા કે જેટલા હિન્દુ બાલકોને લઈ જાય છે. આ બધું હિંદુ લોકો ધર્મથી વિમુખ થયા તેનું ફલ છે મહર્ષિ વેદ વ્યાસજી લખી ગયા છે કે:—

शक्तिमानप्यशक्तोऽसौ धनवानपि निर्धनः ।
श्रुतवानपि मूर्खश्च यो धर्मविमुखो नर ॥

શક્તિમાન્ કે અશક્ત, ધનવાન કે નિર્ધન, ભણેલો કે મૂર્ખ પરંતુ જે સ્વધર્મથી વિમુખ નર છે, તે જરૂર દુઃખી થાય છે.

અને જેઓ ગંભીર વિચાર શીલ પુરૂષ છે, એઓનો દિનપ્રતિદિન આ વિશ્વાસ દૃઢ થતો જાય છે કે આવી દશાને સુધારવાનો મૂળ ઉપાય ધર્મ છે મહર્ષિ નારદનો આ પ્રસિદ્ધ ઉપદેશ છે કે.—

"धर्मादर्थश्च कामश्च," ધર્મથીજ અર્થ અને કામ પુરૂષાર્થો સિદ્ધ થાય છે. તેવીજ રીતે કુંડધારનું વચન છે કે·--

विद्यारूप धन शौर्य्यं कुलीनत्वमरोगिता ।
राज्य स्वर्गश्च मोक्षश्च सर्व धर्मादवाप्यते ॥

વિદ્યા, રૂપ, ધન, શૂરાતન, કુલીનતા, નિરોગિતા, રાજ્ય, સ્વર્ગ અને મોક્ષ એ સઘળું ધર્મથીજ મળે છે. 'એ ત્રિકાળમાં સત્યજ છે, અને

એનુંજ અનુસરણ કરવાથી આર્યસંતાનને ફરી પોતાની યોગ્યતા અનુરૂપ સુખ અને સમ્પત્તિ પ્રાપ્ત થશે. આ વિચારથી અનેક સનાતન-ધર્માનુયાયી સજ્જન અનેક વર્ષોથી, અનેક સ્થાનોમાં ધર્મની ઉન્નતિ અને પ્રચારને માટે બરાબર યત્ન કરતા આવ્યા છે અને કેટલાંક સ્થળોમા સનાતનધર્મસભા, ધર્મમંડલ, ધર્મસમાજ, હારમભા આદિ કાર્યોનો સમારંભ થયો છે, તથા થતો જાય છે અને પોતાના કાર્યમા થોડી કે ઘણી સફલતા પ્રાપ્ત કરી રહ્યા છે, પરંતુ આ યત્નથી હજી ધર્મની ઉન્નતિ કરવાવાળા પુરૂષોને સંતોષ થતો નથી અને દિનપ્રતિદિન આ ઈચ્છા પ્રબલ થતી જાય છે કે, ભારતવર્ષના બધા પ્રાન્તોના સનાતનધર્માનુયાયી સજ્જનોની સમ્મતિ અને સહાયતાથી એક એવો મોટો ધર્મસમારંભ થાય, કે જેનાથી આ પવિત્રધર્મની રક્ષા અને ઉન્નતિનો સ્થાયી પ્રબંધ થઈ શકે, જેથી સનાતન ધર્માનુયાયીઓને આ ધર્મનો ઉત્તમોત્તમ ઉપદેશ મળ્યા કરે અને તેના પ્રભાવથી દિવસે દિવસે એઓના મન અને બુદ્ધિ પવિત્ર થાય, એઓને સંસારમા સુખ, ઈશ્વરના ચરણકમલમા દૃઢ પ્રીતિ થતા અંતમા તેઓ જ્ઞાની કે ભક્ત બની વાંછિત મુક્ત પ્રાપ્ત કરે ઘણા દિવસોથી સનાતનધર્મના પ્રેમીઓની એવી અભિલાષા થાય છે કે એક વખતે કોઈ પવિત્ર સ્થાનમા સનાતન-ધર્મના બધા પૂજ્યપાદ આચાર્યો, ઉપદેષ્ટાઓ અને તેવોનો ધર્મજ્ઞાનસમ્પન્ન શિષ્યવર્ગ એકત્ર થાય અને તેઓનો આ મનોરથ પૂરા થવાનો ઉપાય પૂછાય અને તેઓની આજ્ઞાનુસાર તેના સાધનનો ઉદ્યોગ કરાય એવુ જણાય છે કે આ ધર્મસમારંભનો સમય હવે આવી લાગ્યો છે

આ વર્ષના માઘમાસમા તીર્થરાજ પ્રયાગમા દ્વાદશવાર્ષિક કુંભનુ મહાપર્વ આવે છે; અને એ સમયે સનાતનધર્મના અનુયાયી લાખો માણસો ત્રિવેણી સંગમનુ સ્નાન કરવાને ત્યા આવશે. પૂર્વકાલમા સનાતનધર્મના પ્રસિદ્ધ અપ્રસિદ્ધ પૂજનીય આચાર્યો અને હજારો વંદનીય સાધુ સંત મહાત્મા ધર્મપરાયણ પંડિતો અને ધર્મના પ્રેમી રાજાઓ અને અકિંચન ભક્તજનો આવા સમયમા ત્યા આવેલા છે પુરાણો જોવાથી સ્પષ્ટ માલુમ પડે છે કે આવા મોટા પર્વો ઉપર મોટા તિર્થોમાં જ્યારે ઋષિ મુનિયોનો સમાગમ થતો હતો ત્યારે

પ્રાય: ધર્મનો પરામર્શ ( વિચાર ) અને ઉપદેશ થતો હતો. આવા વિચારથી આગામી કુંભનો સમય પ્રાચીન મર્યાદાનુસાર આવા ધર્મ સમારંભને માટે ઉપયુક્ત હોય, એમ પ્રતીત થાય છે એ માટે એવો વિચાર કર્યો છે કે આગામી માઘમાસમા તીર્થરાજ પ્રયાગમા પૌષ કૃષ્ણ ૧૧ થી માઘ શુકલ ૫ પર્યંત એક સનાતન ધર્મની મહાસભાનુ અધિવેશન થાય આ સંકલ્પને સફલ કરવાને માટે પ્રયાગવાસી સનાતન ધર્માનુયાયી સજ્જનોએ ગત ભાદ્રપદ શુકલ ૬ ને દિવસે ત્રિવેણીના તટ ઉપર વેદપાઠપૂર્વક ઈશ્વરનુ સ્મરણ અને પૂજન કરીને એક પ્રબંધકારિણીસભા સ્થાપિત કરી છે જેના સભાપતિ શ્રીમાન મહારાજા વંશપતિસિંહજી ( આરા નરેશ ) છે, ઉપસભાપતિ રાય મહાબીરપ્રસાદ નારાયણસિંહ બહાદુર ( બરાવ ) પંડિત લક્ષ્મીનારાયણ વ્યાસ, તથા પંડિત વેણીમાધવ ભટ્ટાચાર્ય છે, અને કોષાધ્યક્ષ રાય રામચરણદાસ બહાદુર અને મંત્રી નીચે સહી કરનારાઓ છે આ સ્થાનીય સભાનુ એજ કર્તવ્ય છે કે મન્જુર અધિવેશનનો પ્રબંધ કરે.

આ સભા ઘણા પ્રેમથી બધા સનાતન ધર્મના રક્ષક અને પોષક આચાર્યોને પ્રાર્થના કરે છે કે તેઓ પોતાના ધર્મના અનુયાયી જનો ઉપર અનુગ્રહ કરીને બતાવેલ સમય ઉપર પ્રયાગ પધારી તેઓને પોતાના પવિત્ર દર્શન અને ઉપદેશથી ઉપકારી કરે. સનાતન ધર્મના અન્ય ઉપદેષ્ટાઓથી તથા ધર્મજ્ઞ અને ધર્મપરાયણ શાસ્ત્રી અને વિદ્વજ્જનોને પણ વિનયપૂર્વક એજ નિવેદન છે તેવીજ રીતે ધર્માનુયાયી સમસ્ત રાજા, મહારાજા, અને શ્રીમતોને પણ નિવેદન છે કે તેઓએ ઉપર બતાવેલ સમયે ત્યા આવી પ્રસ્તુત ધર્મસમારંભમાં ઉપસ્થિત થઇને સ્વધર્મ અને સ્વજાતિના અભ્યુદયમા સહાયક થવું.

૧ સનાતનધર્મની વર્તમાન અવસ્થા ઉપર સમસ્ત સનાતનધર્માનુયાયી આર્યસજ્જનોનુ લક્ષ ખેચવુ. અને એ ધર્મની રક્ષા અને ઉન્નતિને માટે એઓની એક મોટી કમિટી સ્થાપન કરવાનો પ્રયત્ન કરવો.

૨ સનાતનધર્મના અનુયાયીઓમાં સમ્પ્રદાય અને માર્ગોમા ભેદ છે, પરન્તુ એ ભેદો રાખીને પણ એમાં વસ્તુત ધર્મ વિષયમાં કેટલી ઐકયતા છે, એ વાત ઉપર લોકોનું ધ્યાન ખેચવું અદ્વૈત, વિશિષ્ટા-

દ્વૈત, શુદ્ધાદ્વૈત, દ્વૈતાદ્વિ સમસ્ત સિદ્ધાન્તોમા મુખ્ય મુખ્ય સામ્પ્રદાયિક ઉપદેશ અવશ્ય જુદા છે પરન્તુ સદાચાર, જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, ધૃતિ, ક્ષમા, અલોભ, દયા, દાન, શમ, શૌચ, સંતોષ, તિતિક્ષા, તપ, સ્વાધ્યાય, તીર્થસેવન, યમ, નિયમ, સાધન ચતુષ્ટય, પુનર્જન્મ અને કર્મફલવાદ આદિ બધુ બરાબરજ છે મૂલ ધર્મગ્રન્થ પણ સર્વ સાધારણ છે એ કહેવુ અનુચિત નહિ ગણાય કે જે ધર્મ અથવા ઉપદેશ સર્વ સાધારણ છે, એ સનાતનધર્મ મહાવૃક્ષના સ્કધની સમાન છે એના મૂળમા પાણી રેડવાથી વૃક્ષ લીલુ અને સુદર રહેશે જો એ વિચાર ધર્મના આચાર્યો અને સમાજના ચલાવવાવાળાઓની દૃષ્ટિમા આદરણીય ગણાય, તો આ સમ્ભવ જણાય છે કે બધા સમ્પ્રદાય અને માર્ગોના આચાર્યો અને અનુયાયીઓ સર્વ સાધારણ ધર્મના ઉપદેશ અને પ્રચારને માટે મ ળીને એકત્ર પ્રયત્ન કરે તો "परस्पर भावयन्तः श्रेय परमवाप्स्यथ" પરસ્પરને પૂજવાથી પરમશ્રેયને પામશો. આ ભગવદ્ વાક્યનો લાભ મેળવી શકે.

૩ સનાતન ધર્મના પરમપવિત્ર પ્રામાણિક ગ્રંથોની સંખ્યા ઘણી છે. વેદ, વેદાગ, ધર્મશાસ્ત્ર, ઈતિહાસ, પુરાણ આદિ ગ્રન્થનુ અધ્યયન કરવાનો સમય અને યોગ્યતા ઘણા થોડા પુરૂષોને પ્રાપ્ત થાય છે. ઈશ્વરના અનુગ્રહથી હમણા સુધી આપણા દેશમા હજીપણ થોડા વિદ્વાન અને તપસ્વીઓ ચાલતા કાળમા છે જે આ સમસ્ત શાસ્ત્રસમૂહને અથવા એના ઘણા ભાગને જાણે છે અને એના સબંધમા ઉપદેશ કરી શકે છે પરતુ શોક છે કે એવા વિદ્વાનોની સખ્યા દિનપ્રતિદિન ઘટતી જાય છે એવા વિદ્વાનોને વધારવા એ આ મહાસભાનો ઉદ્દેશ છે તો પણ એ આશા નથી કે સર્વ સાધારણમા ઘણા લોકો આ સમસ્ત શાસ્ત્રસમૂહનો અનુવાદ પણ વાચી શકે. વિદ્યાનો અભાવ, પુસ્તકોનો અભાવ, સમયનો અભાવ અથવા આળસ એથી ઘણાએ ધર્મના ગ્રથો ભણવાથી દૂર રહે છે આથી અતિરિકત જો કે ધર્મશાસ્ત્ર સમસ્ત કલ્યાણકારી અને આદરણીય છે, તથાપિ પ્રાયઃ બધા ગ્રન્થોમા થોડા અશ બીજા અંશોથી વિશિષ્ટ છે, અને અર્થનુ ગૌરવ, ભાવનાનો ઉત્કર્ષ અથવા ઘણો ઉપદેશ અથવા જ્ઞાન વા ભક્તિના ઉદ્રેગના હેતુથી ધર્મનિષ્ઠ સાધુ વિદ્વાનોના હૃદયને પીગળાવે છે જ્ઞાની અને ભકતજન આ વિશિષ્ટ અશોનુ વિશેષ પ્રીતિથી

પઠન તથા મનન કરે છે. ધર્મશાસ્ત્રના દુર્વિગાહ્ય અને અનન્તપાર સાગરમા જે સુકૃતિ તપસ્વી વિદ્વાનોએ વારંવાર પુણ્યાવગાહન કર્યું છે, એઓનેજ એ વિદિત છે કે સમુદ્રના કોઈ ભાગમા ઉપદેશામૃતનુ અગાધ સિંચન, વા જ્ઞાનપ્રદીપમણિમૌક્તિકનો પૂજ્ય ભક્તિરસનો પરમ પાવન પરમ પ્રેમમય મધુર સ્નિગ્ધ પ્રવાહ વહી રહ્યો છે જે જીવોએ એટલો પણ સુકૃતનો સંચય નથી કરી રાખ્યો કે જેઓને આ શાસ્ત્રરૂપી તીર્થમા અવગાહન વા એઓના દર્શનનુ પણ સૌભાગ્ય પ્રાપ્ત થાય, એમને માટે આ અનિર્વચનીય આનંદ અને કલ્યાણની વાત થશે કે આ ધર્મના કર્ણધાર મહાત્માજનોથી પ્રાર્થના કરાય કે એઓ સંસાર ઉપર કરુણા કરીને શાસ્ત્રાર્ણવના અવગાહનથી પ્રાપ્ત મૌક્તિકમણીઓની એક એવી માળા બનાવી આપે કે તેને હૃદયમા ધારણ કરીને અને તે દ્વારાએ ઈશ્વરનુ સ્મરણ કરીને મનુષ્ય ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ ચારે પદાર્થોને પ્રાપ્ત કરી શકે વળી મહાત્મા વિદ્વાનોની સમ્મતિ અને સહાયતાથી એવો સંગ્રહ કરાવાનો સમ્ભવ છે કે જેમા સનાતનધર્મના બધા આવશ્યક ઉપદેશ સર્વ સાધારણ ધર્મ, વર્ણધર્મ, આશ્રમધર્મ, સ્ત્રીધર્મ, પુરૂષધર્મ, રાજધર્મ, પુનર્જન્મ અને કર્મફલવાદ તથા જ્ઞાન, ભક્તિ, વૈરાગ્યના ઉપદેશ અને એવી પવિત્ર કથાઓ સંગ્રહિત કરાય, કે જે જાણવાથી સમસ્ત સનાતનધર્માનુયાયી પુરૂષ, સ્ત્રી, બાલક, યુવા અને વૃદ્ધોને માટે આ લોકમા સુખ અને પરલોકમા પરમ કલ્યાણનુ સાધન મળે ધર્માનુયાયી સજ્જનોની દૃષ્ટિમા આ પ્રકારના સંગ્રહની આવશ્યકતા ઘણા કાળથી ચાલી આવે છે અને તેની પૂર્તિને માટે પછવાડેના ત્રીસ વર્ષોમા ભારત વર્ષના પ્રત્યેક પ્રાતમાં અનેક સજ્જનોએ અનેક સંગ્રહ પ્રકાશિત કર્યા છે. પ્રાચીન સમયમાં પણ આ પ્રકારના ઘણા સંગ્રહો કરાયા છે. એમાથી પ્રાય બધાએ પોતાના ક્રમ ઉપર ઉત્તમ અને ઉપકારી છે. પરન્તુ હમણા સુધી સનાતન ધર્મના સમ્માનિત આચાર્ય અને બધા પ્રાન્તોના સનાતન ધર્માનુયાયી વિદ્વાનોની સમ્મતિ અને સહાયતાથી એક એવા ધર્મ વચનોનો સંગ્રહ થવાની આવશ્યકત્તા છે કે જેને બાલક યુવા, વૃદ્ધ તેમ પુરૂષ અથવા સ્ત્રી બધાના હાથમા મૂકી શકાય સનાતન ધર્માનુયાયી પુરૂષોને એ વિશ્વાસ થઈ જાય કે એ ગ્રન્થને જે ભણશે તેને ફક્ત ધર્મના સિદ્ધાન્તનો બોધ થશે એટલુંજ નહિ પરન્તુ જો એ અજ્ઞાન વા આલસ્યથી અથવા હીન ભાગ્-

થી એ ગ્રન્થને છોડીને બીજા કોઈ ગ્રન્થોને ભણી શકે, તો પણ ઉક્ત સંગ્રહ એને ધર્મનુ સાધન અને ઈશ્વર સબન્ધી જ્ઞાન વા ભક્તિ પ્રાપ્ત કરવામા પૂર્ણ રીતિથી સહાયક થાય કયા પ્રકારનો સગ્રહ કરવો ઈષ્ટ છે એ સૂચવવા માટે એક એવો સગ્રહ કર્યો છે અને એ છપાવીને મહાસભાના અધિવેશનથી એક માસ પહેલા બધા પૂજનીય આચાર્યો અને પ્રસિદ્ધ વિદ્વાનોની સેવામા મોકલાવી દેવામા આવશે કે જેથી તેઓ સ્વસ્થપણાથી જોઈ સર્વાંગ સુદર કરવા માટે તત્પર થાય આચાર્યો અને વિદ્વાનોની સમ્મતિ સાથે આ સગ્રહ મહાસભામા મૂકાશે જો એ સ્વીકાર કરવાને યોગ્ય સમજાશે તો એનો પ્રચાર કરાશે, અને દેશની પ્રધાન ભાષાઓમા એનો અનુવાદ પણ છાપીને પ્રત્યેક પ્રાન્તમા પ્રકાશિત કરાશે

૪ એ છે કે એક એવી સ્થાયીસભા સ્થાપિત કરાય કે એ સગ્રહને સસ્કૃતમાં અને તેના અનુવાદને ભારતવર્ષની પ્રધાન પ્રધાન ભાષાઓમા પ્રકાશિત કરાવે ધર્મશાસ્ત્રના આચાર્ય અને ઉપદેશકોને ભણાવવા તથા તેઓની પરીક્ષાનો એક એવો પ્રબધ થાય કે જેમા શુદ્ધ ચરિત્ર, બ્રહ્મવર્ચસ્વી, શમદમસમ્પન્ન ધર્મશાસ્ત્રના જ્ઞાનમા પૂર્ણ અને તેના ઉપદેશ કરવામા કુશલ ધર્મના આચાર્યો અને ઉપદેશકોની સંખ્યા દિવસે દિવસે વધે એઓનો વિચાર છે કે જો આચાર્ય અને વિદ્વાનોની સમ્મતિ થઈ તો ઉપદેશકોને આધુનિક વિદ્યાનો પણ પરિચય કરાવાય, જે સમયને અનુસાર અતિ, પ્રતિષ્ઠા સાથે એમનાં કાર્યમા ઉપયોગી થાય એ ઉદ્દેશના સાધનને માટે એક બ્રહ્મચર્યાશ્રમ અને વિદ્યાલય સ્થાપિત કરવુ આવશ્ય જણાય છે. અને જો આ પ્રસ્તાવ સનાતન ધર્માનુયાયી સજ્જનોના વિચારમા સ્વીકાર કરવાને યોગ્ય જણાયો, તો પૂર્ણ આશા અને વિશ્વાસ છે કે એવી એક વિદ્યાલય શીઘ્ર સ્થાપિત થશે અને સનાતનધર્મની રક્ષા અને પ્રચાર કરવાને બધાથી મોટુ દ્વાર થશે.

આશા છે કે સનાતનધર્મના આચાર્ય અને વિદ્વાન્ તથા રાજા, મહારાજા તથા બીજા શ્રીમન્તગૃહસ્થો આ પ્રસ્તાવ ઉપર વિચાર કરશે અને જો આનુ અનુમોદન કરશે તો જરૂર આને સફલ કરવાને માટે પ્રયત્ન અને સહાયતા કરશે બધી સનાતનધર્મ સભાઓ તથા સનાતનધર્માનુયાયી સજ્જનો પોતાના ધર્મની રક્ષા અને ઉન્નતિ આદિ

કોપ કરવાને બદલે, તેમને ગ્રામા પ્રણામ કરીને કહ્યુ, મહારાજ! આ-પના આગમનની મને ખબર ન હતી આપના ચરણુ ઘણાજ સુકોમળ છે, તે મારી છાતીના વાગવાથી દુ ખતા હશે, એમ કહી, પોતાને હાથે ભૃગુના ચરણુ ચાપવા લાગ્યા. આથી ભૃગુની ખાત્રી થઇ કે સૌથી મોટા વિષ્ણુ છે મતલબ કે વિષ્ણુએ બતાવેલી ક્ષમા તે ખરી સાત્વિક ક્ષમા જાણવી, એવી ક્ષમા પૂર્વયુગમા બ્રાહ્મણો રાખતા હતા માટે બ્રાહ્મણના લક્ષણોમાં ક્ષમા પ્રથમ ગણી છે --

क्षमा दया च विज्ञान सत्यं चैव दमः शम ।
अध्यात्मनित्यता ज्ञानमेतद् ब्राह्मणलक्षणम् ॥

ક્ષમા, દયા, જ્ઞાનનો વિશેષ અનુભવ, સત્ય, દમ અને શમ તથા નિરતર અધ્યાત્મ વિદ્યાનુ સ્મરણુ એ બ્રાહ્મણનુ લક્ષણુ છે

ક્ષત્રીઓની ક્ષમા શ્રીબ્રહ્મા જેવી રાજસ હોય છે તે એમ કે કોઈ અપરાધ કરે, તે તેનાથી સહન થતો નથી તેથી તે અપરાધીની તરફ કરડી નજરે જુએ છે. આ દૃષ્ટિથીજ અપરાધીના હાજા ગગડી જાય છે અને તે અપરાધની ક્ષમા માગે છે અને ફરીથી કદીપણુ એવો અપરાધ નહિ કરૂ એવી કબૂલાત આપે છે, ત્યારે તેને વગર સજાએ મજા ગણી છોડી મૂકે છે

વૈશ્યોની ક્ષમા શ્રીશકર જેવી તામસ હોયછે તે એમ કે અપરાધી તરફથી થએલા નુકસાનનો બદલો કોઈ પણુ ભરી આપે, ત્યારે તે ક્ષમા કરે છે તેપછી વિશેષ ઈર્ષ્યા રાખતો નથી

શુદ્રની ક્ષમા અશક્તાને લીધે હોયછે તે પોતાના મનમાં ઈર્ષા રાખે છે, પર તુ લાગ ફાવે ત્યારે તેને બદલો વાળવાની ઈચ્છા તેના હૃદયમાં નિરતર રહેછે

આ ક્ષમા એ ધર્મનું બીજુ લક્ષણુ છે એ જેટલી જેનામા વધારે હોય, તેટલી તેની ધર્મદૃષ્ટિથી મોટાઈ જાણવી તો પણુ એ જે ગુણુ છે, તેને પણ દુર્જનો દોષ તરીકે વર્ણવે છે, અને મોટા મોટા ધર્મરાજા જેવા ક્ષમાવાનને તેના પ્રતિપક્ષીઓ તરફથી અશક્તપણાની ઉપમા મળેલી છે, ગરૂડ પુરાણુના ૧૧૪ મા અધ્યાયમાં કહ્યુ છે કે --

एक क्षमावता दोषो द्वितीयो नोपपद्यते ।
यदेन क्षमयायुक्तमशक्त मन्यते जन ॥

ક્ષમાવાન્ પુરૂષોમા એક મોટો દોષ દેખાય છે, તે સિવાય બીજો કઈ દોષ દેખાતો નથી એ ક્ષમાથી યુક્ત રહેવાથી, તે ક્ષમાવાન પુરૂષને કેટલાક મનુષ્યો અશક્ત માને છે આ દુનિયાદારીની રીત જોઇને લોકો ધર્મને છોડવા લાગે છે અને ધર્મ ઘટતા આપોઆપ સુખનાં સાધનો ઘટતા જાયછે માટે દુર્જનોને મુખે નિંદા સાભળીને ધર્મને છોડવા તત્પર ન થવું જોઈએ આપણે અપરાધીને ક્ષમા આપશુ તો તેથી કુદરતના નિયમાનુસાર તેને તેમાં અપકૃત્યના માઠા ફળ મળ્યા વગર રહેતા નથી માત્ર ક્ષમાવાનને પોતાને તાત્કાલિક કઇ લાભ થતો દેખાતો નથી, તેમ તેને થયેલુ નુકસાન તેથી કંઈ રદ થતું નથી માટે બનતી ક્ષમા રાખવી ધર્મરાજાએ ભીમપ્રતિ ક્ષમાની મહત્તા નીચે મુજબ કહી છે

उपकारकमायतेर्भृशं प्रसवः कर्मफलस्य भूरिणः।
अनपायिनिबर्हणं द्विषां न तितिक्षासममस्ति साधनम् ॥

(કીરાતાર્જુનીય સર્ગ ૨, ૪૩)

ભવિષ્યમાં અત્યત ઉપકાર કરનાર, વર્તમાન સમયમા કર્મનુ મોટું ફલ દેનાર, પોતાનો અપાય ન થવા દેતા શત્રનો નાશ કરનાર, તિતિક્ષા (ક્ષમા) સમાન બીજું કોઈપણ સાધન નથી.

ક્ષમા—એટલે સહનશીલતા અને તે ગ્રહણ કરનાર ક્ષમાવાન યાને સહનશિલ કહેવાય છે એમા એવા ગુણનો સમાવેશ થયેલો છે કે તેને ગ્રહણ કરનાર કદી પણ અન્ય પ્રાણીપર દ્વેષ કરતો નથી, તેમજ અન્ય ને અપ્રિય (કઠોર) વચનો પણ કહેતો નથી, કદાચ જો કોઈ તરફથી તેને અપ્રિય (કઠોર) વચનો કહેવામા આવે તો પણ તે તેવા સખ્નો સાખી દ્વેષ ન કરતા તેમજ તેના તેવાં અપકૃત્યો પ્રત્યે તિરસ્કાર ન દર્શાવતા ઉલટો તેને ક્ષમા કરી પ્રિય વચનો કહે છે ક્ષમાવાન પુરૂષ કોઈનુ પણ અણહિત તાકતો નથી. ક્ષમા ધારણ કરનાર શાત પ્રકૃતિવાળો થઈ શકે છે આ સ્થૂળ શરીરની રચનાપરથી પણ માલમ પડે છે કે મનુષ્યનો શાતિ છોડી ક્રોધને વશ થાય છે તો તેથી તેની આરોગ્યતાને નુકસાન થાય છે અને કોઈ કોઈ દાખલામા તો મનુષ્યનુ મરણ પણ થઈ જાય છે કે ધરૂપી શત્રુ જે આ સ્થૂળ શરીરની આરોગ્યતામા નુકસાનકારક છે, તે ક્ષમા ધર્મ ગ્રહણ કરવાથી મનુષ્યને બચાવી શકે છે શરીરની આરોગ્યતાથી મનુષ્ય માનસિક, કાયિક

तथा वाचिक धर्मो सहेलथी साधी शके छे वळी क्षमावान पुरुष शांत प्रकृतिवाळो होवाथी तेनी दरेक वृत्ति, धर्म प्रत्ये घणी सारी रीते खीली शके छे अने ते शरीरे नीरोगी थई शके छे कहेवत छे के "शरीरे सुखी ते सुखी सर्व वाते" माटे जो मनुष्य प्राणीए आ स्थूळ शरीरे सुखी रहेवु होय तो क्षमा धर्म धारण करता शीखवु जोइये

---

## समुद्रयानादि प्रायश्चित्त.

८ कोल्हापुरमा दरमासे प्रकट थतु "संस्कृत चन्द्रिका" नामक मासिकमा जणाव्युं छे के थोडा वखतपर मुंबाईमा कोई कपोल ज्ञातना वाणीआमाथी समुद्रमा यात्रा करनारने प्रायश्चित्त आपीने ज्ञातजातना भोजनादि व्यवहारमा सामेल करनार जगद्गुरु द्वारकापीठाधीश्वर श्रीशंकराचार्यजीए स्पष्ट कह्यु छे के विदेश (इंग्लंड वगेरे) यात्रामा कई दोष नथी मुंबाईना वर्तमानपत्र पण एमज प्रतिपादन करे छे केटलाक दिवसपर "श्री व्यंकटेशसमाचारपत्र" मा प्रकट थएली श्रीमान जगद्गुरुनी आपेली ए विषयनी व्यवस्था निर्विवाद ए वातने स्पष्ट करे छे जो के जगद्गुरुचरण सर्व रीते हमने मान्य छे, परंतु लोकस्थितितु उल्लंघन करनार एमना वचन श्रद्धा योग्य थई शकता नथी आ प्रकारनो अयोग्य निर्णय के जे निर्णय जगद्गुरुना संस्थानने दूषित करे छे, तेथी अमारु चित्त खिन्न थाय छे धर्मानुयायी पंडितजनो आ समये श्रीमान् द्वारकापीठना जगद्गुरु उपर गाळोनो वर्षाद वर्षावे छे, के जे वातने अमे सहन करी शकता नथी ए (श्री द्वारकाना शंकराचार्यजीए आपेलो) निर्णय अयोग्यज छे, एम तो निस्संदेह अमे कहीए छीए एटला माटे हाथ जोडीने अमे एनु खंडन करीए छीए आ बाबतमा जे यथार्थ शास्त्रार्थ छे, ते शृंगेरीपीठ (श्री ऋष्यशृंगाश्रम) ना अधिपति परमहंसपरिव्राजकाचार्य श्रीमान् जगद्गुरुए अगाउ प्रगट करेलोज छे ते आ वखते पंडितोने दृग्गोचर थवा माटे जेमनो तेम आ चन्द्रिकामा प्रगट करीए छीए एनु पूरी रीते अवलोकन करी विचारता साफ समजाशे के, प्रायश्चित्त करवा छतां पण विदेशगामी (द्वीपांतर गमन करनार) साथे (खानपानादि) व्यवहारनो निषिद्धज छे

કાંચીપુરીમાં પ્રકટ થતી અમારી સહયોગિની "મંજુ-ભાષિણી" પત્રિકાએ કોઈ દાક્ષિણાત્ય પ્રામાણિક પંડિતનો શાસ્ત્રાર્થ છાપ્યો છે. તે માટે અમે એ સહયોગિનીને હજારો ધન્યવાદ આપીએ છીએ જે કોઈ સંપાદક સિંહે એ લખ્યું છે કે "વર્તમાનપત્રોનો કોલાહલ વ્યર્થજ છે" તેમણે "વ્યંકટેશ્વસમાચાર" મા છપાયલી વ્યવસ્થા આખ ઉઘાડીને વાચવી જોઇએ, એટલુ જ હમે કહીએ છીએ

સહકારિસંપાદક સંસ્કૃતચંદ્રિકા.

---

## વાંચનની અસર.

(મળેલુ.)

આ સૃષ્ટિમાં થતાં દરેક કાર્ય પરત્વે વારંવાર "ભોમીયો" (અનુભવી Guide) શબ્દ વપરાતો અનુભવાય છે. અનુભવ વગર કોઈ પણ કાર્ય સિદ્ધ થઈ શકતુ નથી માટેજ દરેક કાર્ય પછી તે વિદ્યાસંબંધી હો, વ્યાપાર સંબંધી હો, વા કોઇ પણ સંબંધી હો તોપણ તેમા અનુભવી યાને ભોમીયાની જરૂર પડે છે તે ઉપરથી એવા અનુમાન પર અવાય છે કે ભોમીયો એ એક એવુ નામ છે કે જેનુ કામ એવુ ઉપયોગી હોય છે કે તેના વગર મનુષ્યોને પોતાના નવીન કાર્ય પરત્વે જોઈતું જ્ઞાન પ્રાપ્ત થઈ શકતુ નથી જેમ એક સ્થળેથી બીજે સ્થળે ભોમીયો યાને વળાવા વગર સહીસલામત પહોચી શકાતું નથી, તેમ દરેક કાર્ય પાર પડવા માટે પણ તે તે કાર્યના અનુભવી યાને ભોમિયાની જરૂર પડે છે વિદ્યા મેળવવા માટે, વ્યાપાર કરવા માટે અથવા અન્ય કોઈ પણ કાર્ય કરવા માટે તે તે કાય સંબંધી જ્ઞાન ધરાવનાર અનુભવીની દરેક મનુષ્યને જરૂર પડતી હોવાથી, તે મેળવવાનો પ્રયાસ કરતા આપણે સર્વેને જોઇએ છીએ. એટલે એમ તો સિદ્ધ થાય છે કે ભોમિયાની સહાયતા વગર કોઈ પણ કાર્ય સંપૂર્ણ સિદ્ધ થઈ શકતુ નથી. સંગીતમા ગવૈયા રૂપી ભોમિયાની જેમ જરૂર હોય છે, તેમ મનુષ્યને જ્ઞાન મેળવવા માટે વાચનરૂપી ભોમિયાની જરૂર પડે છે. વાચનરૂપી ભોમિયા વગર સૃષ્ટિનુ જ્ઞાન મળવુ અશકય હોવાથી જ્ઞાન મેળવવાની ઇચ્છા રાખનાર દરેક મનુષ્યને વાચનરૂપી ભોમિયાની જરૂર પડે છે. સાધારણ કહેવત છે કે "સોબતે અસર" તેમ જેવા ભોમિ-

થાની સગત કરી હોય તેવુજ તેનાથી ફળ પ્રાપ્ત કરી શકાય છે. વાંચનની સોબતથી મનુષ્યની બુદ્ધિ સારી રીતે ખીલી શકે છે તેમજ મનુષ્ય સારાસારને વિચાર કરી, પોતાનુ શ્રેય શેમા સમાયલુ છે તે જાણી શકે છે વાચનથીજ મનુષ્યના વિચારોમા પણ ફેરફાર કરી શકાય છે તેમજ વાચનજ મનુષ્યની જીંદગીને જરૂરનુ જોઈતું કીમતી લોહી પણ પુરૂ પાડે છે મનુષ્ય જેવુ જ્ઞાન મેળવવા ઇચ્છા ધરાવે જ્ઞાન તે તે વિષયના વાચનથી પ્રાપ્ત કરી શકે છે. તો પણ એટલુ જણાવવાની જરૂર છે કે જ્ઞાન કઈ એકલા વાચનથીજ પ્રાપ્ત નથી, પરંતુ તે મેળવવા માટે બીજી ઘણી ચીજો ઉપર ધ્યાન આપવું જોઇએ છે. કારણકે આસપાસના સંજોગ તથા દુનિયાને અનુભવ મેળવ્યા વગરનું પોપટીયા જ્ઞાન પાણીના પરપોટા પેઠે ક્ષણિક હોવાથી તે કઈ પણ ઉપયોગી થઇ પડતુ નથી. તેટલા માટે જ્ઞાનની સાથે અનુભવ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇયે કારણ કે અનુભવ વગરનુ જ્ઞાન કઇ પણ ઉપયોગમા ન આવતા કેટલીક વાર નુકસાન કર્તા પણ થઈ પડે છે તેથીજ આપણા લોકોમા કહેવત પડી છે કે "ભણ્યા પણ ગણ્યા નહિ" આ સાદી કહેવતને અર્થ એવો તો સ્પષ્ટ છે કે ગમે તેવુ પોપટીઆ જ્ઞાન પ્રાપ્ત કરી મોટમોટી પરીક્ષાઓ પસાર કરવામા નામના ભલે મેળવી હોય, પરંતુ અનુભવ વગરનુ જ્ઞાન એક નીમ હકીમ જેવુ થઈ પડે છે તેટલા માટેજ આ સાદી કહેવત પડી હોય એમ માલમ પડે છે કાચી મતિના મનુષ્યના વિચારો તે જેવું વાચન વાચે તે મુજબ થયા વગર રહેતાં નથી તેથી જેવા પ્રકારનુ વાંચન જે વાચતો હોય, તેવા પ્રકારનુંજ જ્ઞાન તે પ્રાપ્ત કરી શકે છે પછી તેની તેને અસર લાગે છે. મનુષ્યની ખાસીયતની પરીક્ષા પણ ઘણું કરીને તેને પ્રિય લાગતા વાચનપરથી થઈ શકે છે અને તે ઘણે અશે ખરીપણ પડે છે કારણ કે જેની જેવી ખાસીયત હોય તેવુજ વાચન તેને અતિ પ્રિય થઇ પડે છે આધુનિક સમયમા પ્રજાને જે વાચન પુરૂ પાડવામા આવે છે, તે સુખી જીંદગી ભોગવવાના સાધનરૂપ હોતુ નથી, પરંતુ ઈતરને ઉપલબ્ધ સુખ દર્શાવનારૂં હોવાથી છેવટે જેને તે તે સાધનો ઉપલબ્ધ ન થવાથી, તેમને દુઃખકર થઈ પડ્યા વગર રહેતુ નથી. કારણ કે હાલમાં વર્તમાનપત્રો તેમજ ચોપડીઓદ્વારા

પ્રજાને જે વાચન પુરૂ પાડવામાં આવે છે, તે ગમે તે રસ્તે ફક્ત કમાણી કરવાની મતલબનુજ હોય છે, તેથી પ્રજાની મન શકિત બરાબર ખીલવી શકાતી નથી માટે વાંચન પસંદ કરતાં ઘણી સંભાળ લેવાની જરૂર છે માણસાઈ ઉમદા ખવાસ તરફ જે શકિત આપણને દોરી જાય છે, તે શકિત વાચનમાજ સમાયલી છે માટે જો નૈતિક અને ધાર્મિકવૃત્તિઓની વૃદ્ધિ કરવા માટે સદવિચારો, હેતુઓ અને ઉમદા ખ્યાલોથી ભરપૂર વાચન પ્રજાને પુરૂં પાડવામા આવે તો તેથી પ્રજા સુખી જીદગી ગાળ્યા વગર રહે નહિ. ખરૂં જોતા સુધારો, વધારો તથા જ્ઞાન બીજા કોઈ પણ કરતાં વાચન ઉપર વધુ આધાર રાખે છે માટે ઉપર જણાવ્યું તેમ સરસ વાચન પૂરા પાડવા તરફ લેખકોએ દૃષ્ટિ દોડાવવી જોઈયે છે દરેક મનુષ્ય પોતપોતાની ખાસીયતોથી જાણીતુ હોવાથી પોતાને કયુ વાચન લાભદાયી નિવડશે, તે તે સારી પેઠ સમજી શકે છે, તેથી સરસ જીદગી ભોગવવાની સ્થિતિને અનુકુલ થઇ પડે તેવુ વાચન કયુ છે તેનું અનુમાન દરેક વાચનારે પોતેજ કરી લેવુ જોઇયે તો પણ વાચન પસંદ કરતાં પહેલા વાચનથી કેવી અસર થશે તેનો પણ વિચાર કર્યો જોઇયે. વાચનથી મનુષ્યની નૈતિક અને ધાર્મિકવૃત્તિઓ પણ સુધારી શકાય છે હાલના ગડબડીયા સમય તરફ દૃષ્ટિ કરતા એવાં વાચનની અતિ જરૂર હોય એમ માલમ પડે છે માટે નૈતિક અને ધાર્મિક વૃત્તિઓનો જે રીતે વધારો થઈ શકે તેવા લખાણો બહાર પડવાં જોઇયે છે કારણકે નૈતિક તેમજ ધાર્મિક વૃત્તિઓના વધારાની સાથેજ મનુષ્ય સ્વાશ્રય, સ્વકુટુબ, સ્વધર્મ, સ્વઆચાર, સ્વદેશ, સ્વજાતિ અને સ્વભાષા પ્રત્યે મમતા ધરી, પોતાનુ તેમજ અન્યનુ શ્રેય થાય તેવા કાર્યો કરવા તત્પર થઈ શકશે.

વળી વાચન પસંદ કરતાં પહેલાં તેનાં લેખક તરફ પણ ધ્યાન આપવાની જરૂર છે જે વિષયનો જેને અનુભવ ન હોય, તે વિષયમા જે લેખકો માથુ મારે છે, તે કેવળ તે વિદ્યાને ગેર ઈન્સાફ કરે છે, એટલુજ નહિ, પણ પોતે અજાણ્યા માણુસોને અવળે માર્ગે

દોરવનાર થઈ પડે છે માટે દરેક વિષય તે તે બાબતોના અનુભવીઓની કસાયલી કલમે લખાયલા હોય, તેજ વાચન માટે પસંદ કરવા જોઇએ નહિ તર જેનો "આગવો આધળો, તેનું લશ્કર ખાડામાં પડે" એવો કડવો અનુભવ ચાખવો પડે છે આજકાલના કેટલાક લેખકો પોતાનો સ્વાર્થ સાધવા માટે, લોકોને ગમે તેવું વાચન પૂરૂં પાડે છે, માટે તેવા લેખકોના વિચાર તરફ એકદમ ન તણાતાં, તે ઉપર થોડો વિચાર કરી, લેખક સ્વાર્થી છે કે બીન સ્વાર્થી છે? સત્યવક્તા છે કે અસત્યવક્તા છે? તેને પ્રતિપાદ્ય વિષયનો અભ્યાસ કર્યો છે કે "મિયા કે ચાંદેચાદ" કરનારો છે? તેની યથાશક્તિ પરીક્ષા કરતા પણ વાચનારે શીખવું જોઇએ એવા પરીક્ષક ઘરાકો થશે, ત્યારે નિરૂપયોગી, નમાલા લેખોને ઉત્તેજન મળતું અટકશે અને તેથી આપોઆપ તેવા લેખો બંધ પડતા જશે, તથા તેની માઠી અસર થતી પણ અટકશે. વાચન એ વળાવો છે, પરતુ એ વળાવાના સોગમા લૂટારો છે કે ખરો વળાવો છે, તેની પરીક્ષા (ખાત્રી) પ્રથમ કરીને પછી તેની સોબતે પોતાનું ગાડુ હકારાવવુ એટલી સાવધાનીની મુસાફરીની શરૂઆતમા જરૂર છે આ કારણથી આ આર્યાવર્તમાં પ્રાચીનકાળે બ્રાહ્મણો માટે સ્વાધ્યાય (નિત્યપાઠ) મા શ્રુતિ, સ્મૃતિ, તથા ગાધર્વવેદ, ક્ષત્રિયો માટે ધનુર્વેદ તથા મહાભારત રામાયણાદિ, વૈશ્યો માટે આયુર્વેદ તથા ધર્મશાસ્ત્રો, અને શૂદ્રો માટે સ્થાપત્યવેદ ઇતિહાસ તથા શ્રીમદ્‌ભાગવત પુરાણાંતરગત સ્તોત્ર ગખવામા આવતા હતા અર્વાચીન સમયે જે દેશમા વર્ણાશ્રમનો આગ્રહ નથી, તે દેશનુ અનુકરણ કરવાથી નિત્યપાઠમા વતમાન પત્રોનો સ્વાધ્યાય આવ્યો છે, જેથી દરેક વિષયમા સ્વત્વનું અભિમાન ન રહેતા, પરદેશી ભાષા, પરદેશી પોષાક, પરદેશી ખોરાક, અને પરદેશી ધર્મ એમ પરદેશીપર મોહ થવા લાગ્યો છે માટે પ્રથમ સ્વસબંધી વાંચન કરી, પછી પરસબધી, વાચન થાય તો તેથી બેઉની તુલના કરવાને બની શકે અને તેથી ખોટી અસર ન લાગતાં સારી અસર થશે.

---



# શ્રી આર્યધર્મસુધા.

પુસ્તક ૧ લું. સંવત ૧૯૬૨ વૃશ્ચિક માસ. અંક ૧૧ મો.

## સદ્બોધ. (પદ.)

( છંદ ત્રોટક એ તુક આવેલના સવૈયા, રાગ જંગલો સુરપરદો. )

નિજ ધર્મ સુ કર્મ સદા કરજો, બહુ તાપદ પાપ ન આચરજો,
દૃઢ આશ્રય ઈશ્વરનો ધરજો, નહિ તુચ્છપણી ધરવી ગરજો ૧
રહી દૂર કુસંગ થકી ડરજો, ખલવાદ કદાપિ ન આદરજો,
નહિ વેદ વિરૂધ પથે ગરજો, બહુ ગર્ભ વિષે ન ફરી ફરજો ૨
પ્રભુનાપદ દાસ સદા ઠરજો, દૃઢભક્તિ ખરી કરી ઉધરજો,
મુખથી હરિના ગુણ ઉચ્ચરજો, સુખથી ભવસાગરને તરજો ૩
શુભ કીર્તિ સતી વનિતા વરજો, થઈ દીન દયાળ દુખો હરજો,
સ્થિર સંપદ સંપ તણી ભરજો, મનરૂપામૃતોક્તિ ન વીસરજો ૪

(પંડિત શ્રી ગટ્ટુલાલજી)

---

## કર્મેદ્રિય.

મનુષ્ય માત્રને પોતાની ઉન્નતિ કરવાનાં ૧૪ સાધનો પરમાત્માએ આપેલાં છે. તેને ઈંદ્રિય અથવા કરણ (Instruments) કહે છે એ ચૌદમા ૧૦ બાહ્યકરણ અને ૪ અંતઃકરણ છે બાહ્ય કરણમા પણ બે ભેદ છે, તેમા પાંચને કર્મેદ્રિય અને પાંચને જ્ઞાનેંદ્રિય કહે છે બાહ્ય કરણ એ અંતઃકરણને આધીન હોય છે, માટે અંતઃકરણની ઈચ્છાવિના બાહ્ય કરણની સ્વાભાવિક પ્રવૃત્તિ થતી નથી કર્મેદ્રિયથી મનુષ્ય કર્મ કરે છે અને જ્ઞાનેદ્રિયથી જ્ઞાન સંપાદન કરે છે એ કર્મેદ્રિયો નીચે પ્રમાણેની છે —

૧ વાક્, ૨ હાથ, ૩ પગ, ૪ ગુદા, ૫ જનનેંદ્રિય એ પાંચેનો નિત્ય ઉપયોગ હોવાથી, મનુષ્ય અનેક પ્રકારના કર્મો કર્યા જાય છે તે કર્મોમાનાં

જેટલાં કર્મ ધર્મશાસ્ત્રોક્ત રીતિએ કરવામાં આવે, તેટલાથી ચિત્ત શુદ્ધ થાય છે, તેથી તે સત્કર્મ કહેવાય છે અને જે જે કર્મોનો ધર્મશાસ્ત્રે નિષેધ કર્યો છે, તે તે કર્મો કરવાથી ચિત્ત વિશેષ મલીન થતું જાય છે, તેથી તે કર્મોને અસત્કર્મ કે કુત્સિત કર્મ કહે છે, મલીન ચિત્તવાળાની જ્ઞાનેંદ્રિયો પણ યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે અયોગ્ય થાય છે. માટે કર્મેદ્રિયોથી કયા કયાં કામો કરવાં અને ક્યાં કયાં ન કરવા, તેનો નિયમ દરેક મનુષ્યે પોતે જ્ઞાનવિજ્ઞાન પૂર્વક કરી રાખવો જોઇએ. પહેલી કર્મેંદ્રિય વાક્ એટલે વાણી. તે વડે બોલવાનું કાર્ય થઇ શકે છે જેની એ ઇંદ્રિય બરાબર ન હોય, તેનાથી બરાબર બોલી શકાતુ નથી, અને જેની એ ઇંદ્રિય બિલકુલ નકામી થઇ હોય અથવા તો સારી છતાં પણ તેનો જે બિલકુલ ઉપયોગ ન કરે તે મુંગો ગણાય છે, અને હદબહાર ઉપયોગ કરે તે વાચાળ કે વાતુડો ગણાય છે અને જે એનો નિયામત ઉપયોગ કરે છે, તે વાણીનુ તપ કરે છે, એમ જાણવું તેવા વાચિક તપનુ લક્ષણ શ્રી ગીતામા ભગવાને નીચે મુજબ આપ્યું છે —

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ १७, १५ ॥

જે વચન શ્રોતાને સાભળતાં ઉદ્વેગ ન ઉપજે એવું, સાચુ વળી સાંભળનારને ગમે એવુ તથા તે વચનમાં કહ્યા પ્રમાણે તે જો વર્તે તો તેનું હિત થાય એવું જે વાક્ય બોલે તે, તેમજ વેદ વગેરે પોતાના નિત્યપાઠનો અભ્યાસ કરે, તેને વાણીનુ તપ કહે છે એ તપના પણ ગુણે કરીને સાત્ત્વિક, રાજસ અને તામસ એવા ત્રણ ભેદ, તેજ ઠેકાણે ગીતામા

સાત્વિક વૃત્તિથી જે વાણી ઉચ્ચરાય છે, તેથી વક્તા તથા
સુખ મળે છે, રાજસ વૃત્તિથી બેઉને દુ:ખ થાય છે અને

મેળવે છે, પરંતુ નિરંતર તો તે સુખનોજ અનુભવ મેળવે છે, તેમજ દુર ઉપયોગ કરનાર કવચિતજ સુખનો અનુભવ મેળવી શકે છે અને તે આપણી દૃષ્ટિ મર્યાદાની બહાર જોવાજવાની કઇપણ જરૂર નથી હાલના સ્વાર્થી સમય તરફ દૃષ્ટિ કરતા સ્પષ્ટ માલમ પડશે કે તેનો સદ્ઉપયોગ કરનાર ગમે તે સ્થળે માન આબરૂપૂર્વક પોતાનુ કાર્ય સિદ્ધ કરવા સામર્થ્યવાન્ થઈ શકે છે અને દુર્ ઉપયોગ કરનાર ઉલટો તિરસ્કારને પાત્ર થાય છે માટે વાણી તેમજ બીજી કર્મેદ્રિયોનો સદ્ ઉપયોગ કરવા તરફ દરેક આર્ય બાધવે લક્ષ રાખી પોતાની પ્રજાને તે તરફ દોરવી જોઈયે છે અને એજ આર્ય બાંધવોનુ ખરૂ કર્ત્તવ્ય છે વાણી એ ધર્મના લક્ષણનુ એક અંગ ગણાય છે વાક્ શિવાયની બીજી જે ચાર ( હાથ, પગ, ગુદા, ઉપસ્થ ) કર્મેદ્રિયો છે, તે શરીરનાજ મુખ્ય અવયવો છે તે વડે શુ કરવુ તે પણ એજ ગીતામા દર્શાવ્યુ છે —

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥

દેવતા, દ્વિજગુરૂ ( બ્રાહ્મણ ), વિદ્વાન્ એમનુ પૂજન કરવુ, શરીરને સ્વચ્છ રાખવું, સરલતા રાખવી, બ્રહ્મચર્ય પાળવુ અને હિંસા ન કરવી એને શરીર સબધી તપ કહે છે મતલબકે હાથ પગનો ઉપયોગ દેવ, ગુરૂ, વિદ્વાનોને ત્યા જવામાં, ત્યા તેમની સેવાપૂજા કરવામા કરવો એ સાત્વિક ઉપયોગ, બીજા કોઈ પોતાની મતલબનાં કામકાજે જવામા કરવાનો તે રાજસ, અને બીજાને તેથી પીડા થાય, તેવા કર્મોમાં કરવો તે તામસ ઉપયોગ છે. આખા શરીરને પવિત્ર રાખવુ, તેમાં પણ ગુદા અને ઉપસ્થ એ બે ખાસ વિશેષ મલોત્પાદક હોવાથી, તેને વધારે સ્વચ્છ રાખવાં હાથ પગવડે કોઈને આઘાત ન કરવો અને નિરંતર બ્રહ્મચર્ય પાળવુ વળી કર્મેન્દ્રિયોવડે જે કર્મો કરવા, તે સરલતાથી કરવા પોતાના કે પારકાં મનને ઉદ્વેગ થાય, તે રીતે ન કરવા, એજ કર્મેન્દ્રિયનો કર્મયોગ ગણાય છે માટે દ્વિજોએ કર્મેદ્રિય વડે કર્મયોગ સાધી સ્વધર્મનુ પાલન કરવામા તત્પર થવુ જોઇયે કારણ કે સ્વધર્મથીજ શ્રેય સિદ્ધ કરી શકાય છે

---

# દમ.

દમ—એ ધર્મનું ત્રીજુ લક્ષણ છે આગળ જે કર્મેદ્રિયોનું વર્ણન કર્યું છે એ પાંચે કર્મેન્દ્રિયોને સત્કર્મમાં લગાડવી એ તો કર્તવ્ય છે, પરંતુ જેઓથી એ કર્તવ્ય પણ યથાર્થ બજાવી ન શકાતુ હોય, તેમણે તે કર્મેદ્રિયોને કુત્સિતકર્મ કરતા અટકાવવી એને દમ કહે છે દમનુ સ્વરૂપ પદ્મપુરાણમાં નીચે મુજબ કહ્યુ છે.—

कुत्सितात्कर्मणो विप्र यच्च चित्तनिवारणम् ।
स कीर्तितो दमः प्राज्ञैः समस्तैस्तत्त्वदर्शिभि. ॥

હે વિપ્ર (વેદને જાણનાર) વેદમાં જે જે કુત્સિત એટલે નિષિદ્ધ કર્મો કહ્યા છે, તેનાથી જે વડે કરીને ચિત્તનું નિવારણ થાય, તેને સર્વે તત્ત્વદર્શી પંડિતોએ દમ કહ્યો છે. ચિત્ત એ એક અંતઃકરણ છે તે વડે મનુષ્ય વિચાર કરી શકે છે, માટે જે મનુષ્ય કુત્સિતકર્મ ન કરે એટલુંજ નહિ પણ જેના ચિત્તમાં કુત્સિતકર્મ કરવાનો વિચાર પણ ન આવે તેને ખરો દમવાન્ (દાંત) જાણવો અને જે કુત્સિતકર્મો કરે છે, તથા તે કરવાનો ચિત્તથી વિચાર (ચિંતન) કરે છે, તેને ઉદ્ધત જાણવો. મતલબકે ઉદ્ધતાઈ ન રાખવી, પણ કર્મેદ્રિય જો કામ, ક્રોધ કે લોભના આવેશથી કોઈ પ્રકારના કુત્સિત કર્મમાં પ્રવર્ત થવાને ઇચ્છા કરે, તો ત્યાંથી સદ્વિચાર વડે, તેનુ વારણ કરવુ એ દમ જાણવો. એવો દમ ઉદ્ધવજીએ પૂરેપૂરો સિદ્ધ કર્યો હતો દમ એટલે બાહ્યેંદ્રિયને વશ રાખવી એ બાહ્યેંદ્રિયોમાંની પાંચ કર્મેદ્રિય અને બાકીની જ્ઞાનેંદ્રિય કહેવાય છે. બાહ્યેંદ્રિયો અંતઃકરણને સ્વાધીન હોવાથી અંતઃકરણની ઇચ્છા વિના કોઈપણ કાર્ય પરત્વે સ્વતંત્રરીતિએ તે વિચરી શકતી નથી તેટલા માટે મનુષ્યની ખાસ ફરજ છે કે તેણે કોઇ પણ કાર્ય કરવાં પહેલા તેના લાભાલાભનો પોતાના અંતઃકરણમા પ્રથમ વિચાર કરવો જોઈયે છે જેઓ તેવી રીતે વિચાર ન કરતાં એકદમ સાહસ કર્મ કરે છે તેઓને પાછળથી પસ્તાવવુ પડે છે ઉપ ાર કરવાની શક્તિ ચિત્તમા સમાયલી છે. માટે ચિત્તવૃત્તિનો સદ્ ઉપ ગ કરવો જોઈયે. ચિત્તનો સદ્ઉપયોગ કરતા

બુદ્ધિની શુદ્ધિ થઈ શકે છે સદ્બુદ્ધિ વડે સત્કાર્ય કરવાનું અભિમાન બંધાય છે અને મિથ્યાભિમાન છૂટતું જાય છે જો તેમ ન કરવામાં આવ્યું હોય તો પછી મનુષ્ય સારાસાર કંઈપણ સમજી શકતો નથી માટે પ્રથમ બાહ્ય અને આંતર ઇંદ્રિયોની શુદ્ધિ કરવી જોઈયે છે અને એજ દમ ધર્મ સાધવાનો ખરો અને સુગમ રસ્તો છે. જ્યાં અજ્ઞાન દશા હોય છે ત્યાં અંતઃકરણ મલીન વાસનાઓથી ભરપૂર થઇ જાય છે, તેથી કર્મેંદ્રિયોનો યથાવિધિ સત્કર્મોમાં ઉપયોગ થઈ શકતો નથી અને તેમ ન થવાથી છેવટે મનુષ્ય અધોગતિને પ્રાપ્ત થાય છે. માટે એ દશાથી બચવા દમ ધર્મ ધારણ કરવો એ મનુષ્ય માત્રનું ખરૂં કર્તવ્ય છે કેમકે ધૃતિ અને ક્ષમાની પેઠે આ જે દમ છે, તે દૈવી સંપત્તિનો ગુણ છે શ્રીમદ્ ભગવદ્ગીતાના ૧૬ મા અધ્યાયના પ્રારંભમાજ દૈવી સંપત્તિની ગણના કરતા કહ્યું છે કે:—

"दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम्" ॥
"तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥"

---

## દૈનિક ધર્મ શિક્ષણની જરૂર.

આ સૃષ્ટિમાં પરાત્પર પરમાત્માએ ચોર્યાસી લક્ષ યોનિઓ સર્જી છે અને તે તે યોનિવાળા હરેક પ્રાણીઓને તે તે યોનિના ધર્મો કરવા નિર્માણ કરેલાં છે પરંતુ મનુષ્ય પ્રાણીને કંઈક અધિક કરવાનું સૃષ્ટિના નિયામકે નિરમાણ કરેલું હોય એમ માલમ પડે છે કારણ કે અન્ય પ્રાણીઓ કરતા મનુષ્ય પ્રાણીમા વિચારશક્તિ યાને બુદ્ધિતત્વ અધિક આપ્યું છે. મનુષ્ય પ્રાણી અને ઈતર જીવ જંતુ આદિના સ્થૂલ શરીરો, રૂધિર, માંસ, હાડકાં વગેરેની બાબતમા એકસરખાં હોય છે, તેથી આહાર, ભય, મૈથુન અને નિદ્રા ઈતર પ્રાણીઓની માફક મનુષ્ય પ્રાણી પણ એકસરખી રીતે ભોગવી શકે છે આ સર્વનું મૂળ કારણ મનુષ્ય અને ઈતર પ્રાણીઓ પોતપોતાના અગજ્ઞાનને યાને કુદરતી પ્રેરણાને લીધે ઉપર જણાવેલાં આહારાદિ સર્વ કાર્યો કરી શકે છે તો પછી

ઇતર પ્રાણી અને મનુષ્ય પ્રાણીમાં શો ફરક ? એમ સ્વાભાવિક રીતે પ્રશ્ન ઉત્પન્ન થયા વગર રહેજ નહિ. તેમજ સૃષ્ટિના નિયામકે જો મનુષ્ય અને ઇતર પ્રાણીઓને એકસરખાં જ્ઞાનવાળા કરવાની ઇચ્છા રાખી હોત તો, તે મનુષ્ય પ્રાણીને કદી પણ વિચારશક્તિ યાને બુદ્ધિની અધિક બક્ષિસ આપત નહિ પરંતુ પરાત્પર પરમાત્માની ઇચ્છા મનુષ્ય પ્રાણીને બુદ્ધિ યાને વિચારશક્તિ બક્ષવામાં કંઈ ખાસ કારણ હોય એમ માલમ પડ્યા વગર રહેતું નથી મનુષ્ય પ્રાણી બુદ્ધિબળવડેજ સૃષ્ટિપરનાં અન્ય પ્રાણીઓપર સર્વોપરીપણું ભોગવી પોતાની ઇચ્છાનુસાર તે તે પ્રાણીઓને કેળવી ચલાવે છે અને તે આપણે પ્રત્યક્ષ દેખીયે પણ છઈએ એટલે તે સંબધી કંઈ પણ અધિક વિવેચન કરવાની જરૂર નથી વળી મનુષ્ય-પ્રાણી બુદ્ધિબળવડે સૃષ્ટિમા થતી અનેક કુદરતી વસ્તુનું અવલોકન કરી કુદરતી ચીજો ( Natural ) ના જેવી કૃત્રિમ ચીજો ( Artificial ) બનાવી શકે છે, અને તેનો આજે આપણે પ્રત્યક્ષ અનુભવપણ મેળવીએ છઇયે આ બધુ બુદ્ધિ શિવાય અન્યકારણથી કદી પણ થઇ શકે નહિ આ ઉપરથી એટલુ તો સિદ્ધ થઈ શકે છે કે ઇતર પ્રાણીઓ કરતા મનુષ્ય પ્રાણીમાં કંઈક અધિક તત્વ સમાયલુ છે અને તે વિચારશક્તિ તેમજ બુદ્ધિતત્વ તરિકે પ્રસિદ્ધ છે એટલે ઇતર યોનિ કરતાં મનુષ્યયોનિ ચઢિયાતી હોવાથી તે વ્યર્થ જતી અટકાવવા પ્રયત્ન કરવો જોઇએ. કારણકે મનુષ્ય યોનિથીજ જન્મમરણનો ફેરો ટાલવાનુ બની શકે છે. ઇતરયોનિ કરતા મનુષ્યયોનિ મળવી અતિ દુર્લભ છે. તેથીજ શ્રીમદ્ ભાગવતમા કહ્યુ છે કે—

" दुर्लभो मानुषो देहो देहिनां क्षणभंगुर ।
तत्रापि दुर्लभ मन्ये वैकुंठ प्रिय दर्शनम् ॥

અર્થ—આ ક્ષણભંગુરદેહધારી પ્રાણીઓમાં મનુષ્ય દેહ એ અત્યંત દુર્લભ છે, અને તેમા પણ ભગવાનને પ્રિય એવા ભગવદ્ભક્તના દર્શન અત્યંત દુર્લભ છે

હવે મનુષ્ય દેહ જે પૂર્વના સંચિત સત્કર્મોના પરિબળે મળી શકે છે, કે જે દેહ ક્ષણભંગુર છે, તથાપિ તે મોક્ષની પ્રાપ્તિ કરાવી શકે છે,

માટેજ મનુષ્ય દેહ પ્રાપ્ત કરવો અતિ દુર્લભ કહેવાય છે તો પછી ક્ષણભગુર યોનિમા અતિ દુર્લભ દેહ ધારણ કરવાનું ખરૂ પ્રયોજન શું કહેવાય ? મનુષ્ય દેહધારણ કરવાનું ખરૂ સાર્થક પોતાનું શ્રેય સાધવામાજ સમાયલુ છે, કે જેથી મોક્ષ પર્યંતની પ્રાપ્તિ થાય આથી શ્રેય સાધવાની કેટલી બધી આવશ્યકતા છે, તે વાચકવૃંદે આપોઆપ સમજી લેવી શ્રેય સાધવાનો સરળ અને સુગમ રસ્તો ધર્મ શિવાય અન્ય નથી. અને ધર્મ સમજવાને બુદ્ધિરૂપી સાધન કે જે ઈતરયોનિ કરતા મનુષ્ય યોનિમાં અધિક છે તેને ખીલવવાની જરૂર છે કારણ કે બુદ્ધિની ખીલવણીથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, જ્ઞાનથી મોક્ષ કે જે કૈવલ્ય કહેવાય છે તે મેળવી શકાય છે માટે બુદ્ધિની ખીલવણી કરવાની અતિ જરૂર છે. બુદ્ધિ ખીલવવાનો ખરો રસ્તો સદ્‌વિદ્યાજ છે અને તે વિદ્યા સદ્‌ગુરુ પાસે શ્રદ્ધાથી શિક્ષણ લેવાથી મળી શકે છે માટે મનુષ્ય પ્રાણીએ પ્રથમ વિદ્યાભ્યાસ કરતાં શીખવુ જોઈયે છે આજે આર્યાવર્ત જે અધમ દશાને પ્રાપ્ત થયો છે, તેનુ ખરૂ કારણ આર્યપુત્રોની સદ્‌વિદ્યા પ્રત્યેની અરુચી શિવાય બીજુ કઈ પણ નથી વિદ્યાર્થી મનુષ્ય ધર્માધર્મ, સારાસાર, ખરૂ ખોટુ, ઊંચ નીચ વગેરે સમજી શકે છે માટે આર્યપુત્રોને બાલપણથી સદ્‌વિદ્યાનુ દાન મળે એવી ગોઠવણ હોવી જોઇએ હાલમાં આર્યપુત્રોને જે શિક્ષણ આપવામા આવે છે, તે સનાતનધર્મની વિરૂદ્ધ હોવાથી બાલકોની ધર્મ પ્રત્યે અશ્રદ્ધા વધતી જાય છે માટે બાલકોને એવી સરળ રીતે શિક્ષણ આપવુ જોઇએ કે જેથી તેના ચિત્તપર ધર્મના પ્રભાવની સારી અસર થઈ શકે કારણ કે બાલપણમા હૃદયપર સદ્‌ગુણોની છાપ પાડી શકાય છે, તેવી મોટપણે પાડવાને બનતું નથી માટે બાલકોને પ્રથમ ધાર્મીક શિક્ષણ આપવુ જોઇયે છે વ્યવહારિક શિક્ષણની અસર ધાર્મીક શિક્ષણના પ્રભાવે કરીને બાલકપર અતિ ઝડપથી થઇ શકે છે તેમજ ધાર્મિક કેળવણી વગર મનુષ્ય સદ્‌ગુણી બની શકતો નથી વર્તમાન સમયમાં શાળાઓમા અપાતુ શિક્ષણ કેવળ ઉદર નિર્વાહનેજ લાયકનુ હોવાથી, અન્ય ધર્મીઓના સહવાસે, તેમજ સ્વધર્મ શિક્ષણના અભાવે કરીને

બાલકોની સ્વધર્મ પ્રત્યે દિન પરદિન અરૂચી વધતી જવાથી અને વિધર્મીના મતલબી વિચારથી ભ્રમમાં પડી, સ્વધર્મની નિંદા કરતાં શીખે તેમાં શી નવાઇ? બાલકપર ઉચ્ચ વૃત્તિની છાપ પાડવાનું ખરૂ સાધન ધાર્મિક શિક્ષણ શિવાય અન્ય નથી મનુષ્યપણાના ઉત્તમ લક્ષણોમા સદ્ગુણો અને સદ્વૃત્તિઓ છે તે પણ ધાર્મિક શિક્ષણથી અચૂક રીતે ખીલી નીકળે છે. ખરી રીતે જોતા તો વ્યવહારિક શિક્ષણનો મૂળ પાયોજ ધાર્મિક શિક્ષણ ઉપર રચાયલો છે. પરંતુ પેલી જાણીતી કહેવત "લોભે લક્ષણ જાય" એ મુજબ મોટમોટી પરીક્ષાઓ પસાર કરવામાં તથા અનેક તરેહની ડીગ્રીઓ મેળવવાની ઉલટમા આર્યબાધવો, એવાતો મશુગુલ થઇ ગયેલા છે કે તેથી તેઓ પોતાનુ હીતાહિત પણ પારખી શકતા નથી આજે કેળવણી લેતા બાલકોમાના કેટલા સ્વધર્મ ગ્રંથની ભાષા જે સસ્કૃત અથવા દેવવાણીના નામથી ઓળખાય છે તેનો અભ્યાસ કરેછે? જ્યાં જોઈશું ત્યાં, પરસિયન, ફ્રેન્ચ, લેટીન વગેરેના અભ્યાસી નજરે ચઢશે આનું મુખ્ય કારણ માબાપ યા વડીલોનીજ બેદરકારી શિવાય બીજુ કંઇ પણ માલમ પડશે નહિ બાલક ધાર્મિક શિક્ષણથી સ્વધર્મ પ્રત્યે શ્રદ્ધાળુ થઈ શકે છે અને ગમે તેવા અતિ સૂક્ષ્મ સમયે પણ સ્વધર્મનો ત્યાગ કરવા કદી પણ તત્પર થતો નથી, માટે બાલકોને પ્રથમથીજ સ્વધર્મનુ શિક્ષણ આપવું જોઇયે છે.

કેટલોક સમય થયાં આર્યોની સ્વધર્મ તરફની બેદરકારીને લીધે જ્યાં ત્યાં આર્યધર્મ પરત્વે અનેક કુતર્કવાદીઓ તરફથી અનેક તરેહના પ્રહાર થતા જાય છે જોકે વિદ્વાન્ ધર્મગુરૂઓ, પંડિત તથા શાસ્ત્રીઓ તરફથી અતિ વિદ્વતા સાથે સપ્રમાણ તેવાઓને રદીયા આપવામા આવે છે પરંતુ અજ્ઞાન વર્ગ તેવાઓના વાક્ચાતુર્યના પ્રભાવે સંશય સાગરમા આમથી તેમ ઘસડાઇ પોતાના સાથીને પણ યાહોમ ઝંપલાવે છે એ દશામાથી મુક્ત થવાનું ખરૂ સાધન, બાલ્યાવસ્થાથીજ ધાર્મિક શિક્ષણ આપવુ એ છે. અને એ બાબતમા તો આર્યબાધવોએ હાલના સમયે સેંકડો વર્ષોથી સમાગમમા આવેલી ભાઇબંધ મહોમેદન કોમનું ખાસ

આવા સુસ્ત વખતમાં અનુકરણ કરવુ તદ્દન યોગ્ય થઈ પડશે એ ભાઈબ ધ. કોમ બાલક ચારપાચ વર્ષનુ થતાજ સ્વધર્મ પુસ્તક કુરાનનું પ્રથમજ શિક્ષણ આપે છે અને તેનો પૂરાવો આ મ્હોમયી નગરીમાં પણ એ ભાઈબ ધ કોમથી વસાયલા લત્તામાથી પસાર થતા દૃષ્ટિગોચર થયા વગર રહેશે નહિં બાલપણથી સ્વધર્મનું જે શિક્ષણ એ ભાઇબ ધ કોમ સ્વપુત્રોને આપે છે, તેથી તેઓ મોટપણે પણ સ્વધર્મપ્રત્યે કેટલા ચુસ્ત હોય છે તેના દાખલા અવારનવાર આપણે ઘણા જોઇએ તથા સાભળીએ છીએ વળી એ ભાઈબ ધ કોમ ધાર્મિક શિક્ષણના પ્રભાવે કરીનેજ સ્વકોમમા સ પ પણ જાળવી શકી છે તેનો તાજો દાખલો–મુ બાઈમાં ત્રીજા વર્ષના તેઓના મોહરમનો મોજુદ છે માટે આર્ય બાધવોએ સ પ રાખી બાલ્યાવસ્થાથીજ ધાર્મિક શિક્ષણ સ્વપુત્રોને આપવા બાબતમા એ ભાઈબ ધ કોમનો દાખલો ગ્રહણ કરવો જોઈએ, બાલકોને પ્રથમથીજ ધાર્મિક શિક્ષણ આપવાની કેટલી બધી આવશ્યકતા છે, તે અત્રેના નામદાર ગવર્નર લૅાર્ડ લેમીંગટનના નીચલા ઉદ્દ્ગાર પરથી, અમારા વાંચકવૃ દો જાણી શકશે અને અમને પણ આશા છે કે એ નામદારના ઉદ્દ્ગારને આર્યબાધવો સ્વ અ ત કરણ સન્મુખ રાખી તે મુજબ વર્તવા પ્રયત્ન કરશે "અત્રેની બૅામ્બે એજ્યુકેશનલ સોસાયટી" સ્કુલના ફતેહમદ વિદ્યાર્થીઓને ઇનામો વહેચી આપવાનો એક મેળાવડો એ સ્કુલના ભાયખાલા ખાતે આવેલા મકાનમાં તા. ૧૧—૧૨—૧૯૦૫ને દિને કરવામા આવ્યો હતો જેના પ્રમુખસ્થાને નામદાર ગવર્નર લૅાર્ડ લેમીગટન બીરાજ્યા હતા પ્રમુખસ્થાન પરથી એ નામદારે કેટલુક વિવેચન કીધા બાદ જણાવ્યુ હતુ કે "આ ખાતાની ફતેહનો એક વધુ બનાવ ધાર્મિક શિક્ષણને આભારી છે જો ધાર્મિક કેળવણી મળી નહિ હોય તો ગમે તેવી ઉ ચા કેળવણી તેની આગળ પણ ન કામી જેવી છે ધાર્મિક કેળવણીથી નીતિ તેમજ વર્તણુકઉપર ઘણી અસર થાય છે આ ખાતાના જોખમદાર સત્તાવાળાઓએ ધાર્મિક કેળવણી આપવામાંજ પોતાની ફતેહના પાયાનુ મૂળ રોપ્યુ છે. ધર્મ વગર સદ્દ્ગુણી બનાય નહિં જવાન કુમળા મગજોમા ધાર્મિક શિક્ષ-

ણુથી સ્વદેશાભિમાનનો અંશ દાખલ થાય તોજ તેઓ સ્વદેશભક્ત થવા પામે જીદગીના મૂળપાયાનો આધાર ધર્મ ઉપર રહેલો છે. જુવાન વયમાં ધર્મનું શિક્ષણ લીધું હોય તો મોટી વયે પુગતાં તે સારૂ ઉપયોગી થઇ પડે છે ધર્મ સાથે સાદી કેળવણી લીધી હોય તો દરેક માણસ પોતાની જીદગી સ્વતંત્રપણે ગુજારતા અને ખુદ પોતાના ઉપર વિશ્વાસ રાખતાં શીખે " આ નામદાર ગવર્નરના શબ્દો હૃદયપટઉપર ઊંડા કોતરી રાખવા લાયક છે કારણ કે ધર્મ વગર મનુષ્યને સુખાદિ વૈભવો, તેમજ મોક્ષ પ્રાપ્ત થઈ શકતો નથી માટે પ્રાથમિક કેળવણીની અગાઉ યા તો સાથે સાથે પણ બાલકોને ધાર્મિક શિક્ષણ નિત્ય અપાવું જોઈયે છે. જો પાશ્ચાત્ય પદ્ધતિપર ચાલતી ખાનગી કે સરકારી શાળામા ધાર્મિક શિક્ષણ અપાવું અશક્ય જેવું માલમ પડે, તો દરેક ધર્માભિમાનીની ફરજ છે કે એ સંબંધે મજકુર શાળાઓના લાગતા વળગતાઓપર લાગવગ વાપરી બાલકોને ધાર્મિક શિક્ષણ અપાવવા પ્રયત્ન કરવો જોઇયે. યા તો જૈન, મહોમેદન તેમજ યુરોપીયન ભાઇબંધોની માફક સ્વધર્મના રક્ષણાર્થે અલાયદી નિશાળો સ્થાપી બીજી આર્ય બાંધવોએ સ્વધર્મ પ્રત્યેની પોતાની ફરજ અદા કરવી જોઇયે સનાતન રીતિમુજબ જો બાલકને પ્રથમ એમ સમજાવવામા આવે કે સૂર્યોદય સમયસુધી સૂઈ રહેવાથી બળ, બુદ્ધિ અને તેજનો નાશ થાય છે માટે રાત્રીનો પાછલો પહોર કે, જેને બ્રાહ્મમુહૂર્ત કહે છે, તે સમયે પથારીમાથી અવશ્ય ઉઠવું જોઇએ. કારણ કે વૈદકશાસ્ત્રમા પણ કહ્યુ છે કે જે મનુષ્ય બ્રાહ્મમુહૂર્તમા ઉઠે છે તે શરીરે નિરોગી બને છે આથી બાળકને બ્રાહ્મમુહૂર્તમાં ઉઠવાની લાલચ થયા વગર રહે નહિ વળી બ્રાહ્મમુહૂર્તમા ઉઠી વિદ્યાભ્યાસ કરવાથી યાદદાસ્ત શકિત સારી રીતે ખીલવી શકાય છે. માટે બ્રાહ્મમુહૂર્તમાં ઉઠી અવસ્ય વિદ્યાભ્યાસ કરવો જોઇએ, તો બાલક તેમ કરવા વગર રહે નહિ પરંતુ આવું સારૂ શિક્ષણ બાલકોને માતા પિતા તેમજ આધુનિક શિક્ષકો તરફથી ન મળવાથી આર્યાવર્ત્ત આ દશાને પ્રાપ્ત થયો છે, માટે સનાતનધર્મનું પ્રથમ

પગથીઉ જે બ્રાહ્મમુહૂર્ત્તમાં ઉઠી સદ્ગુરૂ પાસે વિદ્યાદાન મેળવવુ જોઈએ તેનુ શિક્ષણ બાળકોને આપવુ એ આર્યપુત્રોનુ પ્રથમ કર્ત્તવ્ય છે, કારણ કે વિદ્યા વગર આ સંસારમાં કઇ પણ કાર્ય મનુષ્યથી સારી રીતે બની શકેજ નહિ માટે સનાતનધર્મના મૂળમાં પ્રથમ વિદ્યાભ્યાસ ગણવામા આવે છે. અને એજ નિયમ આજના વમલચક્રના ફરતા સમયમા આડકત્રી રીતે સ્પષ્ટ માલમ પડે છે આપણે જ્યા જોઈશુ, ત્યાં સવારના પહોરમાં બાળથી વયોવૃદ્ધની નજર "છાપા" મા શી ખબરો આવી છે તે જાણવા તરફ ટીંગાયલી માલમ પડે છે પરતુ "છાપા" ને બદલે ધર્મશિક્ષણના ગ્રથ તરફ દૃષ્ટિ નાખવાની જો કોઈ સૂચના સરખી કરે તો તેને તેવા લોકો કહેશે કે એ તો "પોથીમાના રીંગણા છે" એથી શું વળવાનુ હતું? છાપાથી દેશપરદેશની ખબરો મેળવી લૌકિકકાર્ય સાધી શકાય છે એ ખરૂ પરતુ પારલૌકિક કાર્ય સાધી શકાતું નથી તે માટે તો "ધર્મસબધી" દરરોજનું નાનકડુ પણ વર્તમાનપત્ર નીકળવું જોઇએ તેમાં આજકાલના મતલબી છાપાવાળા, નવી ઉછરતી પ્રજાને ધર્મની બાબતમા વગર સમજે અવળે રસ્તે દોરે છે. તેવા લેખોનુ સપ્રમાણ ખડન થવુ જોઈએ આ રીતે જો બાલપણથીજ સનાતન રીતિએ ધર્મશિક્ષણ આપવામાં આવે તો આર્યપુત્રો સનાતનધર્મના મૂળતત્વો સમજી સૃષ્ટિના આરભથી ચાલતા આવેલા સનાતન ધર્મપ્રત્યે શ્રદ્ધા રાખી, પોતાની ભવિષ્યની જીદગી સારી રીતે ગાળી શકે, તેમજ હવે પછીની પ્રજાને પણ સનાતન ધર્મનું શિક્ષણ યથાવિધિ આપી શકે. માટે આર્યબાંધવોએ સ્વધર્મનું શિક્ષણ પોતે લઈ પોતાના બાલકોને આપવુ જોઈયે કે જેથી બાલક મોટપણે વિદ્વાન્ અને અનુભવી બની ધાર્મિક, વ્યાવહારિક અને સાસારિક કાર્યો સરળતાથી કરી, બીજાને સારી સલાહ આપી સદ્વર્તનમાં વર્તાવી શકે

---

## સનાતનધર્મ મહાસભા, પ્રયાગ.

જે સનાતનધર્મ મહાસભા પ્રયાગમાં થનારી છે, તેના અધિવેશનનો આરભ સ વત્ ૧૯૬૨ ( વ્રજ ) માઘ ( ગૂજરાતી પૌષ ) વદ ૧૧ તા૦ ૨૦ જાનેવારીએ થશે અને માઘ શુદ ૫ તા ૨૬ જાનેવારીએ તેની સમાપ્તિ થશે

જે કાર્ય માટે મહાસભા ભેળી થવાની છે, તેની સિદ્ધિ માટે પ્રથમ ઈશ્વિરારાધન કરવુ યોગ્ય છે, સબબ અધિવેશનના પ્રારભથી ૧૨ દિવસ પૂર્વે પુણ્યજપ પાઠનો આરભ થશે ૧૦૦ બ્રાહ્મણ ગાયત્રીનુ પુરશ્ચરણ કરશે અને ૨૫ બ્રાહ્મણ વેદ, દશોપનિષત્, શ્રીમદ્ભાગવત, રામાયણ આદિ પુણ્યગ્ર થોનુ પારાયણ કરશે

મહાસભાની શરૂઆતને દિવસે એક મોટો હોમ થશે તે પછી સભાપતિની ચૂંટણી થશે અને તે પૂર્વાગ વ્યાખ્યાન કરશે એ પછી એ નક્કી કરવામાં આવશે કે શા શા વિષયોપર મહાસભામા વિચાર કરવો

દરરોજના અધિવેશન માટે સભામાં આવેલા સંપ્રદાયોના આચાર્યો અને બીજા વિદ્વાનો તથા મહાજનોમાથી સભાપતિનુ વરણ કરવામા આવશે

### બીજા દિવસથી કાર્ય આ ક્રમથી થશે.

પ્રાત કાલ ૭ થી ૮ વાગતા સુધી વેદપાઠ અને હોમ થશે ૮ થી ૧૧ સૂધી જુદા જુદા સપ્રદાયોના પૂજનીય આચાર્યો અથવા તેમણે નીમેલા પ્રતિનિધિ શાસ્ત્રીઓનો ઉપદેશ થશે તે પછી દશોપનિષત્ અને ષડ્-દર્શનોપર માનનીય વિદ્વાનોનુ વ્યાખ્યાન થશે

અપરાહ્ણમાં દરરોજ ૨ થી ૬ સૂધી અધિવેશન થયા કરશે તેમાં વધારે વખત સનાતનધર્મની રક્ષા અને તેની ઉન્નતિના ઉપાયોનો વિચાર થશે બાકીના વખતમા આચાર્યો સિવાય પ્રસિદ્ધ પ્રસિદ્ધ ધર્મોપદેશક ધર્મનાં તત્ત્વ, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, ચતુર્વર્ગ સાધન તથા બીજા ધર્મ સ બધી વિષયો કે જે જીવનના દરરોજના કર્તવ્યકર્મ સાથે સબધ રાખે છે—તે ઉપર વ્યાખ્યાન આપશે

રાત્રિના ૮ થી ૧૦ સૂધી ભારતવર્ષના જુદા જુદા પ્રાંતોના પ્રખ્યાત હરિકીર્ત્તક હરિદાસો હરિકીર્ત્તન કરશે

### વ્યાખ્યામાં નીચલા વિષયો પણ રહેશે.

૧ શ્રીશંકરાચાર્યજીનું જીવનચરિત્ર અને અદ્વૈતસિદ્ધાંતની વ્યાખ્યા

૨ શ્રીરામાનુજાચાર્યનુ જીવનચરિત્ર તથા વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્તની વ્યાખ્યા

૩ શ્રીમદ્વલ્લભાચાર્યજીનું જીવનચરિત્ર તથા ભક્તિસૂત્રોપર† વ્યાખ્યાન

૪ શ્રીમધ્વાચાર્યજી અને નિમ્બાર્કાચાર્યજીના જીવનચરિત્રો તથા દ્વૈત સિદ્ધાન્તની વ્યાખ્યા

૫ શ્રીચૈતન્ય મહાપ્રભુનુ જીવનચરિત્ર તથા ભક્તિમાર્ગપર વ્યાખ્યા

૬ બ્રહ્મસૂત્ર તથા ઉપનિષત્

૭ ષડ્દર્શન

૮ હિંદુઓના ભિન્ન ભિન્ન મતો અને સમ્પ્રદાયોની એકતાનુ પ્રદર્શન.

### મહાસભાના વિચારો માટે વિષયો.

મહાસભામાં નીચલા વિષયોપર વિચાર કરવામા આવશે

૧ હિંદુધર્મ માનનારાની સખ્યા અને સમૃદ્ધિ ઘટવાનું કારણ અને તેઓની પડતીને અટકાવવાનો તથા ચઢતીના ઉપાયોનો વિચાર

૨ દરેક શેહેરમા એક ધર્મસભા એવા પ્રયોજનથી સ્થાપવી કે તે દ્વારા (૧) નિયમપૂર્વક સનાતન ધર્મનો ઉપદેશ નિત્ય કરવામા આવે અને (૨) એક બ્રહ્મચર્ય આશ્રમ સ્થાપિત કરવો કે જ્યાં વિદ્યાર્થીઓ વિદ્વાન્ સદાચારી ગુરૂની પાસે રહીને બ્રહ્મચર્યનુ પાલન કરી,

---

† શ્રીમદ્વલ્લભાચાર્યજીનો ભક્તિ માર્ગ છે. એ વાત જગજાહેર છે, પરંતુ તેઓનો "શુદ્ધાદ્વૈત" વેદાન્ત સિદ્ધાન્ત છે, તે વાત વિદ્વાનોને પણ જાણીતી નથી, નહિ તો તેની વ્યાખ્યા પણ આ ટીપમા રાખવામા આવત. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આ સમ્પ્રદાયમા વિદ્યાને અને વિદ્વાનોને ઉત્તેજન ન મળવાથી આ પરિણામ આવ્યુ છે તંત્રી

વિદ્યાભ્યાસ કરે, અને જ્યાં તેમને ધર્મના ઉપદેશ જોડે ધનોપાર્જન માટે ઉપયોગી શિક્ષણ પણ સંસ્કૃત તથા દેશભાષા દ્વારા આપવું.

૩. કોઈ એવો પ્રબંધ કરવો કે જેથી કરીને સનાતન ધર્માનુયાયી પોત પોતાના ધર્મથી અજ્ઞાન અથવા દરિદ્રતાના કારણે બીજા ધર્મમા જતા હોય, તેને તેમ કરતા રોકી શકાય

૪. અનાથ હિંદુ બાલકોને માટે જુદા જુદા પ્રાન્તોમાં મોટા મોટા અનાથાલયો સ્થાપવાં.

૫. શાસ્ત્રીઓની એક સભા એટલામાટે નિયત કરવી કે તે સનાતન ધર્મના સર્વમાન્ય ધર્મગ્રથોમાથી, સનાતન ધર્મનો એક એવો સંગ્રહ કરે, કે જેમાં એવા સિદ્ધાતો અને ધર્મોપદેશો હોય કે જેને સર્વ સંપ્રદાયોના અનુયાયીઓ માનતા હોય, અને જે આલોક તથા પરલોક બેઉના કલ્યાણ સાધનમા હિતકારી હોય. આ અભિપ્રાયને સૂચિત કરવામાટે કેવો સંગ્રહ અભિપ્રેત છે, તે દેખાડવામાટે એક સંગ્રહ કરવામાં આવ્યોછે, અને તેનો જેટલો ભાગ છપાઈ ગયોછે, તે આચાર્યો અને વિદ્વાન્ જનોની સેવામા મોકલવામાં આવ્યો છે અને મહાસભાના સમય સૂધીમાં જેટલો ભાગ તૈયાર થશે, તે સાથે આ સંગ્રહ મહાસભા સન્મુખ રાખવામા આવશે

૬. એક એવી સભા સ્થાપવી કે જે આ પુસ્તકને સંસ્કૃતમા અને તેના અનુવાદ ( ભાષાંતર ) ને ભારતવર્ષની મુખ્ય મુખ્ય ભાષામાં છપાવી પ્રસિદ્ધ કરે

૭. કાશીમાં એક એવુ વિશ્વવિદ્યાલય સ્થાપવું કે જ્યાં ધર્મના ઉપદેશકોને શિક્ષણ મળે અને જ્યાં સંસ્કૃત વિદ્યાના અધ્યયનની ઉન્નતિ કરી શકાય એવી અભિલાષા છે કે આ વિશ્વવિદ્યાલયમાં સર્વ વેદવેદાંગ, અને ઉપવેદોનું શિક્ષણ અપાય અને ઉપવેદમાં પણ વિશેષ કરીને આયુર્વેદનુ તથા સ્થાપત્ય વેદનું કે જેથી દેશમાં શિલ્પ તથા કળાકૌશલ્યની વૃદ્ધિ થાય. એવા વિશ્વવિદ્યાલયનું એક વિવરણ પત્ર તૈયાર કર્યું છે, જે મહાસભા સન્મુખ મૂકવામા આવશે.

૮. એક એવી સભા નિયત કરવી કે જે ઉપર લખેલી બાબતોને સફલ કરવા માટે યત્ન કરે. વિનંતિ છે કે જો કોઈ મહાશયને ઉપર લખેલી બાબતોમાં કંઈ વધારો કે ફેરફાર કરવો ઈષ્ટ હોય તેમણે કૃપા કરી તા ૫ જાનેવારી ૧૯૦૬ ની પૂર્વે પોતાનો વિચાર મંત્રિયોને લખી જણાવવો.

### મહાસભાનો પ્રબંધ.

મહાસભા માટે ત્રિવેણીની પાસે સઉથી સરસ જે સ્થાન મળી શકે એમ હતુ તે લેવામા આવ્યું છે. સભાના અધિવેશન માટે એક માંડવો ૧૫૦ ફુટ લાંબો અને ૧૦૦ ફુટ પહોળો અને એક યજ્ઞશાળા કે જ્યાં ગાયત્રીનું પુરશ્ચરણ પુણ્ય પાઠ અને હોમ થશે, તે બને છે, અને પ્રતિનિધિયોને માટે નિવાસનો પ્રબંધ પણ થઈ રહ્યો છે.

### પ્રતિનિધિઓને રહેવાનું સ્થાન.

જે પ્રતિનિધિ આ સભામાં આવશે, તેમને ઉતારા માટે ઘર, તબુ-ગુંપડાની ગોઠવણ કરી છે તથાપિ સભામાં આવનારા સજ્જનો માટે યોગ્ય પ્રબંધ કરી શકાય તેટલા માટે જણાવવાનુ કે, જે મહાશયો સભામા આવવા ઈચ્છતા હોય, તેઓએ તા ૫ જાનેવારીથી પૂર્વે પોતાના આગમનની સૂચના મંત્રિયોને મોકલવી કેટલાક શેહેરોથી એવી ખબર મળી છે કે એક અથવા અધિક શાસ્ત્રીઓ તેમના પ્રતિનિધિ થઈને સભામા આવશે જેમણે એવી સૂચના આપી નથી, તેવા શેહેરોના સનાતન ધર્માનુયાયી સજ્જનોને સભા પ્રાર્થના કરે છે, કે તેઓ પોતાના ગામ તરફથી ઓછામા ઓછા બે પ્રતિનિધિ કે જેમાનો એક અવશ્ય સંસ્કૃતજ્ઞ વિદ્વાન્ હોય તેમને સભાના કાર્યમાં સહાયતા માટે મોકલી આપે.

### સ્ત્રીઓને રહેવા તથા બેસવાની ગોઠવણ.

આ મહાસભામા ભાગ લેવા આવનાર શાસ્ત્રીઓ તથા અન્ય ગૃહસ્થો કે, જેઓ ત્યાં મહાસભા અને કલ્પવાસ માટે સકુટુંબ આવવ ઈચ્છતા હોય, તેમને એવી પ્રાર્થના છે કે, જો તેમની એવી ઈચ્છા હોય,

કે તેમની ગોઠવણ સભા મારફત કરવામાં આવે, તો તેમણે મંત્રિઓને પોતાના વિચારની સૂચના જલદી મોકલવી. સભાની ગોઠવણ સનાતન ધર્મની મર્યાદાનુસાર થશે અને તે સ્ત્રીઓને માટે પણ, કે જે પડદામાં બેશીને યજ્ઞ જોવાકે ઉપદેશ શ્રવણ કરવા ઇચ્છે, તેમની બેઠકની પણ યોગ્ય ગોઠવણ થશે

### પુરશ્ચરણ અને પુણ્યપાઠ.

જે પંડિત, બ્રહ્મચારી અથવા સદ્‌ગૃહસ્થ ગાયત્રી પુરશ્ચરણમાં બેસવા ઇચ્છતા હોય તેમણે પણ તેવી સૂચના મંત્રિયોને તરત આપવી

યજ્ઞશાળામાં પુરશ્ચરણ માટે ૧૦૦ અને પુણ્યપાઠ માટે ૨૫ બ્રાહ્મણો માટે સ્થાન રાખ્યુ છે આ સજ્જનોએ મકરસંક્રાંતિથી બે દિવસ પૂર્વે પ્રયાગમાં આવવુ જોઈએ. તેમના ઉતારા તથા સીધા સામાનની ગોઠવણ સભા કરશે

### દ્રવ્યની સહાયતા.

એવુ અનુમાન કર્યું છે કે આ સભાના કામમાં આશરે ૩૦,૦૦૦ રૂપીઆનો ખર્ચ થશે, જે સનાતન ધર્માવલંબી સજ્જન આ કાર્યની અથવા તેના કોઈએક અંગની સહાયતાને માટે દ્રવ્ય મોકલવા ઇચ્છે, તેમણે કૃપા કરી સભાના કોશાધ્યક્ષ (ખજાનચી) રાય રામચરણદાસ બહાદુર, મહાજન અને ઓનરરી મેજીસ્ટ્રેટ પ્રયાગના ઉપર મોકલવુ.

ભારતીભવન, પ્રયાગ. } મદનમોહન માલવીય.
મંજ પૌષ વદ ૧૧ સ. ૧૯૬૨ } શ્રીકૃષ્ણ જોશી.
મંત્રી

---

## સમુદ્રયાન પ્રાયશ્ચિત્ત.

આ વિષયમા અમોએ ગૂજરાતી ભાષામા અનેક વિદ્વાનોના અભિપ્રાયો દાખલ કર્યા છે અને હજુ પણ કેટલાક અમારી પાસે તૈયાર છે, તથાપિ સંસ્કૃતમા પણ એ વિષયપર આજ સુધી અનેક શાસ્ત્રાર્થો લખાયલા તૈયાર છે, જેનો એક ફાર્મ ગયા અંકમાં "અબ્ધિયાને નિર્ણય" એ નામથી આપ્યો છે તથા બીજો ફાર્મ આ અંકમાં પણ મૂકીએ છીએ.



# શ્રી આર્યધર્મસુધા.

પુસ્તક ૧ લુ  સંવત ૧૯૬૨ ધનુ માસ  અંક ૧૨ મો.

## પ્રભુ પ્રાર્થના.

( પદ. રાગ ત્રિજોટી. )

કળિકાળ કરાળ ખરાખર જો, વ્રજપાળ કૃપાળ કૃપા કરજો ૧
કરજોડી કહુ મનમા ધરજો, કરજો બહુ જન્મતણા હરજો ૨
નવ કપટ ઝપટ ભવ ખટપટને, હરવા ચટપટ ચિત્ત આદરજો ૩
કહે ગોવર્ધન મનમાહિ ધરી, નિજ ચરણુ હરિ! દુ ખ ઉદ્ધરજો ૪

( પંડિત શ્રી ગટૂલાલજી ).

## વર્ષસ પૂર્તિ.

શ્રીસર્વેશ્વર પરમાત્મા શ્રીકૃષ્ણચન્દ્રની કૃપાકટાક્ષથી આ "આર્યધર્મ સુધા" માસિકનુ પ્રથમ વર્ષ પૂર્ણ થયું છે આ વર્ષમા આ નાનકડા માસિકે પોતાની ફરજ કેવી અને કેટલી બજાવીછે, તે અમારે મોઢે બોલી બતાવવા જેટલી હજી અમારી વાચા ઉઘડી નથી અમારા આ શુભ કાર્યને નિર્વિઘ્ને પાર ઉતારવા અમારા ઉપર કૃપા કરી વેદ-શાસ્ત્રસ પન્ન શાસ્ત્રી જીવરામ લલ્લુભાઇ, વિષ્ણવાચાર્યવર્ય, પ્રાણજીવન હરિહર તથા પ ડિત હરિદત્ત શર્મા, લાલાજી શ્રી નિગૃહગોવર્ધન શર્મા, સુકવિ શાસ્ત્રી જયકૃષ્ણ શર્મા, તેમજ રા રા મણિલાલ કેશવલાલ બી એ. એલ એલ બી તથા રા. રા હિમ્મતલાલ હરિપ્રસાદ વગેરેએ પોતાના લેખ આપી અમારા પોષણમા સહાયતા કરી છે તેઓનો અમે આ પ્રસગે પ્રથમ આભાર માનીયે છીયે

વળી "આર્યધર્મપત્રિકા" ના વ્યવસ્થાપક તરફથી અમારા ઘરાકોને માટે "પત્રિકા" ના જે જે અકો વખતો વખત પૂરા પાડવામા આવ્યાછે, તે માટે તેઓનો, તેમજ વસોનિવાસી મરહુમ કવિ શિવાનદની કવિતા

આ પત્ર માટે મોકલનાર વ્યાસગોવર્ધન, લલ્લુભાઈ તથા બીજા જેણે જેણે આ પત્રના ઉદય માટે તન, મન, ધન કે વચનવડે અનુગ્રહ કર્યો છે, તે તે સર્વે સદ્દગૃહસ્થોનો અમો ઉપકાર માનીયે છીયે વળી અમારા જે જે ઘરાકોએ આ પત્રને આશ્રય આપી પોતાનુ લવાજમ મોકલી આપ્યુ છે, તેઓનો પણ અમારા પર એક પ્રકારનો પાડ થયો છે સૌથી છેવટે આ શુભ કાર્યમા અમારી પ્રવૃત્તિ કરાવનાર સદ્દગૃહસ્થ શેઠ મુરારજી નેણસી દલાલ જેમણે, આ વર્ષમા અમને જેટલી ખોટ આવે તે ભરી આપવાનુ અભિવચન આપેલુ. તે પાર પાડવા માટે તેઓનો અમે અ ત કરણ પૂર્વક મહદ્દુપકાર માનીએ છીએ. આ પત્રના ગ્રાહકોને તેમજ અન્ય ગૃહસ્થોને અમે નમૂનાના અ કો માગે કે વગર માગે વખતો વખત મોકલી કે આપી શકયા છીએ, તે કરવામા મજકુર સદ્દગૃહસ્થના ઉદાર આશ્રયથીજ અમે શક્તિમાન્ થયા હતા હવે પછી આવતા વર્ષ માટે તેજ ગૃહસ્થ અથવા બીજા કોઈ પણ ગૃહસ્થ તરફથી એવી હામી મળેથી નવીન વર્ષનો આરભ કરવાને અમે તૈયાર છીએ. તે અમારી અભિલાષા પરમ કૃપાળુ સર્વેશ્વર સફળ કરો

અમારા પૂરા થતા વર્ષના વિષયોમાના કેટલાક વિષયો જેવા કે નિત્યકર્મ, ધર્મના દશ લક્ષણો, પરમેશ્વર પ્રાપ્તિના વેદોક્ત સાધનો વગેરે અનેક વિષયો આ વર્ષમા અધુરા રહ્યાં છે, તેની પણ પરિપૂર્તિ સહાયતા મળેથી નવીન વર્ષમા કરવાને બની શકશે જો ગ્રાહકોને આ અમારૂ કાર્ય પસદ પડતુ હોય, તો તેમણે પણ અમને અગાઉથી પોતાનુ લવાજમ મોકલી આ શુભ કાર્યમા સહાયતા આપવાની હાલના ડામાડોલ સમય તરફ જોતા અતિ જરૂર છે કારણ કે આ જના જમાનામા પૈસા વગર કોઈ પણ કાર્ય પાર પડી શકતુ નથી જો ઘરાકો તરફની પૂરતી સહાયતા મળે, તો અમારે નવીન વર્ષમાટે કોઈપણ એક ગૃહસ્થને બોજારૂપ થઈ પડવાની જરૂર ન પડે જોકે એવો બોજો પણ સ્વેચ્છાથી ઉપાડવા ધાર્મિક ગૃહસ્થો આપોઆપ ઇશ્વરેચ્છાથી મળી આવેછે, એજ આર્ય લોકોની સ્વધર્મ પ્રત્યેની પ્રીતિનો એક પ્રત્યક્ષ પૂરાવોછે

આધુનિક સમયે ગૂજરાત પ્રાતમાં મુખ્ય કરીને આ મોહમયી નગરીમા "પરદ્વીપગમન" વિષયક ચર્ચા વણિક વર્ગમાં ચર્ચાઈ રહીછે,

તેનુ મૂળ કારણુ વિલાયતગતાઓને આર્યધર્મશાસ્ત્ર, તેમજ રૂઢીથી વિરૂદ્ધ પ્રાયશ્ચિત્ત આપીને શ્રીદ્વારકાના શંકરાચાર્યજીએ પંક્તિપાવન કરવા આજ્ઞા આપી, તે શિવાય અન્ય કંઈપણ નથી આથી વણિક જ્ઞાતોમાં અનેક તરેહના ઝઘડા ઉત્પન્ન થયાં છે આ વિષયમાં અત્રેના પારગી ગૂજરાતી દૈનિક વર્તમાન પત્રકારોએ તો એ શ્રીમાને આપેલા પ્રાયશ્ચિત્તની ખરીખોટી બાજુ તપાસ્યાવગર એક સરખી રીતે એ કાર્ય તરફ લોકોને દોરવવા અતિ પ્રયાસ કરીને સુધારાવાળા આચાર્યજીના જેટલા બની શકયા, તેટલાં વખાણુના લખાણુ કર્યાંછે, ત્યારે ખરી બીના થોડી ઘણી પણ તેના યથાર્થ આકારમા બહાર મૂકવાનુ કામ એક સાપ્તાહિક "ગુજરાતી" પત્રે માત્ર કેટલાક અંશમા કીધુ છે

ધર્મ, એ આ ભવસિંધુમા પડેલા મનુષ્યના આલોક પરલોકના સુખ દુ:ખનુ ખરૂ સાધન તેમજ પરિણામે જન્મ મરણુના ફેરાથી બચાવી પાર ઉતારનારૂ વહાણુ છે ધાર્મિક શિક્ષણુ મેળવ્યા વગર ધર્મ સમજી શકાતો નથી. ધર્મના રહસ્યથી અજ્ઞાનપણુ હોય ત્યાં ધર્માધર્મની તુલના કરવી અશકય થઈ પડેછે આજના વમળ ચક્ર તરફ દૃષ્ટિ કરતા તેવી દશામા વર્તમાનપત્રોપર લોકો વધુને વધુ આધાર રાખતા માલમ પડેછે આવા કારણુથી પણુ આર્ય ધર્મ દર્શક નિષ્પક્ષપાત પત્રની કેટલી બધી જરૂરછે, તેનો નિર્ણય વાચકવર્ગે કરવો જોઈયેછે

શ્રી દ્વારિકાના શંકરાચાર્યજીએ આપેલા પ્રાયશ્ચિત્ત સંબંધે આર્યાવર્તના વિદ્વાનો શો અભિપ્રાય ધરાવે છે, તે પૂરે પૂરૂ પ્રગટ કરવાનું અત્રેના કોઈપણુ પત્રે દુરુસ્ત ધાર્યું નહિ, ત્યારે એ સંબંધના શાસ્ત્રીય અભિપ્રાયો પૂરેપૂરા પ્રકટ કરવાનું કામપણુ આ નાનકડા ચોપાનિયાને ધર્મના કારણુથી સ્વીકારવુ પડયુછે, તે પણુ હજુ અધુરૂજ છે આ વિષયમાં શ્રીશાકર, શ્રીવલ્લભ, શ્રીરામનુજ વા કોઈપણુ સનાતન ધર્મ માનનારા સાંપ્રદાયિક વિદ્વાનોના અભિપ્રાય જેમ બની શકે તેમ મેળવી અમારા સુજ્ઞ વાચક વૃંદો સમક્ષ અમો રજુ કર્યા બાદ, જો પ્રસંગ આવશે તો અમારી પ્રતિજ્ઞાનુસાર અમારા વિચાર પણુ દર્શાવીશુ. વર્ષ સમાપ્તિ સમયમા મંગળમાટે સર્વ સુજનોને કર્તવ્યોપદેશપૂર્વક સર્વાંશા સંપૂરક દીનદયાળુ પરમેશ્વરની જે મહાત્માના સ્મરણુથે આ પત્ર પ્રકટ થયુ છે, તેઓનાજ વચનો વડે, પ્રેમપૂર્વક પ્રાર્થના કરી આ લેખ પૂર્ણુ કરીએ છીએ.

### શાર્દૂલવિક્રીડિત

વિદ્યા ધર્મ વધારજો જન મને, સિદ્ધાંત નિર્ધારજો ।
જીવોદ્ધાર વિચારજો જગવિભો ! સદ્ભક્તિ વિસ્તારજો, ॥
શુદ્ધગ્રંથ પ્રસારજો કરિ કૃપા, આત્મીય[1] સંભારજો, ।
દોષો દૂર નિવારજો સુજનને, સંસારથી તારજો ॥ ૧ ॥

(પંડિત શ્રીગટૂલાલજી)

---

## ચર્ચાપત્ર.

### પરદેશગમન અને પરદ્વીપગમન.

"શ્રી આર્યધર્મસુધા" ના અધિપતિ સાહેબ જોગ

પ્રિય ભાઈ ! અમદાવાદ જે કે ગુજરાતમા રાજનગર ગણાય છે, ત્યાં આપણા વણિક ભાઈઓએ એક "વૈશ્યસભા" સારા હેતુથી સ્થાપી છે તે સભા તરફથી વણિકપુત્રો માટે "ભોજનગૃહ," અનાથાલય તથા વિદ્યાર્થીને ઉત્તેજનાદિ ઉત્તમ કામોનો આરભ થયો છે, પરતુ તે સભા તરફથી એક "વૈશ્યપત્રિકા" નામે માસિકપત્ર ચાલે છે જેનુ આધિપત્ય હાલ વકીલ હરિલાલ નાથાભાઈ પારેખ, બી. એ. એલ. એલ. બી. નામના એક ગૃહસ્થને સોપાયુ છે આ ભાઈમા આર્યધર્મશાસ્ત્રના જ્ઞાનનો અથવા તો તે ઉપરની શ્રદ્ધાનો અભાવ હોવાથી એ પત્રમાં ધર્મ સબધી એવા લેખો જાણે કે અજાણે દાખલ કરવામા આવે છે કે જેથી અજ્ઞાનવર્ગ સ્વધર્મ તજી અવળે માર્ગે દોરવાઈ જાય, એટલુજ નહિ પણ તે સબધમા કોઈ કઈ ખરો ખુલાસો મોકલે, તો તે પણ નહિ દાખલ કરવાનો દુરાગ્રહ વ્યવસ્થાપકોએ ધર્યો હોય એમ લાગે છે. દાખલા તરીકે મારા તરફથી પ્રગટ થતી "આર્યધર્મપત્રિકા" (કે જેના અકો આપના માસિક સાથે પણ વહેંચાય છે) ના લેખ સબધે પ્રોફેસર બાલકૃષ્ણ પીતાંબરદાસે લખેલી એક અઘટિત ટીકા એ માસિકમા પ્રસિદ્ધ કરી છે, પરતુ તેનો મેં લખેલો ખુલાસો ફરી ફરી સૂચના કરવા છતાં હજી સૂધી પ્રગટ કર્યો નથી. તે મારો ખુલાસાની એક નકલ આ સાથે મોકલુ છુ

---

[1] પોતાના જનો

અને આશા રાખુ છુ કે તે લખાણ છતા આપ તેને અક્ષરશ પ્રકટ કરવા કૃપા કરશો.

લી૰ શુભેચ્છક વિ. રા. દલાલ.

મેહેરબાન "વૈશ્યપત્રિકા" માસિકના અધિપતિ સાહેબ જોગ,

મુ૰ અમદાવાદ

જયગોપાળ પૂર્વક વિનંતિ જે આજકાલ ધર્મશાસ્ત્રનુ વાચન, શ્રવણ, મનન અને નિદિધ્યાસન એ આપણા આર્યોના નિત્યનેમમાથી મોટે ભાગે નષ્ટ થયા છે અને તેને સ્થાને વર્તમાનપત્રોનુ વાચન, ઇત્યાદિ નિત્યનિયમમા આવી પડ્યા છે વળી ગૂજરાતી ભાષામા નિત્ય નીકળતાં વર્તમાનપત્રના પ્રવર્તકોનો મોટો ભાગ પારસીભાઈઓનો હોવાથી, તેઓ ને આર્યધર્મશાસ્ત્રના માર્મિક અને ધાર્મિક સિદ્ધાન્તોનુ યથાર્થ જ્ઞાન ન હોય એમા નવાઈ નથી વળી તેમણે સસ્કૃતમા લખાયલા ધર્મશાસ્ત્રના ગ્રથોનો અભ્યાસ પણ નહિ કરેલો હોવાથી, તેમા વપરાતા સસ્કૃત શબ્દોની પરિભાષા કે પરિપાઠીની પણ તેઓને સમજણ ન હોવાથી, તેવા પત્રકારો ગમે તેવા સંસ્કૃત શબ્દને, તેના શુદ્ધ અર્થમા ન વાપરતા, ગમે તે અર્થમા વાપરી, અર્થનો અનર્થ કરે એ સભવિત છે તેવા પત્રોના નિરતર વાચનથી, તેમજ તેવા લેખકોના સમાગમમા આવવાથી એમાલુમ "સોબતની અસર" લાગી પરિણામે સસ્કૃત તથા ગૂજરાતી ભાષાનો શબ્દપ્રયોગ સુધરવાને બદલે બગડવા લાગ્યો છે દાખલા તરીકે હાલ ચર્ચાતા "પરદેશગમન" શબ્દની વર્તમાનપત્રોએ કરેલી દુર્દશા દેખો "પરદેશગમન" એ શબ્દ "દ્વીપાન્તરગમન" નો પર્યાય (સમાન અર્થવાચક) શબ્દ હોય, તેમ બેધડક પારસી પત્રકારો ગૂજરાતીમા પ્રયોગ કરવા લાગ્યા અને તેનુ અવિચારી અનુકરણ ગુજરાતી લેખકો પણ કરવા મડી પડ્યા છે, એટલુજ નહિ પણ આપની પત્રિકામા પણ તેવીજ રીતે શબ્દોનો અપપ્રયોગ થવા લાગ્યો છે બીજા સાધારણ અજ્ઞાન જનો ગમે તેમ શબ્દપ્રયોગ કરે તે દરગુજર થઈ શકે, પરતુ પ્રોફેસરની પદવીએ પહોચેલા લેખકો સ્વભાષાના શબ્દોનો ખરો અર્થ તથા પ્રયોગ ન જાણે, એથી વિશેષ દેશનુ દુર્દૈવ તે કેવુ હોય ?

આપની પત્રિકાના ગયા-ભાદ્રપદ-માસના અકમા પ્રોફેસર બાળકૃષ્ણ પીતામ્બરદાસની સહીનો "પરદેશગમન" એ મથાળા હેઠળ જે લેખ

પ્રકટ થયો છે, તેમાં પણ એ પ્રોફેસર સાહેબે હાલ વણિક વર્ગમાં ચર્ચાતી "દ્વીપાન્તરગમન" ની બાબતનોજ યથેચ્છ ઊહાપોહ કીધો છે અને તેમ કરવા જતાં વચમાં પ્રાસંગિક "આર્યધર્મપત્રિકા" ઉપર પણ કેટલીક ખોટી ટીકા કરવામાં આવી છે એ પ્રોફેસર ધર્મશાસ્ત્રના છે કે અર્થશાસ્ત્રના ? તે તો તેઓ જાણે, પરંતુ પીતામ્બરદાસના પુત્ર હોવાથી આપણા વણિક વર્ગના હોય એમ અનુમાન થઈ શકે છે, માટે સ્વધર્મ જાણવાની ખાતર પણ તેમણે ધર્મશાસ્ત્રનો અભ્યાસ કર્યો હોવો જોઈએ. અને તેને આધારે તેઓ પોતાની ઇચ્છા મુજબનું પરંપરાદોષભગ વિનાનું એકાદ નવું આર્યશાસ્ત્ર બનાવી બહાર પાડશે, તો તેથી લોકોને ઘણું નવું જાણવાનું મળી આવશે તથા તેમના હાથ નીચે ભણતા નવા વિદ્યાર્થીઓને પણ તે પઠણપાઠણમાં ઉપયોગી થઈ પડશે.

આ "પરદેશગમન" ના મથાળા હેઠળ અગાઉ પણ આપની પત્રિકામાં એક લેખ આપે લખ્યો છે, કે જેમાં શ્રીમદ્વલ્લભાચાર્યજી વિરચિત "સિદ્ધાન્ત રહસ્ય" નો અયોગ્ય અને અસ્થાને ઉપયોગ કરવામાં આવ્યો છે જે સબંધમાં એક લેખ મેં રાવબહાદુર લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસજી મારફત આપની પત્રિકામાં દાખલ થવા માટે મોકલ્યો હતો, પરંતુ તેઓએ તે અદ્યાપિ આપને પહોંચાડયો હોય એમ લાગતું નથી, તેથી આ લેખને બારોબાર આપ તરફ મોકલું છું અને ઈન્સાફની ખાતર એને આપના આવતા અંકમાં પ્રકટ કરવા કૃપા કરશો.

આપને યાદ હશે કે અમદાવાદમાં જમેલા મહાજનની પાટ ઉપર જે સભા થઈ હતી, તેમાં મારા વિચાર દર્શાવતાં મેં સ્પષ્ટ જણાવ્યું હતું કે આપણે વૈશ્યો છીએ કૃષિ, ગોરક્ષા અને વાણિજ્ય એ ત્રણ વૈશ્યોના સ્વાભાવિક કર્મો આજીવિકાર્થ શાસ્ત્રે કહ્યાં છે તેમાનું ત્રીજું જે વાણિજ્ય તે પરદેશગમનવિના થઈ શકે તેમ નથી, માટે વૈશ્યોને માટે પરદેશગમનનો નિષેધ ધર્મશાસ્ત્રે કર્યો નથી, અને તેવું વચન શાસ્ત્રમાં મળવાનો સંભવ પણ નથી હાલ જે ચર્ચા ઉઠી છે, તે પરદેશગમનની નથી, પરંતુ આપણા કેટલાક ભાઈઓ "પરદેશગમન" ને નામે "પરદ્વીપગમન" ની અને કોઈ કોઈ "આમિષ ભોજ્ય" ના ભેદકને આગળી કરી, ગમે તેવા અન્ત્યજના હાથની રાંધેલી રસોઈ જમવાની પણ નિરંકુશિત છૂટ લેવા ચાહે છે, કે જેવી છૂટ હજી ગુજરાતના વાણિક વર્ગને મળેલી નથી વળી દેશ, કાળ અને પાત્રનો વિચાર કરીએ ત્યારે

તો એ " દ્વીપાન્તરગમન " ની બાબત એકલા ગૂજરાતની નથી, પરતુ આખા આર્યાવર્તને લગતી છે આજકાલની નથી પણ, પણ ચીરકાલની ચાલે છે, અને એકલા વણિકની નથી પરતુ ત્રૈવર્ણિક દ્વિજોના આખા સમૂહને લગતી છે. અને તેનો નિર્ણય પણ વખતો વખત ધર્મશાસ્ત્રજ્ઞ શિષ્ટ વિદ્વાનોએ કરેલો તૈયાર છે.

ધર્મના સાધારણ અને વિશેષ બે ભેદ હોય છે સાધારણ ધર્મમાં દેશ, કાળ, અને પાત્રના ભેદથી વિશેષ ફેરફાર થતો નથી, અને વિશેષ ધર્મમા દેશ, કાલ અને પાત્ર પ્રમાણે ફેરફાર થાય છે અને થવો જોઇએ પર દ્વીપગમન એ દ્વિજોનો સાધારણ ધર્મ છે કે વિશેષ ધર્મ છે, તેનો વિચાર પ્રોફેસર સાહેબે કીધો હોય એમ લાગતું નથી ધર્મની ગતિ અતિ સૂક્ષ્મ હોય છે, તેમા સ્થૂલ બુદ્ધિ ઉપગત શાસ્ત્રના વચનોની સમજ તથા તે ઉપર શ્રદ્ધા એ બેની મુખ્ય અગત્ય છે. વર્તમાનસમયે ધર્મશાસ્ત્રના શિક્ષણ ( પઠણપાઠણ ) ના અભાવે આપણું ધર્મજ્ઞાન ઘટ્યુ છે અને ધર્માચાર્યોમાં પણ ધર્માચરણનો જોઇએ તેવો આગ્રહ ન જણાવાથી ધર્મશ્રદ્ધા પણ ક્ષીણ થઈ છે, માટે જ્યા સૂધી યોગ્ય આચાર્યોદ્વારા સ્વધર્મનો યથાર્થ ઉપદેશ બાળપણથી મળવાની ગોઠવણ નહિ થાય ત્યા સૂધી આવો ઘોટાળો અને તેના પરિણામે અધર્મનો તથા કુસપનો વ ધારો થઈ, આપણી હાલની અવનતિમા ઉમેરો થવાનો વિશેષ સભવ છે.

દેશ, કાલ અને પાત્ર ત્રણેને અનુસરીને વિશેષ ધર્મમા ફેરફાર થાય છે, થવાજ જોઇએ અને થતાજ રહેશે પરતુ આપણા કરતા ઘણાજ ડાહ્યા અને દીર્ઘદૃષ્ટિવાળા આપણા આર્યશાસ્ત્રકર્તાઓએ તેનો યોગ્ય નિર્ણય યોગવિદ્યાના પ્રભાવે દિવ્યદૃષ્ટિથી અગાઉથીજ કરી રાખ્યો છે. ધર્મશાસ્ત્રનો પહેલો ગ્રથ જે મનુસ્મૃતિ તેમાં પણ નીચે મુજબ જુદા જુદા દેશો એક આર્યાવર્તની અદર દર્શાવ્યા છે.

सरस्वती दृषद्वत्योर्देवनद्योर्यदन्तरम् ।
तं देवनिर्मितं देश ब्रह्मावर्त्तं प्रचक्षते ॥ १७ ॥
तस्मिन्देशे य आचार पारपर्यक्रमागत. ।
वर्णानां सान्तरालानां स सदाचार उच्यते ॥ १८ ॥
कुरुक्षेत्र च मत्स्याश्च पञ्चाला शूरसेनका ।
एष ब्रह्मर्षि देशो वै ब्रह्मावर्त्तादनन्तर ॥ १९ ॥

एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः ।
स्वं स्वं चरित्रं शिक्षेरन्पृथिव्यां सर्वमानवाः ॥ २० ॥

हिमवद्विन्ध्ययोर्मध्ये यत्प्राग्विनशनादपि ।
प्रत्यगेव प्रयागाच्च मध्यदेशः प्रकीर्तितः ॥ २१ ॥

आ समुद्रात्तु वै पूर्वादा समुद्रात्तु पश्चिमात् ।
तयोरेवान्तरं गिर्योरार्यावर्तं विदुर्बुधाः ॥ २२ ॥

कृष्णसारस्तु चरति मृगो यत्र स्वभावतः ।
स ज्ञेयो यज्ञियो देशो म्लेच्छदेशस्त्वतः परः ॥ २३ ॥

एतान् द्विजातयो देशान्संश्रयेरन्प्रयत्नतः ।
शूद्रस्तु यस्मिन्कस्मिन्वा निवसेद्वृत्तिकर्शितः ॥ २४ ॥

સરસ્વતી અને દૃષદ્વતી એ દેવનદીઓની વચેનો પ્રદેશ, તે બ્રહ્મદેવ-નિર્મિત દેશ હોવાથી તેને બ્રહ્માવર્ત કહે છે તે દેશમાં વર્ણોનો તથા આશ્રમોનો જે પરંપરાગત આચાર તેને સદાચાર કહે છે કુરુક્ષેત્ર, મત્સ્યો, પાંચાલ ( કનોજ વગેરે ), શૂરસેન ( મથુરા ) એ બ્રહ્મર્ષિદેશ છે, તે બ્રહ્માવર્તથી કંઈક ઉતરતા છે એ દેશમાં જન્મેલ અગ્ર જન્મના ( બ્રાહ્મણો ) થી પૃથ્વી ઉપરના સર્વે મનુષ્યોએ પોતપોતાનાં ચરિત્ર ( આચાર ) શીખવા ઉત્તરમાં હિમાલય અને દક્ષિણમાં વિંધ્યાચલ એ બે પર્વતોની વચેનો પ્રદેશ તથા વિનશન ( સરસ્વતી નદી ગુપ્ત થવાનો પ્રદેશ ) થી પૂર્વનો અને પ્રયાગથી પશ્ચિમનો જે દેશ તેને મધ્ય-દેશ કહે છે વળી પૂર્વ અને પશ્ચિમમાં સાગર સુધી, ઉત્તરમાં હિમાલય અને દક્ષિણમાં વિંધ્યાચળની વચેના પ્રદેશને પંડિતો આર્યાવર્ત જાણે છે જ્યાં કૃષ્ણસાર મૃગો સ્વભાવિકરીતે ફરે ચરે છે, તેને યજ્ઞ કરવા લાયક દેશ જાણવો અને તેથી અન્ય દેશ ( એટલે જે દેશમાં હરણ, ગાય વગેરેનો વધ એટલે પશુહિંસા થતી હોય ) તે મ્લેચ્છ ( યજ્ઞ માટે અયોગ્ય ) દેશ છે આ આર્યાવર્તની સરહદના દેશોમાં દ્વિજાતીઓ ( બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્યો ) એ પ્રયત્નપૂર્વક સારો આશ્રય લેવો અર્થાત ત્યાંજ રહીને એ વસવું અને યજ્ઞયાગાદિ કર્મો કરવાં શૂદ્રે તો આજીવિકાને અર્થે ગમે તે દેશમાં જઈ નિવાસ કરવો

( મનુસ્મૃતિ અધ્યાય બીજો. )

ઉપલાં વચનોથી સાફ જણાશે કે પાંચાલ દેશનો દ્વિજ જો શૂરસેન દેશમાં જાય, અને મત્સ્યદેશનો કુરૂક્ષેત્રમા જાય, તો તેણે પણ "પર દેશગમન" કર્યું કહેવાય અને તેમ કરવાનો નિષેધ શાસ્ત્રમાં કયા છે? પ્રત્યુત ચારે વર્ણને ચારે દિશામા આવેલા ચારે ધામની યાત્રા વિહિત દેખાય છે હાલ જે ચચા ચાલે છે, તે તો "વિલાયત ગમન" ની એટલે "દ્વીપાન્તરગમન" ની છે અને તે પણ દ્વિજો (બ્રાહ્મણ, ક્ષત્રીય, વેશ્યો) ને લગતી છે શૂદ્ર માટેની નથી

હવે મજકુર પ્રોફેસરના વિચાર મુજબ તો હાલના બધા વાણીઆઓ વૈશ્ય નથી, અને તેઓની દ્વિજમાં ગણતરી થતી નથી, પણ શૂદ્ર છે, મારા વિચાર મુજબ તથા શાસ્ત્ર અને ઇતિહાસ સિદ્ધ પર પરા પ્રમાણે વાણીઆ મૂળ વૈશ્યો છે ગૂજરાત શિવાયના આર્યાવર્તમા આપણા સજાતિ વણિકોને આજે પણ સ સ્કાર થાય છે ગૂજરાતી (વૈશ્યો) હાલ વ્રાત્ય થયા છે, તેનુ કારણ જૈન રાજાઓ ગૂજરાતમા થયા તે છે સને ૧૮૯૭મા ભાવનગરના કેટલાક વાણીઆઓએ ગોસ્વામિશ્રી જીવનલાલજી મહારાજને હાથે વ્રાત્યસ સ્કાર કરીને ઉપવીત લીધા છે આપના અમદાવાદમા પણ કેટલાક વણિકોએ યજ્ઞોપવીત લીધા છે મુમ્બઈમાં લાડવણિક જ્ઞાતિના અગ્રેસર શેઠ નગીનદાન દુર્લભદાસે તથા મોઢવણિક અગ્રેસર શેઠ દેવકરણ નાનજીએ યજ્ઞોપવિત લીધા છે. આ ઉપરથી સાફ જણાય છે કે વણિકો મૂળ વૈશ્યોછે હાલના વૈશ્યો વ્રાત્ય છે, શૂદ્ર તો નથી જેઓ મજકુર પ્રોફેસરની પેઠે પોતાને જન્મથીજ શૂદ્ર માનતા હોય, તેમને માટે કોઈ પણ દ્વીપમાં જવાને ધર્મશાસ્રથી બાધ નડશે નહિ વળી સુધારાવાળા શ્રીશ કરાચાર્યજીએ પણ (મુ બાઈના) કપોળને જે પ્રાયશ્ચિત્ત લખી આપ્યુ છે તે પણ તેઓને દ્વિજ ગણીને આપ્યુ છે. શૂદ્ર ગણીને આપ્યુ નથી. એટલુજ નહિ પણ વાણીઆઓને માટેજ પ્રકટ થતી આ આપની પત્રિકાનુ નામ "વૈશ્યપત્રિકા" અને તેના પ્રવર્તક વણિક સ ઉઝનુ નામ "વૈશ્યસભા" રાખ્યુ છે, તે પણ મજકુર પ્રોફેસર સાહેબના વિચારથી જોઇએ તો તદ્દન, અયોગ્ય લાગશે તેમના વિચાર ખરા હોય તો આપની પત્રિકાનુ નામ "વણિક્ પત્રિકા" અથવા "શૂદ્રપત્રિકા" અને સભાનુ નામ વણિક્ સભા" અથવા "શૂદ્રસભા" રાખવુ જોઈએ વળી એ પ્રોફેસર સમજે છે, તેમ જાતિભેદ એકલા કર્મથી થએલો નથી, પર તુ ગુણકર્મ બેઉને લઇને ભગવાને ચારે વર્ણો ઉત્પન્ન કરી છે તેમા જે ગુણ હોય છે, તે

एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः ।
स्वं स्वं चरित्रं शिक्षेरन्पृथिव्यां सर्वमानवाः ॥ २० ॥
हिमवद्विन्ध्ययोर्मध्ये यत्प्राग्विनशनादपि ।
प्रत्यगेव प्रयागाच्च मध्यदेशः प्रकीर्तितः ॥ २१ ॥
आ समुद्रात्तु वै पूर्वादा समुद्रात्तु पश्चिमात् ।
तयोरेवान्तरं गिर्योरार्यावर्तं विदुर्बुधाः ॥ २२ ॥
कृष्णसारस्तु चरति मृगो यत्र स्वभावतः ।
स ज्ञेयो यज्ञियो देशो म्लेच्छदेशस्त्वतः परः ॥ २३ ॥
एतान् द्विजातयो देशान्संश्रयेरन्प्रयत्नतः ।
शूद्रस्तु यस्मिन्कस्मिन्वा निवसेद्वृत्तिकर्शितः ॥ २४ ॥

સરસ્વતી અને દૃષદ્વતી એ દેવનદીઓની વચેનો પ્રદેશ, તે બ્રહ્મદેવનિર્મિત દેશ હોવાથી તેને બ્રહ્માવર્ત કહે છે તે દેશમાં વર્ણોનો તથા આશ્રમોનો જે પરંપરાગત આચાર તેને સદાચાર કહે છે. કુરૂક્ષેત્ર, મત્સ્યો, પાંચાલ (કનોજ વગેરે), શૂરસેન (મથુરા) એ બ્રહ્મર્ષિદેશ છે, તે બ્રહ્માવર્તથી કંઈક ઉતરતા છે એ દેશમાં જન્મેલ અગ્ર જન્મના (બ્રાહ્મણો) થી પૃથ્વી ઉપરના સર્વે મનુષ્યોએ પોતપોતાનાં ચરિત્ર (આચાર) શીખવા ઉત્તરમાં હિમાલય અને દક્ષિણમાં વિંધ્યાચલ એ બે પર્વતોની વચેનો પ્રદેશ તથા વિનશન (સરસ્વતી નદી ગુપ્ત થવાનો પ્રદેશ) થી પૂર્વનો અને પ્રયાગથી પશ્ચિમનો જે દેશ તેને મધ્યદેશ કહે છે વળી પૂર્વ અને પશ્ચિમમાં સાગર સુધી, ઉત્તરમાં હિમાલય અને દક્ષિણમાં વિંધ્યાચળની વચેના પ્રદેશને પંડિતો આર્યાવર્ત જાણે છે જ્યાં કૃષ્ણસાર મૃગો સ્વભાવિકરીતે ફરે ચરે છે, તેને યજ્ઞ કરવા લાયક દેશ જાણવો. અને તેથી અન્ય દેશ (એટલે જે દેશમાં હરણ, ગાય વગેરેનો વધ એટલે પશુહિંસા થતી હોય) તે મ્લેચ્છ (યજ્ઞ માટે અયોગ્ય) દેશ છે આ આર્યાવર્તની અંદરના દેશોમાં દ્વિજાતીઓ (બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્યો) એ પ્રયત્નપૂર્વક સારો આશ્રય લેવો અર્થાત્ ત્યાંજ દ્વિજે એ વસવું અને યજ્ઞયાગાદિ કર્મો કરવા શૂદ્રે તો આજીવિકાને અર્થે ગમે તે દેશમાં જઈ નિવાસ કરવો.

(મનુસ્મૃતિ અધ્યાય બીજો.)

બનાવેલું કે લખેલું નથી પરંતુ શ્રી કાશિનિવાસી સુપ્રસિદ્ધ શિષ્ટપંડિત કમલાકરભટ્ટકૃત "નિર્ણયસિંધુ" ગ્રંથમાંથી અક્ષરશઃ ઉતારો કરેલો છે આવા સમર્થ વિદ્વાનના પ્રાચીન સપ્રમાણ નિર્ણયને "ભાડુતી ધર્મનિર્ણય" કહેનાર અને પોતે પરાયા વિચારથી દોરવાઈ ગમે તે સંસ્કૃતવચનનો જરૂર જેટલો અસ્થાને ઉપયોગ કરી તેના મનભાવતા ખોટા અર્થો કરી, ધર્મશાસ્ત્રથી અજ્ઞાત એવા જાતભાઇઓની આંખમાં ધોળે દહાડે ધૂળ નાખવાનો જાહેર પ્રયત્ન કરી, કુટિલ નીતિ વાપનાર પ્રોફેસર સાહેબને કેવા અને કેટલા ધન્યવાદ આપવા તેનો નિર્ણય આપના સુજ્ઞ વાચક વર્ગની મુનસફી ઉપર રાખુ છુ

જેવી રીતે મનુમહર્ષિએ દેશો જુદા જુદા કહ્યા છે, તેમ કાળનો પણ ભેદ દર્શાવ્યો છે તથા કહ્યુ છે કે સત્યયુગના મનુષ્યોના ધર્મો જુદા છે અને ત્રેતા, દ્વાપર તથા કલિયુગના જુદા છે પરંતુ તે ધર્માચરણો કેટલા અંશમા જુદા છે, તે પણ શાસ્ત્રકારોએ ખુલ્લુંજ દર્શાવી દીધુ છે પતિત બહિષ્કાર સબંધમા પણ કાળભેદથી પાત્ર ભેદ પાડ્યો છે, કે સત્યયુગમા જે દેશમા પતિત જનો હોય, તે દેશ તજવો, ત્રેતામા ગામ તજવુ, દ્વાપરમા આખુ કુટુબ તજવુ અને કલિયુગમા તે કર્મકર્ત્તાનેજ તજવો

હાલના પારસી કે અનાર્ય વર્તમાનપત્રના અનુયાયી અને ધર્મશાસ્ત્રની પરિભાષા ન સમજનાર આપણાજ ભાઇઓ "પરદેશ" અને "પરદ્વીપ" નો એકજ અર્થ ગણે છે, તેમ જો અર્થ કરીએ તો "દેશ" તજવાનો અર્થ "દ્વીપ" તજવો એવો થઈ પડે માટે આધુનિક આર્યસમાજના કેટલાક અજ્ઞ અને અશ્રદ્ધાળુ લેખકોની પેઠે ધર્મશાસ્ત્રના અવળા અર્થ કરી લોકોને ભમાવવાનો વૃથાશ્રમ ન લેવાની પ્રોફેસર સાહેબને મારી વિનંતિ છે કેમકે આ કાલ કલિયુગ છે, દેશ આર્યાવર્ત છે અને પાત્ર આપણા વણિક ભાઇઓ છે કલિયુગમા સઘ (સમુદાય) મા શક્તિ રહે છે, માટે સપ અને સદાચારમાજ આપણુ શ્રેય છે જો આ દેશમા અનાચાર પેઠો હોય તો, તેમા ધીમે ધીમે ઘટાડો કરવાને પ્રોફેસરોએ પ્રયત્ન કરવાનો છે, પરંતુ તેમા દેખાદેખી વધારો કરવાની સલાહ આપવી એ શિક્ષક ધર્મ નથી કદાચિત આપણા એકાદ ભાઇએ કોઇ એક પ્રકારનુ ઘટિત કે અઘટિત, સકારણ કે અકારણ સાહસ કર્મ કર્યું હોય તો, તેટલા ઉપરથી ધર્મશાસ્ત્રની આ-

જ્ઞાનો ભગ ન થાય અને તે ભાઈનું તથા આપણું પારલૌકિક અક-લ્યાણ ન થાય તેટલા માટે, તેવા સાહસિકભાઈને સમજાવીને ફક્ત ખાનપાનના વહેવારથી અલગ રાખવાથીજ આર્યનુ આર્યપણુ, કે વૈશ્યોનુ વૈશ્યપણુ જળવાશે જો પરદ્વીપમાં અનાર્યો જોડે જમનારને ભોજનમા ભેળી નાખશો તો જરૂર જાણજો કે થોડા વખતમાજ આ-પણા બીજા ભાઈઓ આપણી સમક્ષ, આ પવિત્ર આર્યાવર્તમા અ ત્ય-જોના હાથનુ ખુલ્લી રીતે ખાવાપીવા માંડશે અને પછી આપણી શી અવદશા આવશે, તે કોણ કહી શકે? સ્મૃતિયો કરતાં પણ વિશેષ વજન-દાર વેદ વચનમાં પણ ભગવાન્ આજ્ઞા કરે છે કે आहारशुद्धौ सत्वशुद्धिः॥ આહાર (ખાનપાન) ની શુદ્ધિથી સત્વ (અત કરણ) શુદ્ધ રહે છે માટે આહારની સભાળ અગાઉથી રાખો આર્યો થઈને વેદજ્ઞાનનો વિચાર ન છોડો

અમારા મુબાઈગરા માસ્તરોને આઈસ સોડા વગર એક ઘડી ચાલતું નથી, એમ પ્રોફેસર સાહેબ કહેછે, તથા તેવા ખાટલીના ખૂચોની ગર્જના આજકાલ ગૂજરાતી વર્તમાનપત્રોમા થઈ રહીછે એ પ્રતાપ શેનો છે? અનાચાર કે અશુદ્ધ આહારનોજ આથી તો ઉપલા વેદવચનની સત્યતા સિદ્ધ થાય છે "આહાર તેવો ઓડકાર" જ્યાં સૂધી આપણા આર્યાવર્ત નિવાસી આર્યોમા સાત્ત્વિક આહાર વિહાર સર્વાશે કાયમ હતો, ત્યા સૂધી આજ જે અશક્તિ, આળસ, કુસપ, તથા નીચસ્વાર્થમાટે થતી દગલબાજી નજરે ચઢેછે, તે આ દેશમાં કયા હતા? એ બધાં રાજસ, તામસ આહારવિહારનાંજ પરિણામો છે અને એથીપણ અધિક આહારવિહારની અશુદ્ધિ જો દિનપરદિન વધારી દેશો, તો પછી આપણી ઉન્નતિ શી રીતે થશે? તામસ આઈસસોડા કરતા, શું રાજસ ગુલાબ જળ કે ગુલકંદ ઓછા ગુણકારીછે? કે સાત્ત્વિક નિર્મળ જળ કે દૂધ એ કોઈ અ શમા ઉતરતા છે? પર તુ ગોરક્ષા મૂકી એટલે બધાને દૂધના દર્શન પણ શાના થાય? માટે સર્વે વૈશ્ય બંધુપ્રતિ મારી નમ્ર વિન તિ છે કે "એકને પાપે આખી કોમ કે દેશનુ વહાણ ન ડૂબે" એવી પૂરતી સંભાળ લેવાનો આ ધર્મ સ કટનો સમય છે તે વખત સાવધ રહી, ધર્મ તરફ બેદરકાર ન થાઓ જો તમારે પરદ્વીપગમનનો રસ્તો ખુલ્લો

કરવો હોય, તો તેના બદલામાં "સ્વધર્મ" નો ભોગ ન આપો. પણ શાસ્ત્રને અનુસરીને યોગ્ય તોડ કહાડશો, તો તે બની શકે તેમ છે તે એકે પ્રથમ તો પરદ્વીપમા જતાં, આવતા અને ત્યા રહેતા સૂધી આપણો વર્ણધર્મ સચવાય એવી ગોઠવણ કરો આપણે એકલા વેજીટેરિયન (અન્નફળશાક આહારી) જ નથી, પણ તે ઉપરાંત વર્ણધર્મ પાળનાર છીએ વર્ણભ્રમ કરપણુ ન થવા દેવુ એ આર્યનુ આર્યત્વ છે, અને જ્યાંસૂધી તેવી ગોઠવણ ન થઈ હોય, ત્યાસૂધી આપણા બુદ્ધિમાન્ શુદ્ર બાધવોને ત્યા જવા દો તેઓ જે વિદ્યા, હુન્નર કે ધન પરદ્વીપથી લઈ આવશે, તેથી શું આપણને (કે આપણા દેશને) લાભ નથી? પરતુ ઉંચ વર્ણમા ગણાતા દ્વિજોએ તો વર્ણધર્મ સાચવવાની પાકી ગોઠવણ કર્યાબાદ ત્યાં જવુ જોઇએ વળી આપણા શુદ્ર બાધવો ત્યા આગાઉથી ગયા હશે, તો પછી આપણે ત્યાં જઈશુ તો પરદ્વીપસ્થ અનાર્યના હાથના અન્ન-જળને અડકવાની પણ જરૂર નહિ રહે અને બીજો ઉપાય આપણાં બાળકોને બાળપણથી સ્વધર્મનુ શિક્ષણ આપો જો ધર્મ જાણશે તો તે પાળશે ધર્મપાળશે તો તેનો જય થશે અધર્મથી કોઈપણ દેશનો કોઈ પણ કાળમા જય થયો નથી અને થવાનો પણ નથી

લી સેવક

વિઠ્ઠલ રાજારામ દલાલ.

"આર્યધર્મ પત્રિકા" ના વ્યવસ્થાપક.

---

## પુરાણપ્રામાણ્ય.

પુરાણ એ પાંચમો વેદ છે. શ્રીમદ્ ભાગવતના કર્તા શ્રી વેદવ્યાસ સ્પષ્ટ લખે છે કે—

ऋग्यजुः सामाथर्वाख्या वेदाश्चत्वार उध्दृता ।
इतिहासपुराणं च पञ्चमो वेद उच्यते ॥

(શ્રી ભાગવત ૧, ૪, ૨૦)

પ્રથમ એકજ વેદ હતો, તેના શ્રોતકર્મોની વ્યવસ્થા મુજબ ચાર વિભાગ કર્યા, એટલે ઋક્, યજુ, સામ અને અથર્વ એ નામના, એક

જ્ઞાનો ભગ ન થાય અને તે ભાઈનું તથા આપણું પારલૌકિક અકલ્યાણ ન થાય તેટલા માટે, તેવા સાહસિકભાઈને સમજાવીને ફક્ત ખાનપાનના વહેવારથી અલગ રાખવાથીજ આર્યનુ આર્યપણુ, કે વૈશ્યોનુ વૈશ્યપણુ જળવાશે જો પરદ્વીપમાં અનાર્યો જોડે જમનારને ભોજનમા ભેળી નાખશો તો જરૂર જાણજો કે થોડા વખતમાંજ આપણા બીજા ભાઇએ આપણી સમક્ષ, આ પવિત્ર આર્યાવર્તમાં અ ત્યજોના હાથનુ ખુલ્લી રીતે ખાવાપીવા માડશે અને પછી આપણી શી અવદશા આવશે, તે કોણુ કહી શકે? સ્મૃતિયો કરતાં પણ વિશેષ વજનદાર વેદ વચનમાં પણ ભગવાન્ આજ્ઞા કરે છે કે आहारशुद्धौ सत्त्वशुद्धि ॥ આહાર (ખાનપાન) ની શુદ્ધિથી સત્વ (અત કરણ) શુદ્ધ રહે છે. માટે આહારની સ ભાળ અગાઉથી રાખો આર્યો થઇને વેદજ્ઞાનનો વિચાર ન છોડો

અમારા મુબાઇગરા માસ્તરોને આઈસ સોડા વગર એક ઘડી ચાલતું નથી, એમ પ્રોફેસર સાહેબ કહેછે, તથા તેવા ખાટલીના બૂચોની ગર્જના આજકાલ ગૂજરાતી વર્તમાનપત્રોમા થઈ રહીછે એ પ્રતાપ શેનો છે? અનાચાર કે અશુદ્ધ આહારનોજ આથી તો ઉપલા વેદવચનની સત્યતા સિદ્ધ થાય છે "આહાર તેવો ઓડકાર" જ્યાં સૂધી આપણા આર્યાવર્ત નિવાસી આર્યોમા સાત્ત્વિક આહાર વિહાર સર્વાશે કાયમ હતો, ત્યાં સૂધી આજ જે અશક્તિ, આળસ, કુસ પ, તથા નીચસ્વાર્થમાટે થતી દગલબાજી નજરે ચઢેછે, તે આ દેશમાં કયા હતા? એ બધા રાજસ, તામસ આહારવિહારનાંજ પરિણામો છે અને એથીપણ અધિક આહારવિહારની અશુદ્ધિ જો દિનપરદિન વધારી દેશો, તો પછી આપણી ઉન્નતિ શી રીતે થશે? તામસ આઈસસોડા કરતા, શું રાજસ ગુલાબ જળ કે ગુલકંદ ઓછા ગુણકારીછે? કે સાત્ત્વિક નિર્મળ જળ કે દૂધ એ કોઈ અ શમાં ઉતરતા છે? પર તુ ગોરક્ષા મૂકી એટલે બધાને દૂધના દર્શન પણ શાના થાય? માટે સર્વે વૈશ્ય બધુપ્રતિ મારી નમ્ર વિન તિ છે કે "એકને પાપે આખી કોમ કે દેશનુ વહાણુ ન ડૂબે" એવી પૂરતી સંભાળ લેવાનો આ ધર્મ સ કટનો સમય છે. તે વખત સાવધ રહી, ધર્મ તરફ બેદરકાર ન થાઓ જો તમારે પરદ્વીપગમનનો રસ્તો ખુલ્લો

મહાપુરાણનાં લક્ષણો.

अत्र सर्गो विसर्गश्च स्थान पोषणमूतय ॥
मन्वन्तरेशानुकथा निरोधो मुक्तिराश्रय. ॥

જેમાં સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ, ઊતિ, મન્વન્તર ઈશાનુકથા, નિરોધ, મુક્તિ અને આશ્રય એ દશ લક્ષણો મળે તે મહાપુરાણ જાણવું શ્રીભાગવતના ત્રીજા સ્કંધથી બારમા સ્કંધ સૂધી અનુક્રમે જોશો તો એકેક લક્ષણના પ્રત્યક્ષ ઉદાહરણનોજ એ એકેક સ્કંધ છે, તેથી તેને મહાપુરાણ કહેછે

મહાપુરાણ કેટલાં ?

ब्राह्म पद्म वैष्णव च शैव लैंग च गारुडम् ।
नारदीय भागवतमाग्नेय स्कान्दमेव च ॥
भविष्य ब्रह्मवैवर्त्त मार्कण्डेय च वामनम् ।
मात्स्य कौर्म च वाराह तथा ब्रह्माण्डसंमितम् ॥
अष्टादश पुराणानि व्यासोक्तानि विदुर्बुधा ॥

એવા મહાપુરાણ ૧૮ છે અને તેના નામો જેવા કે બ્રહ્મ, પદ્મ, વિષ્ણુ, શિવ, લિંગ, ગરૂડ, બૃહન્નારદીય, ભાગવત, અગ્નિ, સ્કન્દ, ભવિષ્ય, બ્રહ્મવૈવર્ત, માર્કંડેય, વામન, મત્સ્ય, કૂર્મ, વરાહ અને બ્રહ્માંડ એ અઢાર પુરાણો શ્રીમદ્વેદ વ્યાસે વર્ણવેલાછે અને તેને પંડિતો જાણે છે.

માટે આ જે પુરાણ ગ્રંથો છે, તે વેદ સંમત છે, એટલુજ નહિ પરંતુ કેટલાકમાં તો વેદમંત્રોના સરલ અર્થો કરેલા જણાયછે, તથા કેટલાકમાં તો ધર્મશાસ્ત્ર ( સ્મૃતિઓ ) નાં વચનો પણ જેમના તેમ સંગ્રહિત દેખાય છે વેદમાં પણ ઇતિહાસ પુરાણને વેદસમાન પ્રમાણ માનવા કહ્યું છે જુઓ. તૈત્તિરીય બ્રાહ્મણમાં કહ્યું છે કેઃ—

ऋचो यजूंषि सामानि अथर्वाङ्गिरसश्च ये इत्युक्त्वा ।
इतिहासपुराणञ्च सर्वदैव जनाश्रये ॥

છાંદોગ્યોપનિષદમાં કહ્યું છે કે —

सहोवाच ऋग्वेद यजुर्वेद सामवेदमाथर्वण चतुर्थमितिहास-
पुराण पचम वेदाना वेद पैतृराशि दैवनिधिम् ॥

તેમજ સત્પથ બ્રાહ્મણમાં કહ્યું છે કે—

अस्य महतो भूतस्य नि.श्वसितमेतत् ऋग्वेदो यजुर्वेद
सामवेदोऽथर्वांगिरस इतिहासपुराणविद्याउपनिषद च ॥

આ રીતે વેદમાં અનેક ઠેકાણે ઇતિહાસ અને પુરાણને વેદની સમાન કક્ષામા ગણેલા છે ધર્મશાસ્ત્રમા તો જ્યા વેદના અગ અને ઉપાંગ રૂપ ૧૪ વિદ્યા* ગણી છે ત્યા "પુરાણ" ને પ્રથમ ગણ્યું છે પુરાણમા તો પુરાણની મહતા હોય, એમા નવાઈજ નથી, પરતુ તેને તો હાલના દોષદર્શીજનો સ્વાશ્રય દોષ લગાડવાને ચૂકતા નથી. જો કેદ્યિ બ્રહ્મવમા એ દોષ લાગુ પડે તેવો નથી, કેમકે વેદ એજ પરબ્રહ્મકૃત છે અને તેમાજ પરબ્રહ્મનુ સ્વરૂપ તેમણે પડે દર્શાવ્યું છે જો પરમાત્મા ધર્મ અને બ્રહ્મનુ સ્વરૂપ પોતે દર્શાવે નહિ, તો કદીપણ કોઈથી જાણી શકાય તેવુ નથી પરમાત્માને ખરી રીતે પરમાત્માજ જાણે છે બીજાને તો તે કૃપા કરીને પોતાનુ જેટલુ અને જેવું સ્વરૂપ દેખડાવે તેટલુજ તેણે જાણવાનુ છે પરમાત્મા એ એકજ સર્વજ્ઞ છે તેમની આગળ મોટામોટા મહર્ષિયો પણ અલ્પજ્ઞ લેખાય છે. ત્યારે વર્તમાન કલિયુગના મદમાત મનુષ્યો તે શા હિસાબમાં? માટે નવા નાસ્તિક જનોના વિચારથી દોરવાઈને આસ્તિક આર્યભાઈઓએ પુરાણને કદી પણ અપ્રમાણ ગણવા નહિ હા, એટલી વાત તો સત્ય છે કે પુરાણમા રોચનાર્થે ફળશ્રુતિના લેપ વિશેષ છે. તેમ મહાત્મ્યોમા કેટલીક અતિશયોક્તિ દેખાય છે, પરતુ તેના પર્યાવસાન તરફ નજર કરશો, તો તેવી અતિશયોક્તિ સદભાવ ઉત્પન્ન કરવા માટે આવશ્યક છે જેમ નાના બાલકોને આપણે કહીએ છીએ કે જો ભાઈ! "એકડે એક ભણુશે તો તને હિસાબ આવડશે" આનો અર્થ એમ નહિ સમજવો જોઇએ કે "એક એકડો" ભણે કે તેટલા માત્રથી તેને હિસાબ આવડે પરંતુ હિસાબ શીખવા માટે "એકેડે એક" ભણવા એ જેમ પ્રથમ પગથીયુ છે, તમજ વેદાર્થ સમજવા માટે "પુરાણ" મા કહેલા આસ્થોત્પાદક કથાઓ પ્રથમ પગથીઓ છે દરેક પુરાણોમા વેદનુ મહત્ત્વ દર્શાવ્યુ છે, પરતુ જેને વેદનો અધિકાર નથી અથવા જેઓને વેદાર્થનુ જ્ઞાન નથી, તેવા જીજ્ઞાસુ જનોને ધર્મ અને બ્રહ્મનુ સ્વરૂપ જાણવાનુ ખરૂ અને સરલ સાધન પુરાણ છે. માટે ઇતિહાસ પુરાણને નિત્ય પઠણ પાઠણમા રાખવાની જરૂર છે

सुकविशास्त्री जयकृष्ण पुरुषोत्तम शर्मा.

---

* જુઓ "ચૌદ વિદ્યા" નો વિષય અક ૨ પૃષ્ઠ ૨૧ મે

# શ્રીમદ્ વલ્લભાચાર્યજીનું જીવન સ્વરૂપ.

ભાષણ કર્ત્તા

## ગોસ્વામિશ્રી બાળકૃષ્ણલાલજી મહારાજ કાકરોળીવાળા

તારદેવ ઉપર આવેલા શેઠ ચતુર્ભુજ મોરારજીના બગલામા સવત ૧૯૬૧ ના આષાઢ વદ ૦))ને મગળવાર તા૦ ૧–૮–૧૯૦૫ ને દિવસે વૈષ્ણવ ભાઇઓનો દબદબા ભરેલો મેળાવડો કરવામા આવ્યો હતો જે વખતે શ્રોતાજનોથી આખો હોલ ચીકાર ભરાઇ ગયો હતો.

શરૂઆતમા મી૦ વિઠ્ઠલ રાજારામ દલાલની સૂચનાથી મી૦ ઠાકોરદાસ કેશવરામે જણાવ્યુ કે, આચાર્ય રત્નશિરોમણિ તથા સભ્ય ગૃહસ્થો,—આપણે અત્રે શા માટે ભેગા થયા છીએ તે આમત્રણ પત્રિકા ઉપરથી આપ સર્વને વિદિત થયુ હશે ગૃહસ્થો, ઇતિહાસ તરફ દૃષ્ટિ કરતા આપણને સ્પષ્ટ માલમપડે છે કે સૃષ્ટિ ઉપર ચાલતા દરેક ધર્મ પ્રત્યે તેના વિરોધીઓ તરફથી કોઇને કોઇ કારણ સર હલ્લા થતા આવ્યા છે આ આર્યાવર્તમા સનાતન ધર્મરૂપી સિંહને પણ એનો અનુભવ વારવાર આવ્યો છે, હાલમા કેટલાક આર્ય મન્ય તરફથી એ સિંહ પ્રત્યે તેની સુસ્તીનો લાભ લઇ અનેક આક્ષેપો કરવામા આવે છે એવા હલ્લા એ સિહના પ્રવર્ત્તકો તરફથી વારવાર હઠાવવામા આવ્યા છે પ્રવર્ત્તકોની જેમ જેમ હીલચાલ વધતી જશે તેમ તેમ આર્ય નામધારીઓ પોતાની ખરી સ્થિતિનુ અવલોકન કરી શકશે કોઇ પણ ધર્મ, સપ્રદાય, વા આચાર્યો પ્રત્યે આક્ષેપો કરવા પહેલા તે કરનારાઓએ તેના મૂળ સિદ્ધાતનો પ્રથમ અભ્યાસ કરવો જોઇએ, તેમ ન કરતા જેઓ આક્ષેપો કરવા તત્પર થાય છે તેઓ સમજુ મનુષ્યોની દૃષ્ટિમા નિરર્થક વિવેચન કરનારા જેવા લાગે છે

ગૃહસ્થો, નીતિશાસ્ત્રમા પણ કહ્યુ છે કે, કોઇ પણ મનુષ્યે અન્યના દોષ કાઢવા પહેલા પોતાના ગુણ દોષનુ અવલોકન કરવુ જોઇએ તેમ નહિ કરતા જેઓ અન્યના દોષપ્રતિ તર્ક વિતર્ક દોડાવે છે તેઓ "ડાહી સાસરે ન જાય, ને ઘેલીને શિખામણ દે" એ કહેવત મુજબ વર્ત્તન કરે છે એમ કહેવામા કઇપણ અતિશયોક્તિ કીધેલી કહેવાશે નહિ.

ગૃહસ્થો, ચાલતા સમય યા જમાનાને આર્ય જ્યોતિષ શાસ્ત્રના સિદ્ધાત મુજબ કલિયુગ તરીકે ઓળખવામા આવે છે એ કલિયુગમા લોકોની ધર્મ પ્રત્યેની મદ ગતિને લીધે નાસ્તિકતાનો વધારો દિનપર દિન થતો જાય છે એવા સમયે નાસ્તિકોથી ચેતી ચાલવા પડિત શ્રીગટ્ટૂલાલજી ધર્મિષ્ટ જનોને ભલામણ કરી ગયા છે —

"વધુ કળીનુ બળ આજ માનો, ફરી ગયો ભૂતળ આ જમાનો,
જ્યા ત્યા કરે નાસ્તિક દાબ ચેતો! બુદ્ધિ બચાવોજ કદા બચે તો."

આનો અર્થ ખુલ્લો છે એટલે તે સબધમાં બોલવાની જરૂર નથી વળી પ્રાચીન ઋષિમુનિઓ ચાલતા કલિ કાળમા લોકોની ધર્મ પ્રત્યેની તેમજ આચારવિચારાદિની ચાલચલગત કેવી થશે તે વિષે ભવિષ્ય વાણી ભાખી ગયા છે કે—

"जना भ्रष्टा नष्टा अहह कलिकाल प्रभवति"

અર્થાત્ અરેરે! આ કલિ કાળનો પ્રભાવ કેવો આવ્યો છે કે જનો (આર્ય પુત્રો) ખાનપાનાદિ આચારથી ભ્રષ્ટ થઇ નષ્ટ થઇ જવા લાગ્યા છે આનો પ્રત્યક્ષ દાખલો હાલમા આપણી સમીપ હોવાથી તે સબંધમા કઇપણ બોલવુ યોગ્ય નથી પરતુ ગૃહસ્થો, શ્રુતિ સ્મૃતિમા કહ્યુ છે કે—

"आहारशुद्धौ सत्वशुद्धिः । आचारः परमो धर्मः"

એટલે કે આહારની શુદ્ધિથી અતઃકરણની શુદ્ધિ થાય છે અને અતઃકરણની શુદ્ધિથી અચળ સ્વસ્વરૂપની સ્મૃતિ થવા લાગે છે આચાર એ શ્રેષ્ઠ ધર્મ છે અને એજ આપણા વલ્લભ સપ્રદાયનો મૂળ સિદ્ધાત છે અને તે પ્રમાણે શ્રદ્ધા રાખી વર્ત્તવુ, એજ આપણા આર્યભાઇઓનુ મૂળ કર્ત્તવ્ય છે

## શ્રીમદ્ગોસ્વામિ શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજનું ભાષણ.

મહારાજશ્રીએ શ્રીમદ્ભાગવતના પ્રથમ શ્લોક, દ્વારિકેશ સ્વરૂપના ભાવનાત્મક શ્લોક, શ્રીમદાચાર્યચરણ તેમજ શ્રી વિઠ્ઠલનાથજીના ધ્યાનનિરૂપક શ્લોક વડે શ્રીકૃષ્ણ, શ્રી દ્વારિકાનાથજી, શ્રીમદાચાર્યવર્ય તેમજ શ્રીગોસ્વામિજીનુ નમનાત્મક મગલાચરણ કરી પ્રારભમા આજ્ઞા કરી કે પ્રાય વેદાન્તશાસ્ત્રના પ્રવર્તક સર્વ આચાર્ય દક્ષિણ દેશમા પ્રકટ થયા છે શ્રી વલ્લભાચાર્યજી પણ દક્ષિણજનપદમાજ પ્રકટ થયા હતા એમનુ મૂલ ગ્રામ "કુભકર" નામે હતુ વિષ્ણુસ્વામિ સપ્રદાયના આચાર્ય શ્રી ગોવિદાચાર્યાનુગ્રહિત શ્રી વલ્લભ દીક્ષિત આચાર્ય થયા તે સોમયાજી હતા તેમના પુત્ર યજ્ઞનારાયણ દીક્ષિતના સોમયજ્ઞથી પ્રસન્ન થઇ પૂર્ણ પુરૂષોત્તમે પ્રકટ થઇ સ્વેચ્છાથીજ એવુ વરપ્રદાન કર્યુ કે "હમે તમારા શુદ્ધ કુલમા પ્રકટ થઇ શુદ્ધ વૈદિક માર્ગ પ્રકટ કરીશુ" શ્રી યજ્ઞનારાયણ દીક્ષિતના પુત્ર શિવાવતાર ગગાધર દીક્ષિત પણ તેવાજ વિદ્વાન્ સોમયાજી હતા એમણે રચેલા કેટલાક ગ્રથોના નામ સાપ્રદાયિક ગ્રથમા ઘણીવાર જોવામા આવે છે પણ શોચનીય છે કે તે તે ગ્રથો હાલ ઉપલબ્ધ નથી ગગાધર ભટ્ટના પુત્ર ગણપતિરૂપ ગણપતિ દીક્ષિત થયા તે સમર્થ પડિત હતા અને

દક્ષિણ દેશમા કેટલીકવાર તમણે સભામા વિજય પ્રાપ્ત કર્યો છે  એમના પુત્ર શ્રી વલ્લભ દીક્ષિત થયા  તેમના પુત્ર ગોવિન્દ દીક્ષિત થયા જેમના ગ્રથો "ભક્તિદીપ" આદિ નામથી સુપ્રસિદ્ધ છે  શ્રી ગોવિન્દ દીક્ષિતના શ્રી લક્ષ્મણ દીક્ષિત અને શ્રી જનાર્દન દીક્ષિત એમ બે પુત્ર થયા  શ્રી લક્ષ્મણ દીક્ષિત શ્રી વસુદેવનો અવતાર કહેવાય છે કુલ પુરોહિત વિષ્ણુદીક્ષિતદ્વારા યજ્ઞોપવીત પ્રાપ્ત કરી, બ્રહ્મચર્યાદિ ધર્મ ગ્રહણ કરી, સમાવર્તન કરી, વિદ્યાનગરના રાજપુરોહિત કાશ્યપગોત્રી સુશર્મા બ્રાહ્મણની યલ્લમાગારુ નામની કન્યાનુ પ્રાજાપત્યવિધિથી પાણિગ્રહણ શ્રી લક્ષ્મણ ભટ્ટજીએ કર્યું  શ્રીમદ્ વલ્લભાચાર્યના પૂર્વ પુરુષો કુભકર નગરીમા નિવાસ કરતા એમ પ્રથમ કહ્યુ છે  શ્રી લક્ષ્મણ ભટ્ટજીના સમયમા તે નગરમા ઉપદ્રવ થવાથી "કાકરવાડ" ગામમા તેમણે સપરિવાર નિવાસ કર્યો  શ્રી લક્ષ્મણ ભટ્ટજીને રામકૃષ્ણ નામનો એક પુત્ર અને સુભદ્રા તેમજ સરસ્વતી નામની બે કન્યા યલ્લમાગારુથી થઈ  આ બને કન્યા જોડકા હતા ત્યારબાદ એક રામચદ્ર નામક પુત્ર થયા  આ પુત્ર પ્રસવ પછી યલ્લમાગારુ રુગ્ણ રહેવા લાગ્યા  પ્રતિજ્ઞા પ્રમાણે શ્રી પુરુષોત્તમનુ પ્રાકટ્ય હજી થયુ નહિ  તેથી શ્રી લક્ષ્મણ ભટ્ટજીને ચિતા થતા, યલ્લમાગારુની રુગ્ણ પ્રકૃતિમા સતાનાસભવથી તે ચિતાનો ઉદ્વેગ થતા, શ્રી પુરુષોત્તમનુ સ્મરણ સમાધિવડે કર્યું  સમાધિમા જ દ્વિતીય લગ્ન કરવાની આજ્ઞા થતા, યજ્ઞાદિક્રિયામા કલત્ર ઉપયુક્ત થશે એમ નિશ્ચય કરી, યલ્લમાગારુની આજ્ઞા સપાદન કરી, તેની જ નાની બ્હેન ઇલ્લમાગારુ સાથે શ્રી લક્ષ્મણ ભટ્ટજીએ લગ્ન કર્યું  પૂર્વ પુરુષોએ ૯૫ સોમયાગ કર્યા હતા  અવશિષ્ટ પાચ સોમયાગ સપૂર્ણ કરી શત સોમયાગની સમાપ્તિ નિમિત્ત કાશી પ્રયાણ કરતા રસ્તામા ચપકારણ્યમા સગર્ભા ઇલ્લમાગારુને ગર્ભસ્રાવ થયો  શમી વૃક્ષની છાલથી તે સાત માસના આમ ગર્ભનુ સવેષ્ટન કર્યું અને તેજ શમીવૃક્ષ નીચે તે ગર્ભ ધરીને કાશી ગયા  ત્યાથી પાછા ફરતા ઉક્ત ચપકારણ્યમા આવતા તેજ શમીવૃક્ષ આગળ અગ્નિના પુજમા એક સુદર બાળકના દર્શન થતા ઇલ્લમાગારુએ પતિને પ્રાર્થના કરી કે "એ પુત્ર મારો છે" શ્રી લક્ષ્મણ ભટ્ટજીએ ઇલ્લમાગારુજીના સ્તનમાથી પય પ્રસવ પ્રત્યક્ષ જોતા છતા પણ આજ્ઞા કરી કે "એ પુત્ર તમારો હશે તો અગ્નિ તમને રસ્તો આપશે "  અગ્નિએ ઇલ્લમાગારુજીને રસ્તો આપ્યો  આ પ્રમાણે કૃષ્ણવદનાગ્નિ ક દક્ષસ્થાન કરેરી પ્રકૃત શિશુ થયા  માતૃચરણ ઇલ્લમાગારુજીએ પોતાના હસ્તમા હવે સનાન બાળકને લઇ સ્તનપાન કરાવ્યુ, જે સમયનુ ચિત્ર પણ સુપ્રસિદ્ધ છે

## શ્રી વલ્લભાચાર્યજીના પ્રાકટ્યના કારણ.

શ્રી વલ્લભાચાર્યના પ્રાકટ્ય પહેલા શુદ્ધ વૈદિક માર્ગ માયાવાદીઓએ કલુષિત કરી નાખ્યો હતો  બ્રહ્મને અત્યત નિર્ગુણ માની, જીવને પૂર્ણ બ્રહ્મ વ્યાપક માની, જગતને

સુપ્રસિદ્ધ છે પણ તે એટલી તો ગહન છે કે ટીકાવિના સારા સારા વિદ્વાનોનો પણ તેમા પ્રવેશ થતો નથી

## શ્રી વલ્લભાચાર્યજીની પરિક્રમા.

"પત્રાવલંબન" અર્થાત્ પત્ર કાશીવિશ્વેશ્વરમા અવલંબન કરી ત્યાના પંડિતોને સ્વવિદ્યાથી સંતુષ્ટ કર્યા, ત્યાર પછી સંવત્ ૧૫૪૮ માં શ્રીમહાચાર્યજીએ પૃથ્વી પરિક્રમાનો પ્રારંભ કર્યો તે પહેલા સંવત્ ૧૫૪૬ ના ફાગણ વદ ૯ મીને દિવસે શ્રી લક્ષ્મણ ભટ્ટજીએ લક્ષ્મણ બાલાજીમા પ્રાકૃત દેહનુ વિસર્જન કરી સાયુજ્યફલાર્થ લીલાંતપ્રવેશ કર્યો પરિક્રમામા હવે કાંઇ પણ પ્રતિબંધ ન હોવાથી સં૦ ૧૫૪૮ ના વૈશાખ કૃષ્ણ ૭ ને દિવસે પરિક્રમાનો પ્રારંભ થયો વિદ્યાનગરમા કૃષ્ણદેવરાજાએ વૈદિક સિદ્ધાન્તનો નિર્ણય કરાવવા ઋષ્યશૃંગના શાંકરયતિવર વૃસિંહયતિ, માધ્વ સંપ્રદાયી વ્યાસતીર્થ, રામાનુજસંપ્રદાયી હનુમદાચાર્ય, નિંબાર્ક સંપ્રદાયી કેશવાચાર્ય આદિ અનેક પંડિતોને નિમંત્રણ કરી વાદશાળામા વાદપ્રારંભ કરાવ્યો હતો વૈષ્ણવાચાર્ય પ્રાય પરાસ્તવત્ થયા. તેજ દિવસે શ્રીમહાચાર્યજી વિદ્યાનગરમા પધાર્યા રાજગુરુ મામા તરફથી સભાનો વૃત્તાંત સખેદ શ્રવણ કરી પરમોત્સાહથી બીજે દિવસે પોતે ત્યા સાક્ષાત્ પધારવાનો નિશ્ચય કર્યો પ્રાતઃકાલમા વાદશાળામા પધારતા તેજપુંજથી ચકિત થઇ રાજા સન્મુખ આવી કનક સિંહાસનપર શ્રી વલ્લભાચાર્યજીને પધરાવ્યા દશ દિવસ માયાવાદી સાથે વાગ્યુદ્ધ કરી તે સર્વને પરાસ્ત કરી વૈષ્ણવ સિદ્ધાન્તનુ મંડન કરી, સર્વ વૈષ્ણવાચાર્યના સિદ્ધાન્તનુ સામાન્ય સમર્થન કરી, વિષ્ણુસ્વામિ સિદ્ધાન્તનુ સવિશેષ સ્થાપન કર્યું અવશિષ્ટ આઠ દિવસમા સાંખ્ય મીમાંસાની સમીક્ષા કરી સર્વ આચાર્યો સમક્ષ વાગીશત્વ પ્રકટ કરી નિર્મલ કર્મમાર્ગ, શુદ્ધ જ્ઞાનમાર્ગ અને નિરૂપાધિ ભક્તિમાર્ગનુ સંસ્થાપન કર્યું તેથી સર્વ આચાર્યોએ વિજય તિલક કરી શ્રી વલ્લભાચાર્યને વિજય પત્ર સમર્પ્યું પોતાના સર્વ સંશયની અત્યંત નિવૃત્તિ થઇ જવાથી રાજાએ કનકાભિષેક કરાવ્યો સમર્પેલી દક્ષિણામાથી સપ્ત નિષ્ક માત્રનો અંગીકાર કરી, રાજાને શરણે લઇ, તેણે આપેલા છત્ર ચામર આદિ આચાર્યચિન્હ ગ્રહણ કરી પાંડુરંગ વિઠ્ઠલનાથ પધાર્યા શ્રી ચંદ્રભાગા સમીપ શ્રીમહાચાર્યજી પધાર્યા એટલામા શ્રી વિઠ્ઠલનાથજી સામા પધાર્યા. ઉભયે સાથેજ નિજ-મંદિરમા પધાર્યા શ્રી વિઠ્ઠલનાથજી સેવાથી એટલા તો પ્રસન્ન થયા કે શ્રીમહાચાર્યજીને ત્યા પુત્ર રૂપે પ્રકટ થવાની આકાંક્ષા બતાવતા શ્રીમહાચાર્યજીએ લગ્ન કરવાનુ વચન આપ્યુ દક્ષિણના મુખ્ય તીર્થ સનાથ કરી સં ૧૫૪૮ ના શ્રાવણ વદ ૮ ને દિવસે શ્રી મહાચાર્યજી વ્રજમા પધાર્યા સં૦ ૧૫૪૯ ના ફાલ્ગુન શુક્લ ૧૧ ને દિવસે શ્રી નાથજીએ ગોવર્ધનમા પાટોત્સવ વિષયક આજ્ઞા કરી તેજ વર્ષમા શ્રાવણ શુક્લ ૧૧ ને દિવસે

મધ્ય રાત્રિએ શ્રી નાથજીએ સાક્ષાત્ પ્રકટ થઇ શ્રી મહા પ્રભુજીને બ્રહ્મસબંધવિષયક આજ્ઞા કરી તેજ દિવસે શ્રીમદાચાર્યજીએ શ્રી નાથજીને પવિત્રા સમર્પણકરી મિશ્રી ભોગ ધરી ભગવન્મુખશબ્દપ્રમાણાત્મક પુષ્ટિમાર્ગ ભૂતલપર પ્રકટ કર્યો પૂર્વ, પશ્ચિમ, ઉત્તર દિશાના તીર્થ સનાથ કરી સં૦ ૧૫૫૪ ના વૈશાખ શુક્લ ૩ ને દિવસે પ્રથમ પરિક્રમા સંપૂર્ણ કરી સં૦ ૧૫૫૫ ના ચૈત્ર સુદ ૨ ને રવિવારે દ્વિતીય પરિક્રમાનો પ્રારંભ કર્યો છ વર્ષમા તે પરિક્રમા પૂર્ણ કરી પછી થોડે દિવસે તૃતીય પરિક્રમાનો આરંભ કરી, તે પણ છ વર્ષમા સમાપ્ત કરી દશ દિશામા દિગ્વિજય કર્યો

## શ્રીમદ્ વલ્લભાચાર્યજીનો ગૃહસ્થાશ્રમ.

શ્રી વિઠ્ઠલનાથજીએ શ્રીમદાચાર્યજીને લગ્ન સબંધી જે આગ્રહ કર્યો હતો તે સાર્થક હતો આચાર્ય માત્ર બ્રહ્મચારી રહે અથવા માત્ર વાનપ્રસ્થ રહે અથવા માત્ર સન્યાસી રહે તો શાસ્ત્રોક્ત સર્વ આશ્રમ ધર્મનુ પ્રતિપાદન થાય નહિ આચાર્યના લક્ષણમાજ (आचिनोति तु वेदार्थान् ઇત્યાદિથી) વેદના અર્થનો સચય આ સમતાત્ કરે, તે પ્રમાણે આચરણ કરે અને તે પ્રમાણે ઇતરને આચરણ કરાવે તે આચાર્ય એમ કહેવામા આવ્યુ છે વેદ અને તદર્થ, માત્ર બ્રહ્મચર્ય, માત્ર વાનપ્રસ્થ, માત્ર સન્યાસનો અગીકાર બતાવતા નથી, પણ ચારે આશ્રમનો અગીકાર પ્રતિપાદન કરે છે ચાર આશ્રમમાથી એકનો પણ આચરણદ્વારા અગીકાર અવશિષ્ટ રહી જાય તો આચાર્યત્વ પણ એકદેશીય થઇ જાય જ્યા સુધી આચાર્ય સર્વ આશ્રમનુ આચરણ કરી વેદાર્થ પ્રતિપાદન કરે નહિ ત્યા સુધી બીજાઓને તે તે આશ્રમના આચરણનુ જ્ઞાન યથાયોગ્ય થાય નહિ "यद्यदाचरति श्रेष्ठ" શ્લોકોક્ત પણ, શ્રેષ્ઠ પુરૂષ જે આચરણ કરે તેજ આશ્રમનુ, આચરણ ઇતર પણ કરે એટલે ગુરૂ ગૃહસ્થાશ્રમ ધર્માચરણ ન કરે તો શિષ્ય પણ યથાયોગ્ય ગૃહસ્થાશ્રમનુ આચરણ ન કરે એમ થતા સર્વોપકારક ગૃહસ્થાશ્રમ વ્યર્થવત્ થઇ જાય માટે આચાર્યેજ પ્રથમ અવશ્ય ગૃહસ્થાશ્રમનો અગીકાર કરવો જોઇએ જેથી શિષ્ય પણ યથાધર્મ ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરે શ્રીમદાચાર્યજીને સવિશેષ આજ્ઞા શ્રી વિઠ્ઠલનાથજીએ કરી છે તેનુ સ્વારસ્ય માત્ર એજ કે શિષ્યદ્વારા શ્રી વલ્લભાચાર્યજી વશવૃદ્ધિ કરી ભક્તિ માર્ગનુ આચરણ ન કરે પણ પુત્ર દ્વારાજ વશ વૃદ્ધિ કરીને ભક્તિ માર્ગનો પ્રચાર (પ્રકર્ષથી આચરણ) કરે તેથીજ સર્વોત્તમજીમા "भुवि भक्तिप्रचारैककृते स्वान्वयकृत्" એવુ શ્રીમદાચાર્યનુ નામ બિરાજે છે, અર્થાત્ ભૂતળમા માત્ર ભક્તિ પ્રચાર કરવા શ્રીવલ્લભાચાર્ય વશ વૃદ્ધિ કરે છે

કાશીનિવાસી મધુમગલની મહાલક્ષ્મી કન્યાનુ પાણિગ્રહણ શ્રી વલ્લભાચાર્યજીએ આષાઢ શુક્લ પચમીએ કર્યું ચતુર્થનિધિ શ્રી ગોકુલનાથજી જે હાલ શ્રી ગોકુલમાં

બિરાજે છે તે સ્વરૂપ પણ એમને શ્વશુરગ્રહમાથી પ્રાપ્ત થયુ છે સવત્ ૧૫૬૭ મા શ્રીગોપીનાથજીનુ પ્રાકટ્ય ભાદ્રપદ કૃષ્ણ ૧૨ ને દિવસે થયુ ત્યાર પહેલાજ અલર્કપુરમા શ્રીમદાચાર્યજીએ નિવાસ કર્યો હતો સવત્ ૧૫૭૨ મા ચરણાદ્રિમા શ્રી વિઠ્ઠલનાથજીનુ પ્રાકટ્ય માર્ગશીર્ષ કૃષ્ણનવમીને દિવસે થયુ

શ્રીમદ્વલ્લભાચાર્યજીનો વાનપ્રસ્થ અને સન્યાસાશ્રમ સવત્ ૧૫૮૭ ના વૈશાખ કૃષ્ણ ૧૦ ને દિવસે શ્રીમદ્વલ્લભાચાર્યજી પ્રયાગ પધાર્યા, ત્યાર પહેલા શ્રીકૃષ્ણની બે આજ્ઞા એમને થઈ ચુકી હતી પ્રથમ આજ્ઞા ગગાસાગરમા થઈ હતી તે દેહત્યાગ કરવા સબધમા હતી બીજી મધુવનમા થઈ તે દેહત્યાગ વિષયક હતી ભાવી જીવોનુ કલ્યાણ કરવાના હેતુથી પોતે તે બને આજ્ઞાનો આદર ન કર્યો તૃતીય આજ્ઞા અલર્કપુરમા જ થવાથી અસમાપ્ત ગ્રથ પણ તદવસ્થજ રાખી શ્રીસુબોધિનીજીનો દશમસ્કધ સપૂર્ણ કરી લઇ નિરોધ લીલાનુ વિવરણ કરી શાસ્ત્રોક્ત ફલરૂપ સન્યાસ અગીકાર કરવાનો નિશ્ચય કર્યો અલર્કપુરથી પ્રયાગ પધારતા વાનપ્રસ્થાશ્રમ ધર્મનુ આચરણ કરી પ્રયાગમા શ્રી નારાયણેન્દ્રતીર્થ સ્વામી પાસે પ્રૈષમત્રનુ શ્રવણ કરી સશિખા સૂત્ર ત્રિદડ સન્યાસનો આદર કર્યો ૩૯ દિવસ હસધર્મનુ આચરણ કરી, આઠ દિવસ પરમહસ સન્યાસના ધર્મ પ્રકટ કર્યા કાયિક વાચિક માનસિક દડ ગ્રહણ કરી, તન્નિરોધ કરી, કૌપીન માત્ર ધારણ કરી, મૌન, અનશન અગીકાર કરી કાશીમા હનુમાન્ ઘાટપર બિરાજી પૂર્ણ ભક્તિમાર્ગીય સન્યાસીના ધર્મ પ્રકટ કર્યા આષાઢ શુક્લ ૨ ઉપરાત ૩ ને દિવસે મધ્યાહ્ને શ્રીમદાચાર્યજીએ મધ્યપ્રવાહમા પદ્માસન કરી શ્રી મુખાગ્નિ પ્રકટ કરી, સૂર્યકિરણ સાથે તેની એકતા કરી તેજ પુજ વિસ્તાર કરીને, આસુર દૃષ્ટિનુ આચ્છાદન કરીને, સૂર્યદ્વારા વ્યાપિ વૈકુઠમા પ્રવેશ કરી આસુરવ્યામોહ લીલા કરી

## આશ્વાસક ભાષણ.

શ્રીવલ્લભાચાર્યજીના આસુરવ્યામોહથી વૈષ્ણવોએ મોહ ન પામવુ શ્રી વલ્લભાચાર્યજી નિત્ય છે કારણ કે ભગવાન્ અને તેનુ મુખ નિત્ય છે આજ પણ સાક્ષાત સર્વ ધર્મ સહિત ધર્મી વશ, ગ્રન્થ, નિધિ અને પાદુકા એ ચાર સ્વરૂપથી પ્રત્યક્ષ બિરાજે છે એ ચારે સાક્ષાત્ ધર્મી છે માટે એમને જે સામગ્રી આપણે ધરીએ છીએ તેને 'નૈવેદ્ય' ન કહેતા 'ભોગ' કહીએ છીએ निवेद्यत इति नैवेद्यम् भुज्यत इति भोग જે માત્ર નિવેદન કરવામા આવે, જેનો સાક્ષાત્ અગીકાર કરવો વા ન કરવો પ્રભુની ઇચ્છાપર છે એનુ પરોક્ષ સમર્પણ 'નૈવેદ્ય' કહેવાય અને જેનુ ભોજન કરવુજ પડે તે "ભોગ" સાક્ષાત ધર્મી હોવાથી જ એ ચારે સ્વરૂપે ભોગ અગીકાર કરી ભક્તમનોરથ પૂરા કરે છે

## શ્રી વલ્લભાચાર્યજીના જીવન ચરિતનો ઉપસહાર.

ઉપસહાર કરતા મહારાજશ્રીએ આજ્ઞા કરીકે શ્રી વલ્લભાચાર્યજીના ૮૪ ગ્રથ, ૮૪ બેઠક, ૮૪ મુખ્ય ભકત અને ૮૪ કથા છે એ શ્રીમદાચાર્યજીનુ ચરિત એટલુ તો વિસ્તીર્ણ છે કે કલાક દોઢ કલાકમા સક્ષેપ ઉપરાત વધારે કહી શકાય એમ નથી આ ચરિત્રનુ ભાષણ કરતા, જે ઐતિહાસિક વૃત્ત આપ સર્વને વિદિત છે, તે મુકી દઇ જે તમે કદાપિ શ્રવણ ન કર્યુ હોય તેજ વૃત્તાત શ્રવણ કરાવવા મે વિશેષ લક્ષ રાખ્યુ છે શ્રીમદાચાર્યજીએ જે જે ધર્મનું આચરણ કર્યુ છે તેજ સરણિકાથી વર્ણાશ્રમ ધર્મ પુરસર ભગવદ્ધર્મનુ દઢ આચરણ કરવા હુ તમને સર્વને આગ્રહ કરુ છુ

---

## રા. રા. મગનલાલ, ગ. શાસ્ત્રી એમ. એ. નું ભાષણ.

મહારાજશ્રીનુ ભાષણ સપૂર્ણ થયા પછી રા રા શાસ્ત્રી મગનલાલે આજના વૈષ્ણવ સમાગમથી સતોષ બતાવી, એવાજ સમાગમ વારવાર થાય એમ આકાક્ષા જણાવ્યા પછી, ખાસ બે વાતપર સમસ્ત વૈષ્ણવોની દૃષ્ટિ ખેચી હતી મહારાજશ્રીએ શ્રીમદ્ વલ્લભાચાર્યના પુરુષોત્તમત્વના એટલા બધા પ્રમાણો આપ્યા છે કે તેનુ પિષ્ટ પેષણ કરી નાખવાની આવશ્યકતા નથી અગ્નિ પુરુષોત્તમનુ મુખ છે, મુખથીજ શબ્દદ્વારા અગીકાર થાય એ ઉપપત્તિ ઉપરાત અગ્નિ શબ્દ अक् ધાતુથી સિદ્ધ થયલો હોવાથી ગતિ કરાવે, પ્રાપ્તિ કરાવે તે અગ્નિ એમ વ્યુત્પત્તિ છે અર્થાત્ જીવને બ્રહ્મપર્યંત પરમ ફલ દશામા ગતિ કરાવી, તે ફલ પ્રાપ્તિ કરાવવી એ કાર્ય અગ્નિ શિવાય ઇતર કોઇ પણ કરી શકે એમ નથી વેદમા અગ્નિસૂક્તો વાચતા પણ અગ્નિનુજ આચાર્યત્વ ઉત્તરોત્તર સુદઢ થતુ જાય છે, એટલે રુદ્ર, વાયુ, શેષ પ્રભૃતિ આચાર્યથી અર્થાતજ ઉત્કર્ષ સિદ્ધ થાય છે કેવળ વ્યુત્પત્તિ, વૈદિક અગ્નિધર્મનુ સામ્ય, એટલાથીજ અટકવાનુ નથી, પણ તેમના વાક્પતિત્વથી પણ એજ પર્યવસાન આવે છે જેટલા ઉપલબ્ધ ગ્રથો છે તેમા પણ શબ્દ માધુર્ય ઉપરાત અર્થ ગાભીર્ય જોતા, તેમની શ્રુતિ સઘટ્ટન, યુક્તિદાઢર્ય અને સ્થિર અનુભૂતિનો વિચાર કરતા ઇતર આચાર્યો તો શુ પણ વિષ્ણુ સ્વામી સપ્રદાયના વ્યાસાદિ કરતા પણ એમનો ઉત્કર્ષ સર્વત્ર પ્રવર્તે છે શ્રીમદ્ વલ્લભાચાર્યજી એવા ઉત્કૃષ્ટ આચાર્ય છે એમ આગ્રહથી બોલવામા મારે એજ કહેવાનુ છે કે એમના સપ્રદાયોના લક્ષાવધિ ગ્રથો સડે છે તેનો જીર્ણોદ્ધાર કરી તેનુ અર્થજ્ઞાન લઇ તમારા જન્મનુ સાર્થક્ય કરો તેવા ગ્રથોનુ પઠનપાઠન આગ્રહપૂર્વક બન્યુ રહે તો માત્ર આ ભૂમિમાજ નહિ પણ સર્વત્ર આપણા ઉત્તમોત્તમ ધર્મની વિજયપતાકા પ્રવર્તે

બીજી વાત મારે એ કહેવાની છે કે જ્યારથી શ્રી વલ્લભાચાર્યજીના જીવન ચરિતપર ભાષણ આપવાનો નિશ્ચય થયો, ત્યારથી ગમે તે વખતે હુ મહારાજશ્રી પાસે જતો હતો ત્યારે શ્રી યદુનાથજી કૃત દિગ્વિજય લઇ તેના પત્રમા અન્વેષણ કરતાજ એમના દર્શન થતા આ ઉપરથી એમ માનવાને સબળ કારણ મળે છે કે જેટલી શિથિલતા છે તે આપણી છે જો આપણે આગ્રહથી આચાર્યોને પ્રાર્થના કરીએ તો આપણા તરફ ધર્મ બજાવવામા તેઓ સર્વ બદ્ધપરિકર થાય સાત દિવસે, પદર દિવસે, મહિને પણ એવું સુધાવર્ષણ બન્યુ રહે તો તેથી તમે સર્વ અમર બની જાઓ એમા સદેહ નથી પરતુ હુ ફરીથી જણાવુ છુ કે, વૈષ્ણવોએજ આગ્રહ કરી આચાર્યોને સ્વધર્મ પ્રવર્તાવવા બદ્ધપરિકર કરવાના છે શ્રી બાલકૃષ્ણલાલજીનુ કાઇ વિશેષ ઓળખાણ કરાવી હુ બેસી જઇશ–શ્રીવલ્લભાચાર્યના જીવનચરિત સપ્રદાયમા ઘણા છે તેમાનુ એક શ્રી વિઠ્ઠલનાથજીના પષ્ઠ પુત્ર શ્રી યદુનાથજીનુ કરેલુ છે તે ગ્રથ 'યદુનાથ વિજય' નામથી પડિતોમા પ્રસિદ્ધ છે. એ શ્રી યદુનાથજીના ખાસ વશમા શ્રી બાલકૃષ્ણલાલજી પ્રકટ થયા છે, તો ક્રમશ બીજા પણ એવા અપૂર્વ ગ્રથનુ અવગાહન કરી આવુજ વાક્સુધાપાન આપણને વારવાર કરાવશે એમ પ્રચુર આકાક્ષા બતાવી હુ બેસવાની આજ્ઞા માગુ છુ,

## શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજાશ્રિત વેદશાસ્ત્રસંપન્ન શાસ્ત્રી મનઃસુખરામનુ ભાષણ.

મુલતાની પડિત ચેતન રામજીએ વિદ્યાવૃદ્ધિ વાસ્તે નિરુક્તનો મત્ર ભણી બતાવી ભક્તિ વૃદ્ધિ તરફ વૈષ્ણવોનુ આકર્ષણ કર્યું ત્યાર બાદ શાસ્ત્રી મન સુખરામે ભાષણ શરૂ કર્યું કે

"આજે જેટલુ જ્ઞાન તમને આપવામા આવ્યુ છે તે સમસ્ત યાદ રાખનાર ભાગ્યવાન્ વિરલ થોડા જ હશે તો પણ તેનો સારાશ જો ટુકામા કહુ તો તમે સર્વ તે સમજી શકો અને તેનુ આચરણ પણ કરી શકો શ્રી કૃષ્ણદેવ રાજાએ પ્રશ્ન કર્યો ત્યારે શ્રી વલ્લભાચાર્યજીએ જે બે શ્લોક આજ્ઞા કર્યા તે સગ્રહરૂપ હોવાથી હુ બોલુ છુ અને તેનુ મનન કરી તે મુજબ દરેક વૈષ્ણવે વર્તવુ જોઇયે એવી મારી ખાસ ભલામણ છે

देवत्वेन गुरोरनुग्रहवशात् जाता प्रपत्तिर्यदा<br>
तत्कृष्णादि विधारयेत् परजयन्त्यैकादशीना व्रतम् ।<br>
धर्मं भागवत चरेत् हरिकथामाचार्यसत्सार्चन<br>
पाप तद्विमुखाननर्पितभुजि चान्याश्रय वर्जयेत् ॥ १ ॥

• હે રાજન! દૈવજીવ હોવાથી ગુરુના અનુગ્રહવડે જ્યારથી શરણે આવવુ ત્યારથી માલા ધારણ કરવી, તિલક મુદ્રા ધારણ કરવા, ચાર મુખ્ય જયતી અને એકાદશીવ્રત આચરણ કરવા ભાગવત ધર્મનુ સેવન કરવુ, હરિકથાનુ શ્રવણ કરવુ અને આચાર્ય તથા ભક્તનુ અર્ચન કરવુ પાપ, બહિર્મુખ, અસમર્પિત વસ્તુ ભોજન અને અન્યાશ્રય એ સ્થનો ત્યાગ કરવો

आश्रित्याश्रमधर्ममत्रभवता स्थेय प्रजा रक्षता
सेव्य श्रीरमण सदा हरिजनै कार्याधिका सगति ।
आजीव्य विदुषा विधाय जगता योज्याश्च ते शिक्षणे
दीनाना दयया नयेन विनयै कीर्तिर्विधेयाऽचला ॥

હે રાજન! "તમારે આશ્રમ ધર્મનો આશ્રય રાખી પ્રજાનુ રક્ષણ કરતા રહેવુ લક્ષ્મીપતિની સદા સેવા કરવી હરિજન સાથે અધિક સગતિ રાખવી પડિત લોકોનુ સન્માન કરી જગતમા શિક્ષણ આપનામા તેમનો વિનિયોગ કરવો દીનપર દયાથી, નીતિથી અને વિનયથી અચલ યશ પ્રાપ્ત કરવુ આ ધર્મ ખાસ ક્ષત્રિયોના છે પરતુ દરેક વર્ણના લોકોએ પોતપોતાને લાગુ પડતા ભાગનુ ગ્રહણ કરી તે મુજબ વર્તવુ

## સભા વિસર્જન.

ત્યારબાદ જયકૃષ્ણ શાસ્ત્રી પ્રસગોપાત્ત શ્લોક બોલ્યા બાદ શેઠ ગિરધરભાઇ જેઠાભાઇએ પણ પુસ્તકોનો જીર્ણોદ્ધાર કરવાને ખાસ આગ્રહથી સૂચન કરી મણિરત્નમાલાના શ્લોકથી દર્શાવ્યુ કે અપાર સસાર સમુદ્રમાથી ગુરુકૃપા શિવાય તરવાનો અન્ય ઉપાય નથી–સમાપ્તિમા

શેઠ ચતુર્ભુજ મોરારજીએ મહારાજશ્રીને વિજયતિલક માલા ધર્યા પછી, સર્વ પડિતોને માલા પહેરાવી હતી

ત્યારબાદ શ્રીવલ્લભાચાર્યજીની જય બોલી સભા વિસર્જન થઇ હતી

—:::::::::::—

# જાહેરખબર.

## ભારતમાર્તંડ પંડિત શ્રી ગટ્ટૂલાલજી ધર્મ પુસ્તકાલય.

ભૂલેશ્વર, મુંબાઇ

### શ્રીમદ્ વલ્લભાચાર્યજીનું ચરિત્ર.

એ નામનું ગૂજરાતી પુસ્તક શેઠ ગોવર્ધનદાસ લક્ષ્મીદાસે છપાવેલું ઉપલા પુસ્તકાલયમાં મળે છે. ન્યોછાવર રૂ ૦।

### શ્રીમદ્ વલ્લભાચાર્યજી સેવકો.

ચોર્યાસી વૈષ્ણવોની વાર્તા, તથા તેઓની ૮૪ બેઠકોના ચરિત્રનું વ્રજભાષામાં લખાયલું પુસ્તક પણ ઉપલા ગ્રહસ્થે છપાવેલું તૈયાર છે. ન્યોછાવર રૂ. ૫

### શ્રીમદ્ વલ્લભાચાર્યજી કૃત

## સંસ્કૃત તત્વદીપ નિબંધ સંપૂર્ણ.

આ ગ્રંથ પણ તૈયાર છે ન્યોછાવર રૂ ૪)

### શ્રીમદ્ વલ્લભાચાર્યજી કૃત

## ષોડશગ્રંથ.

એમા નાના નાના ૧૬ ગ્રંથો ગૂજરાતી ભાષાન્તર સાથે છે ન્યોછાવર રૂ ૦॥

એજ "ષોડશ ગ્રંથો" પદચ્છેદ તથા વિશેષ ટીકા સાથે છે, તેની ન્યોછાવર રૂ ૨

બહારગામના ઘરાકોને ટપાલ તથા વેલ્યુપેબલનો ખર્ચ વિશેષ લાગશે.

આ ઉપરાંત શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ બ્રહ્મસૂત્ર (ઉત્તર મીમાંસા) ઉપર લખેલું 'અણુભાષ્ય" એ બંગાળ એશિયાટીક સોસાઇટીએ છાપીને પ્રકટ કર્યું છે તથા તેમનું રચેલું "ગાયત્રી ભાષ્ય" રા રા મગનલાલ ગણપતરામ શાસ્ત્રી એમ એ એ બહાર પાડ્યું છે એ ઉપરાંત શ્રી ભાગવતની "સુબોધિની' ટીકા વગેરે ગ્રંથોનો જેટલો જેટલો ભાગ ઉપલબ્ધ છે, તે હસ્તલિખિત પંડિત શ્રી ગટ્ટૂલાલજી પુસ્તકાલયમાં તૈયાર છે જે કોઇ ગૃહસ્થની તે છપાવી પ્રસિદ્ધ કરવાની ઇચ્છા હશે, તેઓને તેની નકલ ઉતરાવના દેવામાં આવશે. વૈષ્ણવોએ જરૂર જાણવું જોઇએ કે, શ્રી આચાર્યજીના ગ્રંથોને પ્રસિદ્ધિમાં આણી, તેને પઠણપાઠણમાં મૂકવા, એ પણ શ્રી આચાર્યજીની એક પ્રકારની ઉત્તમ સેવા છે કેમકે સેવા અને કથા એ બે વૈષ્ણવોના મુખ્ય ધર્મો શ્રી આચાર્યજીએ કહ્યાં છે તે કથાનું કામ ગ્રંથો વિના કદી પણ પાર પડે તેમ નથી એજ વિજ્ઞપ્તિ.

લા. સેવક,

**વિઠ્ઠલ રાજારામ દલાલ,**

*પંડિત શ્રી ધર્મ પુસ્તકાલયના વ્યવસ્થાપક*

वहारजलपानादिकं कुर्वन्त तथा विण्मूत्रविसर्जनादिकमपि तत्रैवाचरन्तस्त्रिचतुराणि दिनानि तत्रैवोषित्वा जिगमिषितदेशगमनानन्तरं तत्रावरुध्य तत्रैव हूणराजधान्यां कस्यचिच्चण्डालस्य गृहे अभिलषितविद्याधिगमपर्यन्तं चण्डालैस्सहोषित्वा तदीयकूपाद्याहृतजलपानादिकं कृत्वा अभिलषितविद्यामधिगम्य ततः पुनस्समुद्रमार्गेणोक्तप्रकारेणैवैतद्देशं पुनरागच्छन्ति तेषु च समुद्रयानवत् चण्डालकूपाद्युदकपानचण्डालगृहेभोजनचण्डालसहवासचण्डालस्पर्शोत्तरविण्मूत्रविसर्जनचण्डालान्नभोजनादिरूपाणामनेकेषां प्रायश्चित्तनिमित्तानां सम्भवेन तेषां सर्वेषां पृथक्पृथग्विहितानि यानि प्रायश्चित्तानि तानि सर्वाण्यपि सकलव्य तादृशानेकनिमित्तशालिषु विधेयम् । तच्च न सम्भवति । तथा हि विज्ञानेश्वरीयमाधवीयमयूखादिनिबन्धेषु कामतः सकृत्कृतचण्डालकूपाद्युदकपानविषयतया चण्डालकूपभाण्डस्थं नरः कामाज्जलं पिबेत् । प्रायश्चित्तं कथं तत्र वर्णे वर्णे विनिर्दिशेत् । चरेत्सान्तपनं विप्रः प्राजापत्यं तु भूमिपः ॥ तदर्धं तु चरेद्वैश्यः शूद्रे पादं विनिर्दिशेदित्यापस्तम्बोक्तप्रायश्चित्तं व्यवस्थापितम् । अविज्ञातचण्डालगृहाविकरणकस्नानभोजनविषयतया अन्त्यजः पतितो वापि निगूढो यत्र तिष्ठति । सम्यग्ज्ञात्वा तु कालेन ततः कुर्याद्विशोधनम् । चान्द्रायणं पराकं वा द्विजातीनां विशोधनम् । प्राजापत्यं तु शूद्राणां शेषाणां त्विदमुच्यते । भुक्तं यैस्तत्र पक्वान्नं तेषामुक्तो विधिःक्रमः ॥ इत्यनेन संवर्तोक्तप्रायश्चित्तं व्यवस्थापितम् । चण्डालश्वपचानां तु सकरे समुपस्थिते । अहोरात्रं द्विरात्रं वा त्रिरात्रं षडहं स्मृतम् । तस्य ज्ञात्वोपपन्नस्य विप्राः कुर्युरनुग्रहम् । दधिक्षीरघृतैर्युक्तं कृच्छ्रं गोमूत्रयावकम् । प्राशयेत्सह भक्तैस्तु मासमेकं निरन्तरमित्युक्तप्रायश्चित्तं मयूखे चण्डालसहवासे अहोरात्रादितिमकरविषयतया व्यवस्थापितम् । माधवीये चण्डालैश्श्वपचैः स्पृष्टो विण्मूत्रे कुरुते द्विजः । त्रिरात्रं तत्र कुर्वीत भुक्त्वोच्छिष्टः षडाचरेत् ॥ इति शातातपोक्तप्रायश्चित्तं चण्डालादिस्पर्शोत्तरविण्मूत्रविसर्जनविषयतया प्रतिपादितम् । तत्रैव चण्डालान्नभोजने चण्डालान्त्यस्त्रियो गत्वा भुक्त्वा च प्रतिगृह्य च । पतत्यज्ञानतो विप्रो ज्ञानात्साम्यं च गच्छतीति मनुवचनोक्तचण्डालसाम्यस्य कामतोऽभ्यस्तविषयत्वं प्रतिपाद्य चण्डालान्नं द्विजो भुक्त्वा सम्यक्चान्द्रायणं चरेत् । बुद्धिपूर्वं तु कृच्छ्राब्दं पुनस्संस्कारमेव चेति कूर्मपुराणस्थवचनोक्तप्रायश्चित्तद्वयस्य कामाकामभेदेन सकृच्चण्डालान्नभोजनविषयतया व्यवस्थापितम् । तथा चोक्तसमुद्रयानसमानाधिकरणानां निरुक्तचण्डालकूपोदकपानादिविभिन्नजातीयानेकनिमित्तानां कामकृतत्वातिचिरकालाभ्यस्तत्वाभ्यां अत्यन्तगुरुभूतानां मध्ये एकैकस्मिन् कामतोऽभ्यासानुसारेण कल्प्यमानप्रायश्चित्तस्यैकस्यैव अनुष्ठातुमशक्यत्वेन तादृशानेकपूर्वोक्तनिमित्तकृततत्तत्प्रायश्चित्तसमूहस्य सर्वथाऽनुष्ठातुमशक्यत्वात् । तादृशानेकनिमित्तसमानाधिकरणसमुद्रयानस्तुरुपे प्रायश्चित्तविधानमफलमेवेति सर्वथा असंव्यवहार्यत्वमेवेत्यलं प्रसक्तानुप्रसक्तपरिचिन्तनेनेति विरम्यते ॥

काशीनृसिंहविदुषा रचिता कुतुकादियम् । कल्यब्धियानमीमांसा तनुतां विदुषां मुदम् ॥

कल्यब्धियानमीमांसा समाप्ता ॥

---

दर्व्यादानहोमन्यायेन चाण्डालम्लेच्छयोरन्यतरानुवादेनोक्तस्य प्रायश्चित्तस्यापरस्मिन्नपि सिद्धान्तितत्वात् ।

इत पर म्लेच्छोच्छिष्टभोजनमधिकृत्य निर्णीयते । अङ्गिरा —" चाण्डालपतिता-दीनां मुच्छिष्टान्नस्य भक्षणे । चान्द्रायणं चरेद्विप्र क्षत्रसान्तपनं चरेत् ॥ षड्रात्र च त्रिरात्रं च वर्णयोरनुपूर्वशः । " इति चाण्डालम्लेच्छयोः प्रायश्चित्तविषये साम्यस्यानुवद-नेन व्यवस्थापितत्वात् चाण्डालोच्छिष्टभोजनप्रायश्चित्तमेव म्लेच्छोच्छिष्टभोजनेऽपि वक्तव्य-मिति निर्विवादम् । अत्र मनुसुमन्तुवाक्ये चाण्डालसिद्धान्नस्यानुच्छिष्टस्याश्नतामेवपत्ता-युक्तभोजने पातित्यस्योक्ततया सर्वत्रानुच्छिष्टादुच्छिष्टे द्वैगुण्यमिति सिद्धान्तात् तावद्वारचा-ण्डालोच्छिष्टभोजने मुतरा पातित्य द्वैगुण्ये साम्यस्य भावस्य येवेत्यत्र नास्ति शङ्काया अव सर. कस्यापि ।

## सम्प्रति म्लेच्छसिद्धान्नभोजन प्रस्तूयोच्यते ।

तत्रापस्तम्बः "चाण्डालान्न यदा भुक्त ब्राह्मणाद्यै प्रमादतः । प्रायश्चित्त कथ तत्र यथा वर्ण विधीयते ॥ चान्द्रायण चरेद्विप्र क्षत्र सान्तपन चरेत् । षड्रात्र च त्रिरात्र च वर्णयोरनुपूर्वशः ॥" इति अत्र प्रमादतः इत्यस्याग्र सकृदित्यपि योजनीयम्, क्षत्रियादिवि-षये आपद्विषयत्वं च मन्तव्यम्, अन्यथा पादादि न्यूनत्व विशिष्टस्य चान्द्रायणस्यैव तेष्वपि प्राप्तेः एवमत्र शूलपाणिग्रन्थे स्पष्टम् । इदञ्च सिद्धान्नविषयकमन्यथा "अन्त्या-वसायिनामन्नमश्नीयाद् यस्तु कामतः । स तु चान्द्रायण कुर्यात् तप्तकृच्छ्रमथापि वा ॥ चाण्डाल श्वपच क्षत्ता सूतो वैदेहकस्तथा । मागधायोगवौ चैव सप्तैतेऽन्त्यावसायिनः॥" इत्यादिरङ्गिरोवाक्ये कामकृतचाण्डालान्नभोजने पूर्वोक्तापस्तम्बवाक्ये च प्रमादकृतचाण्डाला न्नभोजने एकप्रायश्चित्तस्य चान्द्रायणरूपस्योक्तयोः परस्पर विरुद्धत्वापत्तेः । अभ्यासानभ्या-सविषयत्वेन तु व्यवस्थापन न शक्यत कर्तुम्, उभयत्रापि सकृत् सकृदिति शूलपा-णिना व्याख्यातत्वात् । तस्मादाङ्गिरसवाक्यस्यामान्नविषयकमापस्तम्बवाक्यस्य सिद्धान्नविष यकमित्येव व्यवस्था युक्ता । यदि तु कश्चिदङ्गिरसमापस्तम्बवाक्यमप्यामान्नविषयकत्वेनैव योजयेदुक्ताङ्गिरसवाक्यस्याविरोधाय चोपायान्तरे प्रयतेत तदापि वक्तव्यम् । अस्त्वेव परन्तु तदानीं चान्द्रायणचतुष्टय सकृदज्ञानकृतचाण्डालान्नभोजनकर्तरि ब्राह्मणे प्रायश्चित्त स्यम् । ' चाण्डालान्न भुक्त्वा त्रिरात्रमुपवसेत्, सिद्धान्न भुक्त्वा पराकः " इति विष्णुवाक्येनामान्नभो-जनापेक्षया सिद्धान्नभोजने चतुर्गुणप्रायश्चित्तस्य बोधनात् पराकस्य द्वादशोपवासात्मक त्वात् । तदा प्रकृते विपाधयिपितसिद्धान्तोऽस्पष्टतयास्म्लेच्छसिद्धान्नभोजनेऽपि सिद्धो भविष्यतीत्यवधातव्यम् । यत्तु विष्णुना "चाण्डालान्न भुक्त्वा त्रिरात्रमुपवसेत्, सिद्धान्न भुक्त्वा पराकः" इत्युक्तम् तद् पक्वान्नभोजनविषयकमिति शूलपाणिरेवाह ॥

मनुना च "चाण्डालान्त्यस्त्रियो गत्वा भुक्त्वा च प्रतिगृह्य च । पतत्यज्ञानतो विप्रो ज्ञानात्साम्य तु गच्छति " इति वाक्येनाज्ञानकृते चाण्डालान्नभोजनादौ प्रत्येकं द्वादशाब्द-

साध्यव्रतनिवर्त्यं पातित्यमुक्तम् ॥ ज्ञानकृते तु चतुर्विंशत्यब्दसाध्यपारलौकिकनरकपातनिवृत्तिहेतुभूतप्रायश्चित्तानुष्ठानेप्यस्मिन् जन्मन्यव्यवहार्यत्वपर्यवसितं साम्यमुक्तम्। अनयोरापस्तम्बमानववाक्ययोरविरोधाय शूलपाणिना मानववाक्यस्याष्टचत्वारिंशद्वारावृत्तचाण्डालान्नभोजनमज्ञानकृतं ज्ञानकृतञ्च यथाक्रमं विषयत्वेन दर्शितम्। तस्यायमाशयः सकृत्चाण्डालान्नभोजने चान्द्रायणस्योक्तत्वेन चान्द्रायणे सार्द्धसप्तधेनूनां प्रतिनिधित्वेन "पतत्यज्ञानतो विप्र" इत्युक्तपातित्यनिवर्त्तकद्वादशाब्दव्रतप्रतिनिधित्वस्य षष्ट्युत्तरशतत्रयसङ्ख्याकधेनुषु सत्त्वेन सार्द्धसप्तसङ्ख्यया अष्टचत्वारिंशत्सङ्ख्याया गुणने षष्ट्युत्तरत्रिशतीसङ्ख्यायाः सम्पन्नत्वात् "चाण्डालान्त्यस्त्रियो गत्वा भुक्त्वा च प्रतिगृह्य च" इतिवाक्यस्याष्टचत्वारिंशद्वारावृत्तभोजनविषयकत्वं सिद्धं भवतीति ब्राह्मणेऽष्टचत्वारिंशद्वारावृत्तभोजनस्य पातित्यप्रयोजकत्वे 'पादोनं क्षत्रियः कुर्यादिति' प्रायश्चित्तपर्य्यालोचनया चतुर्थांशपापस्याधिक्ये सति क्षत्रिये, पादद्वयस्याधिक्ये सति वैश्ये, पादत्रयस्याधिक्ये सति शूद्रे ब्राह्मणसमप्रायश्चित्तस्य न्यायतः प्राप्ततया क्षत्रियस्य षष्टिवारावृत्तभोजने वैश्यस्य द्वासप्ततिवारावृत्तभोजने सच्छूद्रस्य चतुरशीतिवारावृत्तभोजने ब्राह्मणस्येव प्रायश्चित्तम्।

ज्ञानतोऽनुष्ठिते साम्यं च प्राप्नोति। न च चाण्डालान्नपदेन चाण्डालस्वामिकमेवान्नं प्रतीयते न तु तत्पक्वादि प्रवृत्ते च क्रयणेन स्वीयत्वसम्पादनात् चाण्डालान्नं तद्भविष्यतीतिवाच्यम्, सिद्धासिद्धान्नविचारे तत्स्वामित्वविचारस्य लोके शास्त्रे च कुत्राप्यदर्शनेन चाण्डालेन पक्वान्नस्य केनापि प्रकारेण गृहीत्वा भोजने चाण्डालसिद्धान्नभोजनत्वस्य निष्पन्नत्वात् न हि चर्मकारौदनस्त्वया भुक्त इत्याक्षेपे न मया चर्मकारौदनो भुक्तोऽपितु द्रव्येण क्रीतौदनोमया भुक्त इति समाधायोक्ताक्षेपात् कश्चिन्मुक्तोभवति। एवं चाण्डालस्पृष्टान्नभोजनस्यापि तत्र गच्छता दुर्वारतया तस्मिन्नपि "अमेध्यपतितचाण्डालपुल्कसरजस्वलावधूतकुणिकुष्ठिकुनखिसस्पृष्टानि भुक्त्वा कृच्छ्रं चरेदिति" शङ्खवाक्येन सकृत्कृते कृच्छ्रस्य विहिततया पापाभ्यासेन प्रायश्चित्ताभ्यासे प्रायश्चित्तसङ्ख्यापि न शक्यतेऽध्यवसातुं कुतः पुनस्तदनुष्ठानमिति।

इदानीं म्लेच्छदेशवासविषये पर्य्यालोच्यताम्।—

"पतितानां गृहं गत्वा भुक्त्वा च प्रतिगृह्य च। मासोपवासं कुर्वीत चान्द्रायणमथापि वा॥" इति बृहस्पतिस्मृत्या पतितगृहे सकृद्गमनमात्रकर्त्तुः मासोपवासस्य चान्द्रायणस्य वा साधकत्वोक्तौ म्लेच्छैकनिवासभूते जनपदे म्लेच्छगृहे च गमनबहुकालवासभोजनकर्त्तुः किं शोधकं भविष्यति। एवं गोमांसाद्यभक्ष्यभक्षणापेयपानादीनां बहूनां सम्भावितत्वया नास्ति तेषां चातुर्वर्ण्यव्यवहारयोग्यतेति सिद्धान्त इति शिवम्।

अत्र जन्मप्रभृतिपापानीत्यादिवाक्योक्तं षडब्दस्य बहुपापशोधकत्वन्तु मिताक्षरादर्शीत्वाभिप्रायकमिति तत्रैव द्रष्टव्यम्, विस्तरभयान्नेहप्रपञ्च्यते।

(१) त्रैवर्णिकैस्त्रैवर्णिकमात्रजलकशकैश्च द्वीपान्तरगमनमन्यमित्यत्र शिवकुमारशर्मसम्मतिः।

# સમુદ્રયાન શાસ્ત્રાર્થ.

## બે બોલ.

આધુનિક સુધારાના તોફાની મોજાના વમળમા ઘસડાઇ મુબઇ શેહેર મધે દ્વારકાના શ્રીમાન્ શકરાચાર્યજીએ આપેલા પ્રાયશ્ચિત વિચારને આધારે કપોળ વણિક જ્ઞાતિનો એક ભાગ વિલાયત જઇ આવેલા બે કપોળ ગૃહસ્થો સાથે સવત ૧૯૬૧ ના પોષ વદ ૬ ને ગુરૂવારે એક પક્તિએ જમ્યો હતો. અને તેને પૂછડે તણાઇ સુરતના વણિક મહાજનનો મોટો ભાગ વૈષ્ણવાચાર્યોની મના છતા, વિલાયતગતા, તેમજ તેના સસર્ગીઓ સાથે, ગયા ચૈત્ર શુદ ૭ ને બુધ વારે એક પક્તિએ જમ્યો હતો આથી આજ કાલ ગૂજરાત પ્રાતના વણિકો, તેમા પણ મુખ્ય કરીને મુબઇના વણિકો મધ્યે, વિલાયત ગમન વિષયક ચર્ચા અતિ જોશથી ચર્ચાઇ રહી છે, એવા સમયે ધર્મશાસ્ત્રને જાણનારા આર્યાવર્તના મહાન્ વિદ્વાનોનો એ સબધમા શુ નિર્ણય પ્રકાશ થયો છે, તે જાણવાની દરેક ધર્માગ્રહીને જીજ્ઞાસા ઉત્પન્ન થયા વગર રહે નહિ, તેથી તે પ્રકટ કરવો ઉચિત ધારીએ છઇયે જે ઉપરથી દરેક સમજુ મનુષ્યની ખાત્રી થયા વગર રહેશે નહિ કે કવિ સામળ ભટ્ટનો "સાહસ કર્મ" કરવા સબધી બોધ અતિ મનન કરવા યોગ્ય છે વણિકોએ સ્વધર્મ પાળવામા જેટલુ ઢીલાપણુ પ્રકટ કર્યું છે, તેથી ઉલટુ તેઓએ પારકા દુર્ગુણો ગ્રહણ કરવામા અતિ ઉતાવળીઆ પણુ બતાવ્યુ છે એ ઘણુંજ શોચનીય છે

## કાશીના પડિતોની સભા.

જેમ કપોળ વણિક જ્ઞાતિના કેટલાક પુરુષોની ઇચ્છા સ્વજ્ઞાતિના વિલાયત ગતા સાથે સ્વદેશ પાછા ફર્યા પછી, કેટલોક સમય અવ્યવહાર્ય રહી વર્ત્યા બાદ ખાનપાનાદિ સર્વ વ્યવહાર કરવાની થઇ, તેમ બિહાર પ્રાતના સારન જીલ્લાના કેટ ાક કાયસ્થ પુરુષોની સ્વજ્ઞાતિના વનિયા ગામના રહિશ ડા૦ ગણેશપ્રસાદ, જેઓ વલાયત જઇ સ્વદેશ પાછા ફર્યા હતા, તેઓની સાથે ખાનપાનાદિ સર્વ વ્યવહાર કર ઇચ્છા થઇ હતી, એવુ "બિહાર ટાઇમ્સ" ના તા૦ ૧૫ એપ્રિલ સને ૧૯૦૪ પરથી માલમ પડતા, બાબુ દુર્ગાપ્રસાદ તથા બાબુ યદુનાથ સહાય તરફથી,

વિલાયગતા સાથે ખાનપાનાદિ સર્વ વ્યવહાર કરવો ધર્મશાસ્ત્રાનુસાર છે કે નહિ? તે માટે વિચાર કરવા, સારન જીલ્લાની કાયસ્થ જ્ઞાતિની એક સભા તા૦ ૨૯ મે સને ૧૯૦૪ તથા તા૦ ૩૦ મે સને ૧૯૦૪ ના દિવસોએ પચ મદિરમા બોલાવવામા આવી હતી સભામાં વિચાર કરવાનો વિષય ધર્મશાસ્ત્રને આધીન હોવાથી, ધર્મશાસ્ત્રને જાણનારા મહાન્ વિદ્વાનોને પણ આમન્ત્રિત કરવામા આવ્યા હતા સભામા બે હજારથી વધુ કાયસ્થો ઉપરાત કાશી નિવાસી જગદ્વિખ્યાત મહામહોપાધ્યાય શ્રી પડિત શિવકુમાર શાસ્ત્રીજી, નિપેજ (જીલ્લા આરા) નિવાસી શ્રી પડિત શિવનારાયણ ઓઝા શાસ્ત્રીજી, મૌજે હાસાપૌર (જીલ્લા સારન) નિવાસી શ્રી પડિત ત્રિવિક્રમ ત્રિવેદીજી, ઝેઆ (જીલ્લા સારન) નિવાસી શ્રી પડિત હરિવશદત્ત મિશ્રજી, છપરા જીલ્લા સ્કૂલના હેડ પડિત સાખ્યયોગ--વ્યાકરણ સાહિત્યાચાર્ય શ્રી પડિત રઘુનદન ત્રિપાઠીજી, પટના કૉલેજના સસ્કૃતાધ્યાપક કાવ્ય તીર્થ શ્રી પડિત દેવદત્ત ત્રિપાઠીજી, નિમેજ (જીલ્લા આરા) નિવાસી શ્રી મહેશ્વરદત્ત ઓઝાજી, શ્રી પડિત રામચન્દ્ર મિશ્રજી તથા અન્ય પડિત મહોદય ગણો પણ હાજર હતા સભા પતિ બાબુ યદુનાથ સહાયની સવિનય વિનતિથી સમસ્ત પડિત મડળીની સમતિથી ઉક્ત વિષય સબધી જે વ્યવસ્થા નક્કી થઇ હતી, તે **કાશી નિવાસી જગદ્વિખ્યાત મહામહોપાધ્યાય શ્રી પંડિત શિવકુમાર મિશ્રે** સંક્ષેપમા વ્યાખ્યાન રૂપે સભળાવી હતી એ નક્કી થયેલી વ્યવસ્થા સસ્કૃતમા છૂટી છપાઇ છે અને તેનો ભાષાનુવાદ સર્વની જાણ માટે ગુજરાતી ભાષામા પ્રકટ કરીએ છીયે

## કાશીના પડિતોનો પરદ્વીપ ગમનના સબધમાં શાસ્ત્રાનુસાર નિર્ણય.

સાપ્રત (આજ કાલ) સમુદ્રયાન (વહાણ, આગબોટ)થી દ્વીપાતર (યુરોપ, અમેરિકા) જનારા બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને અબ્રાહ્મ શૂદ્ર (કે જેનુ અડકેલુ પાણી ત્રૈવર્ણિકો પીએ છે) તેમને પોતપોતાની ન્યાત જાતમા વ્યવહાર (એક પક્તિ ભોજનાદિ ક્રિયા)ની યોગ્યતા છે કે નહિ? એ પ્રશ્નના જવાબમા ધર્મ શાસ્ત્રનો શો સિદ્ધાત છે તે દેખાડવવામા આવે છે

આ ઠેકાણે દ્વીપાન્તર ગમન (યુરોપ, અમેરિકામા જવા) દ્વિજ જાતિને પતિત કરનારા કયા કયા કર્મોનો સભવ છે, તે પ્રથમ તપાસીએ દ્વીપાન્તર ગમન સમુદ્રયાન (વહાણ, આગબોટ) વગર થઇ શકતુ નથી માટે પ્રથમ સમુયાન, **૨ મ્લેચ્છની સાથે ભોજન, ૩ મ્લેચ્છનુ એંઠુ ભોજન, ૪ મ્લેચ્છે રાંધેલા અન્નનુ ભોજન, ૫ મ્લેચ્છ સ્પૃષ્ટ (અડકેલું) ભોજન, ૬ મ્લેચ્છ દેશમાં વાસ** વગેરે ઘણા નાના મોટા દોષો બનવાનો સભવ

અવશ્ય છે, એટલા માટે ઉપર જણાવેલા મુખ્ય કર્મોમાના એક એકને માટે જુદો જુદો આધાર લખીને વ્યવસ્થા વિચાર (નિર્ણય)નો આરંભ કરવામા આવે છે

## સમુદ્રયાન સંબંધી વિચાર.

આ બાબતમા જો કે મિતાક્ષરામા લખેલુ મહર્ષિ બૌધાયનનુ "समुद्रयान ब्राह्मणस्य न्यासापहरण सर्वपण्यैर्व्यवहरण भूम्यनृत शूद्रसेवा यश्च शूद्रायामभिजायते तदपत्य च भवति तेषा तु निर्देश चतुर्थकाल मितभोजिन स्युरपोऽभ्युपेयु सवनानुकल्प स्थानासनाभ्या विहरन्त एतैस्त्रिभिर्वर्षैस्तदपघ्नन्ति पापम्" इति ॥ અર્થ જે લોક સમુદ્રયાન, બ્રાહ્મણની થાપણ ઓળવે, ગમે તે વસ્તુનો વેપાર કરે, જમીનની બાબતમા જુઠી સાક્ષી આપે, શૂદ્રોની ચાકરી કરે, શૂદ્ર સ્ત્રીનો સગ કરે, શૂદ્ર સ્ત્રીમા પુત્ર પેદા કરે, એ કર્મોને કરે છે એને માટે એવુ પ્રાયશ્ચિત્ત છે કે, જેમ યજ્ઞમા ઋત્વિજ લોક ઘરનુ સર્વ કામકાજ છોડીને ફક્ત યજ્ઞનુ કાર્ય કરે છે, તેમ ઉપલા કર્મો કરનાર બીજો બધો વ્યાપાર છોડીને નિત્ય ત્રિકાળ સ્નાન સધ્યા તથા ચોથે પહોરે થોડુ ભોજન કરે એમ ત્રણ વર્ષનુ વ્રત કરવાથી તે લોક ઉક્ત પાપનો નાશ કરી શકે છે અર્થાત્ ઉક્ત પાપના અન્તર્ગત એકેક પાપ કરનારને ઉપરોક્ત ત્રણ ત્રણ વર્ષનુ વ્રત પ્રાયશ્ચિત્ત છે

આ પ્રમાણથી સમુદ્રયાન કરનાર બ્રાહ્મણાદિ વર્ણોને માટે એક પ્રકારના નિયમથી યુક્ત ત્રણ વર્ષનુ વ્રત પ્રાયશ્ચિત્ત કહેવામા આવ્યુ છે આ વાક્યમા ब्राह्मणस्य એ શબ્દનો અન્વય न्यासापहरण શબ્દની અદર રહેલા न्यास પદાર્થમા છે, માટે એનો અર્થ બ્રાહ્મણની થાપણ ઓળવવી એવો થાય છે તથાપિ બૃહન્નારદમા કહ્યુ છે કે "समुद्रयातु स्वीकार कमण्डलुविधारणम् । द्विजानामसवर्णासु कन्या सूपमयमस्तथा ॥ इमान् धर्मान् कलियुगे वर्ज्यानाहुर्मनीषिण ॥ અર્થ સમુદ્રમા (વહાણ આગબોટથી) જનાર બ્રાહ્મણાદિક વર્ણોનો સ્વીકાર અર્થાત્ પ્રાયશ્ચિત્ત પછી પણ એમની સાથે વ્યવહાર (એક પક્તિ ભોજનાદિ ક્રિયા), કમડલુનુ ધારણ, દ્વિજોનો અન્ય વર્ણની કન્યા સાથે વિવાહ, આદિ કેટલાએક ધર્મો કલિયુગમા ઋષિયોએ વર્જિત કર્યા છે આ ઉપરથી કલિકાલમા નૌકાદ્વારા સમુદ્રમા યુરોપ, અમેરિકા વગેરે દેશોમા જનાર બ્રાહ્મણાદિ વર્ણોએ પ્રાયશ્ચિત્ત કર્યા પછી પણ પોતપોતાની ન્યાત જાતમા (ખાન પાનાદિ) વ્યવહાર નહિ કરવો જોઇયે, એમ સિદ્ધ થાય છે આ બૃહન્નારદીય વાક્યથી સમુદ્રયાન દ્વારા દ્વીપાન્તર ગમનનો નિષેધ ચારે વર્ણોને માટે મળે છે, તોપણ આ ઠેકાણે એમ કહી શકાય છે

* અન્ય યુગોમા દ્વીપાન્તર જનાર પુરુષ ઉક્ત પ્રાયશ્ચિત્ત કરીને શુદ્ધ થતા હતા, તે પછી સજાતીય વ્યવહારમા તેઓને લેવામા આવતા હતા, પરતુ કલિકાલમાં એના **સ્વીકારનો નિષેધ** હોવાથી તથા યથોક્ત પ્રાયશ્ચિત્ત ન બની શકવાથી એ મતથી શુદ્ધ થયા પછી પણ વ્યવહારમા લઇ શકાતા નથી

કે "બૃહન્નારદ"નુ વચન **સામાન્ય** છે અને "હેમાદ્રિ"મા લખેલુ "આદિત્ય પુરાણ"નુ વચન **વિશેષ** છે મીમાસાની રીતે **સામાન્ય** વાક્યનુ તાત્પર્ય **વિશેષ**મા માનવામા આવે છે, તેથી "આદિત્યપુરાણ"ના વાક્યના અનુરોધથી "બૃહન્નારદ" વાક્યનુ પણ તાત્પર્ય એજ કહેવુ ઉચિત છે કે, બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈસ્ય એ ત્રૈવર્ણિકને માટે **સમુદ્રયાન નિષેધ** છે, નહિ કે સત્ શૂદ્રોને માટે પણ "ઠીક છે, પરતુ શૂદ્ર સબધી સમુદ્રયાનના નિષેધ માત્રના ખડનથીજ સત્ શૂદ્રોને માટે યુરોપાદિ ગમન ન્યાત જાતના વ્યવહારને રોકનાર નહિ થાય" આમ કહેવુ અયુક્ત છે, કેમકે એ લોકોને માટે પણ આગળ કેટલાક કારણોથી દ્વીપાતર જવાથી ન્યાત જાતમા વ્યવહાર યોગ્યતાની પ્રતિબધકતા કહેવામા આવી છે દ્વિજોને માટે સમુદ્રયાનનો નિષેધ હોવાથી "આદિત્યપુરાણ" મા કહ્યુ છે કે -द्विजस्याब्धौतु नौयातु शोधितस्यापि सग्रह । सत्र-दीक्षा च सर्वेषा कमण्डलुविधारणम् ॥ यते साय गृहस्थत्व सूरिभिस्तत्त्वदर्शिभि । एतानि लोकगुप्त्यर्थं कलेरादौमहात्मभि । निवर्तितानि कर्माणि व्यवस्थापूर्वक बुधै ॥ અર્થ—કલિયુગમા વહાણ વગેરેમા બેસી મહાસાગરમા જનાર બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્યોનો પ્રાયશ્ચિત્ત કર્યા પછી પણ સ્વીકાર (ન્યાત જાતનો વ્યવહાર) સર્વ વર્ણોની યજ્ઞમા દીક્ષા, કમડલુનુ ધારણ, ઇત્યાદિ લખીને યતિએ જ્યા સધ્ય પડે ત્યા જ મુકામ કરવો વગેરે કર્મોને વર્ણાશ્રમ ધર્મની રક્ષાદ્વારા લોકરક્ષ થવા માટે તત્વદર્શી મહાત્મા ઋષિ લોકોએ કલિના આરભમા એકઠા મળીને સર્વની સમતિ પૂર્વક વર્જિત કર્યાં છે

---

* જો કે દ્વારકા, જગન્નાથપુરી વગેરે તીર્થોમા સમુદ્રયાનદ્વારા જનાર ત્રૈવર્ણિકને પણ સમુદ્રયાનનુ પાપ આ વચનથી લાગુ પડે છે, તોપણ "एकत्रकृत शास्त्रार्थोऽन्यत्र प्रवर्त्तते" (એક જગાએ કરેલો શાસ્ત્રાર્થ તેની સજાતીય બીજી જગાએ પણ લાગુ પડે છે) એ ન્યાય મુજબ પ્રશ્ન કર્તાએ જાણવુ જોઇયે કે અગ, બગાદિ દેશ જનાર માટે ઋષિ મુનિયોએ એવી વ્યવસ્થા કરી છે કે अङ्गवङ्गकलिङ्गेषु सौराष्ट्रमगधेषु च । तीर्थ यात्रा विना गत्वा पुन सस्कारमर्हति ॥ અર્થ અગ, બગ કલિગ, સૌરાષ્ટ્ર અને મગધ દેશમા તીર્થયાત્રા વિના જનારે, ત્યાથી પાછા સ્વદેશમા આવે ત્યારે ફરી સસ્કાર કરવો (જનોઇ પહેરવી) તેજ વ્યવસ્થા આ ઠેકાણે પણ સમજવી કે તીર્થયાત્રા સિવાય સમુદ્રયાનમા પાપ થાય છે

અથવા દ્વારકાદિ તીર્થયાત્રાને માટે ધર્મશાસ્ત્રકારોના સાક્ષાત્ વચન છે, તો એ તીર્થયાત્રા સમુદ્રયાન વિના થઇ શક્તી નથી, એટલા માટે દ્વારકાદિ તીર્થયાત્રામા સમુદ્રયાન દોષદાયક નથી

ત્રીજુ સમાધાન એ છે કે નાન્તરીયક ન્યાયથી અર્થાત્ જેમ **અશ્વમેધ** કરવામા તથા યુદ્ધ વગેરે કર્મોમા અનેકાનેક પ્રાણિઓની હિસાજન્ય પાપ થાય છે, તોપણ **અશ્વમેધ** થી પુણ્ય પર્વત પેદા થાય છે, એટલા માટે **અશ્વમેધ** કરવામા આવે છે તેમજ

આ રીતે ચીન જાપાન આદિ દેશોમા જનારને પણ સમુદ્રયાનનું પાપ તુલ્ય જાણવુ જોઇયે એવા દેશમા જનારને સમુદ્રયાન અલ્પ પાપનું કારણ થશે કે જ્યા ઉપવાસ પૂર્વક સમુદ્રયાનમા મુસાફરી થઇ શકે છે (આ ઉપરથી એટલુ તો સિદ્ધ થઇ ચુકયુ કે સમુદ્રમા વહાણ આગબોટાદિ મારફતે યુરોપ, અમેરિકા જનારાઓને સમુદ્રયાનનુ પાતક લાગે છે અને તેઓનો કલિકાલમાં પ્રાયશ્ચિત કીધા બાદ પણ ન્યાત જાતના ખાનપાનાદિ વ્યવહારમાં સ્વીકાર થઇ શકતો નથી.)

---

આ ઠેકાણે સમુદ્રયાનમા પાપ થાય છે, તોપણ દ્વારકાદિતીર્થયાત્રાથી પુણ્ય રાશિ પેદા થાય છે, તેટલા માટે તીર્થયાત્રામા સમુદ્રયાન વધારે દોષદાયક સમજવામા આવતુ નથી

ચોથુ સમાધાન કૂપખાનક ન્યાયથી તપાસીએ, અર્થાત્ જેમ કૂવો ખોદવામા અનેક જીવહત્યા થાય છે, તોપણ એ કૂવાના જલપાનથી હજારો પ્રાણીઓની તૃપ્તિદ્વારા પુણ્યપુંજ પેદા થાય છે, તે કારણથી ધર્માત્મા લોકો કૂવો ખોદાવે છે તેમજ આ ઠેકાણે સમુદ્રયાનમા પાપ થાય છે, તોપણ તીર્થયાત્રામા તેથી કેટલુક વધારે પુણ્યપુંજ પેદા થાય છે, તેટલા માટે ધર્માત્મા પુરુષ સમુદ્રયાન દોષ વિધાયક નથી સમજતા

પ્રશ્ન-સત્ય ત્રેતા આદિ યુગોમા આ દેશ નિવાસી દ્વીપાન્તરમા જતા હતા, ત્યારે ઋષિયોએ શામાટે કલિયુગના સમુદ્રયાનનો નિષેધ કર્યો?

ઉત્તર-ઋષિયોની આજ્ઞામા આસ્તિકગણ તો શકા ઉઠાવતાજ નથી, કમકે ઇહા તો મહર્ષિયોનો એ સિદ્ધાત છે કે – તે सर्वार्थेष्वमीमास्ये ताभ्या धर्मो हि निर्बभौ ॥ શ્રુતિ અને સ્મૃતિયોના અર્થોમા તર્ક કરવો જ ન જોઇયે કેમકે એથીજ ધર્મ નિકળ્યો છે અર્થાત્ શ્રુતિ સ્મૃતિ ધર્મનુ સ્વરૂપ ન બતાવે તો કેવળ તર્કથી આપણે કોઇ ધર્મ જાણી શકીયે નહિ

બીજુ સમાધાન એ પણ છે કે સત્યયુગાદિમા હાડકામા પ્રાણ રહેતો હતો, તે કારણથી તે લોકો મહિનો બે મહિના અન્ન ન મળે તોપણ ક્ષીણ થતા નહતા અને હમણા તો કેવળ અન્નમાજ પ્રાણ રહેલા છે જો અન્ન ખાધા વિના સાજ પડે તો કેવી વ્યાકુળતા થાય છે તે તો સૌ કોઇ જાણે છે એટલા માટે કલિના આરંભમા મહર્ષિ લોકોએ ભેગા મળી સર્વની સમતિ પૂર્વક વર્ણાશ્રમ ધર્મની રક્ષા માટે દ્વીપાન્તર ગમન વર્જિત કર્યુ છે, કેમકે ત્યા જનારને લોજનાદિ અનેક સસર્ગ થયા વિના રહે નહિ અને ભોજનાદિ સસર્ગથી વર્ણાશ્રમ ધર્મ ભ્રષ્ટ થઇ જશે (માટે દ્વીપાન્તર ગમન કલિયુગમા વર્જિત કર્યુ છે)

વળી ત્રીજા સમાધાન તરફ દૃષ્ટિ કરો કે અન્ય યુગોમા દ્વીપાન્તરવાસી કૂરાચાર માત્ર રાખતા હતા, પણ તે લોકો વૈદિક ધર્મમા તત્પર થઇ યજ્ઞ, દાન, તપ આદિ સર્વ ધર્મોનુ આચરણ કરતા હતા જુઓ લંકેશ રાવણ બ્રાહ્મણ હતો ત્યા જે યજ્ઞ દાન આદિ ધર્મ કાર્યો થતા હતા તે રકથી ગય સૂધી સર્વ રામાયણ વાચનારને જાણીતી વાત છે આજ કાલની પેઠે ભ્રષ્ટાચાર એ દ્વીપોમા પણ ન હતો, તેથી એ યુગોમા એ દ્વીપોમા ચાતુર્વર્ણિકની આવજા હતી કલિ કાલમા એ દેશોની મ્લેચ્છમયતા જોઇને મહર્ષિઓએ વર્જિત કર્યું હશે એમ સિદ્ધ થાય છે

# મ્લેચ્છ સહભોજન સંબંધી વિચાર.

આ બાબતમા મહર્ષિ યાજ્ઞવલ્કયનુ વચન છે કે "ब्रह्महा मद्यप स्तेन-स्तथैव गुरुतल्पग । एते महापातकिनो यश्च तैस्सह सवसेत् ॥ एभिस्तु सवसेत् यो वै वत्सर सोऽपि तत्सम ॥ અર્થ–બ્રહ્મહ (બ્રહ્મહત્યારો) મદ્યપી (દારૂ પીનાર) સ્તેન (ચોર) ગુરુ તલ્પગ (ગુરુ વગેરે મોટાની સ્ત્રીનો સગ કરનાર) એ ચાર મહા પાતકી છે પાચમો એમનો સસર્ગી પણ મહાપાતકી છે એવા મહા પાતકીની સાથે વર્ષ સુધી જે સસર્ગ કરે, તે પુરુષ તેની સમાન થઈ જાય છે બ્રહ્મહા આદિ ચાર મહાપાતકીયોની તુલ્ય એમના સસર્ગીને પણ મહાપાતકી ગણવા જોઈયે અને એવા મહાપાતકીના શોધક પ્રાયશ્ચિત્તના અનુષ્ઠાનથી સસર્ગીની શુદ્ધિ થાય છે, એમ યાજ્ઞવલ્કે આ વાકયથી કહ્યુ છે મનુજીએ પણ મહાપાતકો તથા તેના પ્રાયશ્ચિત્તો લખીને લખ્યુ છે કે यो येन पतितेनैषा ससर्ग याति मानव । स तस्यैव व्रत कुर्यात् तत्ससर्गविशुद्धये ॥ આના મહાપાતકીઓમાના જે મહાપાતકીની સાથે જે પુરુષ સસર્ગ કરે છે, તે સસર્ગી પોતાની શુદ્ધિને માટે મૂળ પાતકી (કે જેનો એ સસર્ગી થયો હોય)ના શોધક પ્રાયશ્ચિત્તનુ સજાતિય પ્રાયશ્ચિત્ત કરે અર્થાત જે પ્રાયશ્ચિત્તથી મૂળ પાતકી શુદ્ધ થાય છે, તે પ્રાયશ્ચિત્તથી એનો સસર્ગી (પણ) શુદ્ધ થાય છે આ બાબતમા વ્યાસજી પણ કહે છે કે "यो येन सवसेद् वर्षं सापि तत्समतामियात् । पादहीन चरत सोपि तस्यतस्य व्रत द्विज ॥ અર્થ–જે, જે પાતકીની સાથ એક વર્ષ સગ કરે છે, તે એ પાતકીની બરાબર થઈ જાય છે અને તે સસર્ગી પોતાની શુદ્ધિને માટે મૂળ પાતકીના શોધક પ્રાયશ્ચિત્તથી એક પાદ ઓછુ પ્રાયશ્ચિત્ત કરે આમા પાતકીનો એક વર્ષ સસર્ગ કરવા છતા પણ સસર્ગીએ પાતકીથી એક પાદ ઓછુ પ્રાયશ્ચિત્ત કરવુ જોઈયે, એવી રીતે વ્યાસજીનો જે અનુગ્રહ છે, તે પણ કોઇ સસર્ગીના વિશેષ વિષયમા છે, સર્વ સસર્ગીના વિષયમા નથી એમ મયૂખકારનો લેખ છે શૂલપાણિ વગેરે ગ્રથકારોનો મત એવો છે કે એ વ્યાસનો અનુગ્રહ સર્વ સસર્ગી માટે છે, પરતુ "स तस्यैव व्रत कुर्यात" ઇત્યાદિ વચન પ્રાયશ્ચિત્તની સજાતિયતા બોધક છે અર્થાત્ તે સસર્ગી પણ જેનો સસર્ગ કર્યો હોય તેના કર્તવ્ય પ્રાયશ્ચિત્તનુ અનુષ્ઠાન કરે કામલા તરિકે બ્રહ્માદિ પાતકીનુ જે દ્વાદશાબ્દ વ્રત પ્રાયશ્ચિત્ત છે, તે જ પ્રાયશ્ચિત્તનુ સજાતિય પાદન્યૂન પ્રાયશ્ચિત્ત બ્રહ્મહાદિના સસર્ગીનુ પણ છે એ વિષયમા હાલ વિચાર કરવાની કઈ જરૂર નથી, તેથી તેનો વિશેષ વિચાર હાલ કરવામા આવતો નથી અહિં યાજ્ઞવલ્કયે જે સામાન્યરૂપથી એક વર્ષનો સસર્ગ પાતકીની સમાન ગણવામા કારણ લખ્યો છે તે બૃહસ્પતિ તથા દેવલ વાકયથી પણ સિદ્ધ થાય છે બૃહસ્પતિ વાકયમા કહ્યુ છે કે "एकशय्यासन पङ्क्तिभाण्डपक्वान्नमिश्रणम् । याज-

नाध्यापने योनिस्तथा च सहभोजनम् ॥ नवधा संकर प्रोक्तो न कर्तव्योऽधमैः सह ॥ અર્થ–એક શય્યા (એક પલગપર સૂવુ), એક આસનપર બેસવુ, એક પંક્તિ, એક વાસણ, એક રસોડામા જમવુ, યાજન, અધ્યાપન, વિવાહ, અને એકઠુ જમવુ એ નવ પ્રકારના સસર્ગ કહ્યા છે અને એ સ્વવર્ણથી ઉતરતી વર્ણ સાથે નહિ કરવાં જોઇયે તેમજ દેવલ સ્મૃતિમા પણ કહ્યુ છે કે 'याजन योनिसम्बन्ध स्वाध्याय सहभोजनम् । कृत्वा सद्यः पतत्येव पतितेन न संशय ॥ અર્થ–યાજન (યજ્ઞ કરવા), વિવાહ, અધ્યાપન, સહ ભોજન એ ચારે સસર્ગ પતિતોની સાથે કરવાથી ચાતુર્વર્ણિક સદ્ય (તરતજ) પતિત થાય છે, એમા કંઈ પણ સદેહ નથી હવે બૃહસ્પતિ વાકયમા જે એક શય્યા, એકાસનમા બેસવુ, એક પંક્તિ, એક વાસણ, એક રસોડામા ભોજન, તથા યાજન, અધ્યાપન, વિવાહ અને સહભોજન આ નવ સસર્ગ ગણાવ્યા છે, તેમા પ્રથમ એક શય્યા આદિ પાચ સસર્ગ છે અને યાજન, અધ્યાપન, વિવાહ અને સહ ભોજન રૂપ સસર્ગ તો દેવલ સ્મૃતિથી સદ્ય (તરત જ) પતિત કરવાવાળા છે, એમા કંઇ પણ સદેહ નથી પાતકીનુ પાપ સસર્ગીમા શી રીતે આવે છે, તે સબધમા દેવલ સ્મૃતિમા કહ્યુ છે કે संलाप स्पर्शनिःश्वाससहयानाशनासनात् । याजनाध्यापनाद् यौनात् पाप संक्रमते नृणाम ॥ અર્થ–પરસ્પર વાત કરવાથી, પરસ્પર અડકવાથી, પરસ્પર નાસિકાનો શ્વાસ જવાથી, એક સ્વારી, એકત્ર ભોજન, એક આસન (ગાદી) પર બેસવાથી, યાજન, અધ્યાપન, વિવાહ એ સસર્ગોથી પાતકીનુ પાપ સસર્ગીમા આવે છે

હવે એ પણ જોવુ જોઇયે કે, ઉક્ત સસર્ગો (ઉપર જણાવેલા સસર્ગો) વાળા તથા મ્લેચ્છ વા પતિત એમાથી કોઇની સાથે સંગ કરવો નહિ જોઇયે કેમકે એ સસર્ગ જે મ્લેચ્છ વા પતિતની સાથે કરવામા આવે તેના પાપનો ભાગી તે પુરુષ (સસર્ગ કરનાર) થાય છે એમ ઉપર જણાવેલા દેવલ સ્મૃતિના પ્રમાણથી બોધિત થાય છે વળી પતિતના સસર્ગ બાબદમા કહ્યુ છે કે स तस्यैव व्रत कुर्यात् पादहीन चरेत्सोऽपि इत्यादि" વાક્યથી પાપીના બરાબર અથવા ચતુર્થાંશ ઓછુ સસર્ગીએ પ્રાયશ્ચિત્ત કરવુ જોઇયે, એવો ધર્મશાસ્ત્રોમાં સસર્ગોના વિષયમા નિસ્તાર (નિર્ણય) કરેલો છે મ્લેચ્છ સસર્ગની બાબદમા તો મ્લેચ્છને શુદ્ધ કરવાવાળુ કોઇ પણ પ્રાયશ્ચિત્ત ધર્મશાસ્ત્રમા માલમ પડતુ જ નથી તેવી કરીને ધર્મશાસ્ત્રકારોનો આશય એવો માલમ પડે છે કે, **મ્લેચ્છ સંસર્ગીનો નિસ્તાર (નિવારણનો ઉપાય) નથી.** (યાને તે શુદ્ધ થઇ શકે જ નહિ) પરતુ અત્રે કેટલીક શંકાઓ ઉત્પન્ન થતી હોવાથી તેનો નિર્ણય પ્રશ્નોત્તરદ્વારા દર્શાવીએ છઇયે.

પ્રશ્ન-"चाण्डालान्त्यस्त्रियो गत्वा" ઇત્યાદિ વચનમા કહેલા ચાણ્ડાલાન્ત ભોજનનુ જે પ્રાયશ્ચિત્ત છે, તે જ પ્રાયશ્ચિત્ત મ્લેચ્છ સહ ભોજનનુ પણ બોધક થાય કે નહિ ?

ઉત્તર-નહિ કેમકે એ વાક્યમા સહ ભોજનરૂપ સસર્ગ કહ્યો નથી

પ્રશ્ન-બ્રહ્મહત્યાદિ મહા પાતકની અપેક્ષા મ્લેચ્છ સહ ભોજનથી અધિક નથી તો બ્રહ્મહત્યાદિ પાતકનુ જે બોધક પ્રાયશ્ચિત્ત છે, તે એનુ પણ બોધક નહિ થઇ શકે ?

ઉત્તર-નહિ, કેમકે મનુજીએ "ज्ञानात् साम्यन्तु गच्छति" (જ્ઞાનપૂર્વક ચાણ્ડાલાન્ત ભોજન આદિ પાપથી પાપીને ચાણ્ડાલની સમાનતા મળે છે) એ અશમા ન્યાત જાતના વ્યવહાર રોકવામા બ્રહ્મહત્યાદિ મહા પાતકની અપેક્ષા એના પાપોમા અધિકતા દેખડાવી છે, એથી કરીને બ્રહ્મહત્યાદિ મહા પાતકના પ્રાયશ્ચિત્તથી એની શુદ્ધિ થઇ શકતી નથી, તેમ જ અનાદિકાળથી આજ સુધી એવો વ્યવહાર (રૂઢિ) પ્રચલિત છે કે જે મ્લેચ્છ સહભોજી થયા હોય તે મ્લેચ્છ થઇ જાય છે અને તે ન્યાત જાતના કોઇ પણ વ્યવહારમા ભાગ લઇ શકતા દેખાતા નથી

પ્રશ્ન-એક પાત્ર (વાસણ) મા એકઠા ભોજન રૂપ જે સહ ભોજન પતિત કરવાવાળુ છે, તે યુરોપાદિ જવાવાળાને થતુ નથી. તો તે કેમ પતિત થઇ શકે ?

ઉત્તર-જ્યા એઠા જુઠા આદિનો કઇ પણ વિચાર નહિ હોય તેમ જ એઠા વાસણને મૃત્તિકા (માટી) આદિથી શુદ્ધ કરવાનો રિવાજ ન હોય ત્યા એવા એઠા વાસણમા જે ભોજન હોય તે સહભોજનની તુલ્ય કહેવાય છે વાસ્તવિક રીતે તો એવી પણ અધિક ઘૃણાને તુલ્ય છે

પ્રશ્ન-મનુસ્મૃતિમા કહ્યુ છે કે "चाण्डालान्त्यस्त्रियो गत्वा भुक्त्वा च प्रतिगृह्य च। पतत्यज्ञानतो विप्रो ज्ञानात् साम्यन्तु गच्छति अर्थ-જે ચાણ્ડાલ અથવા અન્ત્યજ સ્ત્રી સાથે ભૂલથી ગમન કરે, યા ભૂલથી તેની સાથે ખાય, યા ભૂલથી તેનું દાન લે તે બ્રાહ્મણ પતિત થાય છે અને જાણી બુજીને ઉક્ત કાર્ય કરે તેની સાથે સગ કરવાવી તો તેની સમાનતા પામે છે" આ વાક્યદ્વારા ચાણ્ડાલ સિદ્ધાન્ત ભોજન આદિ પાપોથી સસર્ગીને સમતા (બરાબરી) મળે છે, પરંતુ મ્લેચ્છના સહ ભોજનથી સસર્ગીને મ્લેચ્છની સમતા (બરાબરી) થાય છે એમા તો કોઇ પ્રમાણ નથી (તો તે કેમ) ?

બિરલ, પારસી આદિ તથા મહા પાતકી એનો સ્પર્શ થવાથી વસ્ત્ર સહિત સ્નાન કરવુ જોઇયે, આ વાકયમા ચાણ્ડાલ અને મ્લેચ્છની સમતા બતાવેલી છે. જેમ ચાણ્ડાલાન્ન ભોજનથી સસર્ગીનિ સમતા લાગુ પડે છે, તેમ મ્લેચ્છ સહભોજીને પણ મ્લેચ્છની સમાન જાણવી જોઇયે કારણ કે ઉશના વાકયમા કહ્યુ છે કે वहूनामेकधर्माणामेकस्यापि यदुच्यते । सर्वेषां तद्भवेत् कार्यमेकरूपाहि ते स्मृता इति॥ અર્થ-જે વાકયમા અનેક સમાન ધર્મઓની એકત્ર ગણના કરી છે, તેમાથી એકને માટે જે પ્રાયશ્ચિત્ત કહેવામા આવ્યુ છે, તે પ્રાયશ્ચિત્ત બીજાઓને માટે પણ છે કેમકે તેઓ સર્વ સમાન ધર્મવાળા છે" આ કારણથી સમાન ધર્મઓમા એકનુ જે પ્રાયશ્ચિત્ત છે તે બીજાને માટે પણ હોય છે એવા ઔશનસ ન્યાયથી ચાણ્ડાલ યા મ્લેચ્છ એમાના એકના નામથી જે પ્રાયશ્ચિત્ત કહ્યુ હોય તે બીજાને પણ લાગુ પડે એવી રીતે ધર્મ શાસ્ત્રકારોએ સિદ્ધાંત કર્યો છે (આ પરથી એટલુ તો સિદ્ધ થાય છે કે મ્લેચ્છના સહ ભોજનથી સસર્ગી મ્લેચ્છની તુલ્ય થાય છે અને મ્લેચ્છને શુદ્ધ કરવાવાળુ કોઇ પણ પ્રાયશ્ચિત્ત ધર્મશાસ્ત્રમા મળતુ નથી તેથી ધર્મ શાસ્ત્રકારોના વિચાર મુજબ મ્લેચ્છ સહભોજી ન્યાત જાતના ખાન પાનાદિ કોઇ પણ વ્યવહારને યોગ્ય થઇ શકતો નથી)

## મ્લેચ્છોચ્છિષ્ટ (મ્લેચ્છના એઠાં) ભોજન સંબધી વિચાર

આ વિષયમા અંગિરાનુ વાકય એવુ છે કે " चाण्डालपतितादीना मुच्छिष्टान्नस्य भक्षणे । चान्द्रायण चरेद्विप्र क्षत्र सान्तपन चरेत् ॥ षड्रात्र च त्रिरात्र च वर्णयोरनुपूर्वश ॥ અર્થ-એકવાર મ્લેચ્છોચ્છિષ્ટ ભોજન ખાવાથી બ્રાહ્મણને ચાન્દ્રાયણ વ્રત, ક્ષત્રીયને સાન્તપન વ્રત, વૈશ્યને ૭ રાત્રનુ વ્રત અને શૂદ્રને ત્રણ રાત્રનુ વ્રત કરવુ જોઇયે આમા પ્રાયશ્ચિત્તના વિષયમા ચાણ્ડાલ વા મ્લેચ્છની સમાનતા કહી છે એની વ્યવસ્થા ઉપર જણાવી ગયા છઇયે એટલા માટે ચાણ્ડાલોચ્છિષ્ટ ભોજનમા જે પ્રાયશ્ચિત્ત છે, તે મ્લેચ્છોચ્છિષ્ટ ભોજનમા કરવુ જોઇયે એમા કઇ પણ વિવાદ નથી આ વિષયમા ધર્મ શાસ્ત્રનો એવો સિદ્ધાંત છે કે, અનુચ્છિષ્ટ ભોજનથી ઉચ્છિષ્ટ ભોજનમા બમણુ પ્રાયશ્ચિત્ત લાગે છે મનુસુમન્તુના વાકયમા જણાવ્યુ છે કે, અનુચ્છિષ્ટ ચાણ્ડાલાન્નનુ અજ્ઞાનપૂર્વક ઉડતાલીસ વખત ભોજન કરવાથી પાતિત્ય આવે છે, તો ચોવીશ વખત ઉચ્છિષ્ટ ભોજન ખાધાથી પાતિત્ય લાગે તેમા શી નવાઇ ? ઉડતાલીસ વખત ભોજન કરવાથી તો અવશ્ય પાતિત્ય આવે અને અનાથી બમણુ અર્થાત્ છનુનાર કરવાથી મ્લેચ્છની બરાબર થઇ જવાય છે એમા કઇ કોઇને કોઇ પણ

પ્રકારની શંકાનો અવસર રહેતો નથી (મ્લેચ્છોચ્છિષ્ટ ભોજનથી મ્લેચ્છની સમાનતા થાય છે અને મ્લેચ્છને શુદ્ધ કરનાર પ્રાયશ્ચિત્તજ નથી તો પછી મ્લેચ્છોચ્છિષ્ટ ભોજન કરનાર શુદ્ધ થઇ ન્યાત જાતના વ્યવહારને, યોગ્ય થઇ શકતો નથી, એ વિનાશ અગત નથી )

## મ્લેચ્છ સિદ્ધાન્ન (રાંધેલાં ભોજન) સબંધી વિચાર.

આ વિષયમા આપસ્તમ્બ વાક્યમા કહ્યુ છે કે " चाण्डालान्न यदाभुक्त ब्राह्मणाद्यै प्रमादत । प्रायश्चित कथ तत्र वर्णे वर्णे विधीयते ॥ चान्द्रायण चरेद्विप्र क्षत्र सान्तपन चरेत् । षड्रात्र च त्रिरात्र च वर्णयोरनुपूर्वश ॥ અર્થ-જ્યારે બ્રાહ્મણાદિ વર્ણ ભૂલથી ચાણ્ડાલાન્ન ખાય તો બ્રાહ્મણાદિ વર્ણોને પૃથક્ પૃથક્ કયુ પ્રાયશ્ચિત્ત ઋષિયોએ કહ્યુ છે? બ્રાહ્મણ ચાન્દ્રાયણ વ્રત, ક્ષત્રીય સાન્તપનવ્રત, વૈશ્ય છ રાત્રનુ વ્રત અને શૂદ્ર ત્રણ રાત્રનુ વ્રત કરે અને તે શૂલ પાણિએ પ્રમાણ આપી લખ્યુછે કે ભૂલથી એક વાર ચાણ્ડાલાન્ન ખાવાથી બ્રાહ્મણને ચાન્દ્રાયણ, તથા આપત્તિ કાલમા ભૂલથી એક વાર ચાણ્ડાલાન્ન ખાવાથી ક્ષત્રીયને સાન્તપન, વૈશ્યને છ રાત્રનુ વ્રત તથા શૂદ્રને ત્રણ રાત્રનુ વ્રત કરવુ જોઇયે આ પ્રાયશ્ચિત્ત ચાણ્ડાલના સિદ્ધાન્ન (રંધેલી રસોઇ) વિષયનુ છે, નહિ કે સાત અન્ત્યાવસાયિયો (ચાણ્ડાલ, શ્વપચ, ક્ષત્તા, સૂત, વૈદેહિક, માગધ, આયોગવ એ સાત પ્રતિલોમસંકર જાતિ અન્ત્યાવસાયિ કહેવાય છે) માના કોઇનુ અન્ન જે પુરુષ ખાય છે તેને વિષે અંગિરા વાક્યમા કહ્યુ છે કે अन्त्यावसा-यिनामन्नमश्नीयाद् यस्तु कामत । स तु चान्द्रायण कुर्यात् तप्तकृच्छ्रमथापि वा ॥ चाण्डाल श्वपच क्षत्ता सूतो वैदेहिकस्तथा । मागधायोगवाश्चैव सप्तैतेन्त्यावसायिन ॥ અર્થ-અન્ત્યાવસાયિયોનુ કાચુ અન્ન સ્વેચ્છાપૂર્વક એક વખત જે ભોજન કરે તો તેને ચાન્દ્રાયણ વા તપ્તકૃચ્છ વ્રત કરવુ જોઇએ આમાં સ્વેચ્છાપૂર્વક ચાણ્ડાલાન્ન ભોજનમા ચાન્દ્રાયણ પ્રાયશ્ચિત્ત કહ્યુ છે, આથી તો આપસ્તમ્બ અને અંગિરા બન્નેના વાક્યોમા પરસ્પર વિરોધ થઇ જાય છે તો પણ અહિ યદ્યપિ એમ કહી શકાય છે કે સ્વેચ્છાપૂર્વક એકવાર ભોજનનુ પ્રાયશ્ચિત્ત અંગિરાએ બતાવ્યુ છે અને ભૂલથી અનેકવાર ભોજન કરવાનુ પ્રાયશ્ચિત્ત આપસ્તમ્બે કહ્યુ છે, તો પછી એ બેઉ વાક્યોમા કોઇ પણ પ્રકારે વિરોધ માલમ પડતો નથી, તથાપિ ઉક્ત પ્રકારના બન્ને વાક્યોની વ્યવસ્થા કરવાની જરૂર નથી કારણકે એ બન્ને વાક્યોના અર્થમા શૂલપાણિએ એકવાર ભોજન કરવામા એજ પ્રાયશ્ચિત્ત કહ્યુ છે તો પણ એ બન્ને વાક્ય સબધમા એમ કહેવુ ઉચિત છે કે અંગિરાનું વાક્ય ચાણ્ડાલના કાચા અન્ન વિષયનુજ છે અને આપસ્તમ્બનુ વાક્ય ચાણ્ડાલના સિદ્ધાન્ન (રાંધેલા અન્ન) વિષયનુ છે એમ વ્યવસ્થા (શાસ્ત્રીય પદ્ધતિથી) બરાબર લાગુ પડે છે યદિ કોઇ કહે કે ઉક્ત આપસ્તમ્બ વાક્ય કાચા અન્ન વિષયક

જ છે તો પછી ઉક્ત બને વાક્યોનો વિરોધ દૂર કરવાને માટે કોઇ બીજા ઉપાય કરવામા આવશે તો પછી તો એમજ કહેવુ ઉચિત છે કે ઠીક ત્યારે, તો ભૂલથી એકવાર ચાણ્ડાલાન્ન ખાવાનુ પ્રાયશ્ચિત્ત ચાર ચાન્દ્રાયણ બ્રાહ્મણને માટે પણ આપવુ પડશે, કેમકે કાચુ અન્ન ભોજનની અપેક્ષા હોવાથી રાંધેલા ચાણ્ડાલાન્ન ભોજનથી ચાર ગણુ અધિક પ્રાયશ્ચિત્ત હોય છે ઉક્ત અર્થ કરવામા તો જે સિદ્ધાત કરવો છે તે થોડા ભોજનથી જ સિદ્ધ થઇ જાય છે

**પ્રશ્ન**-આપસ્તમ્બના વાક્યથી ચાણ્ડાલ સિદ્ધાન્ન (રાંધેલુ અન્ન)નુ પ્રાયશ્ચિત્ત ચાન્દ્રાયણ કહ્યુ છે અને વિષ્ણુવાક્યથી ચાણ્ડાલ સિધાન્ન ભોજનનુ પ્રાયશ્ચિત્ત પરાકવત કહ્યુ છે તો પછી એ બને વાક્યોમા પરસ્પર વિરોધ કેમ?

**ઉત્તર**-વિરોધ નથી, કેમકે શૂલપાણિએ ઉક્ત વિષ્ણુ વાક્ય બલાત્કારથી ચાણ્ડાલાન્ન ભોજનના વિષયમા લાગુ પાડયુ છે, અર્થાત્ બલાત્કારથી ચાણ્ડાનાન્ન ભોજન કરવાથી પરાક પ્રાયશ્ચિત્ત છે અને ભૂલથી એકવાર ભોજનમા ચાન્દ્રાયણ પ્રાયશ્ચિત્ત છે

/ **પ્રશ્ન**-મનુજીએ તો અજ્ઞાનકૃત ચાણ્ડાલાન્ન ભોજનાદિ પ્રત્યેક પાપોનુ બાર વર્ષના સાધ્યવતથી નિવૃત્તિ કહી છે અને જ્ઞાનકૃત ઉક્ત પાપોમા તો ચોવીશ વર્ષનુ સાધ્યવતરૂપ પ્રાયશ્ચિત્ત પરલોક શુદ્ધિને માટે હોય તોપણ આ જન્મમા ન્યાત જાતના વ્યવહારની અયોગ્યતારૂપ સમતા બની રહે છે એમ કહ્યુ છે અને આપસ્તમ્બે તો ઉક્ત ભોજનનુ ચાન્દ્રાયણરૂપ પ્રાયશ્ચિત્ત કહેલુ છે તો ઉક્ત મનુ અને આપસ્તમ્બના વાક્યોમા પરસ્પર વિરોધ કેમ?

**ઉત્તર**-ઠીક છે. પરતુ એ બને વાક્યોનો વિરોધ દૂર કરવાને માટે શૂલપાણિએ માનવ (મનુ) વાક્યનો અર્થ ઉડતાલીશવાર અજ્ઞાનકૃત ચાણ્ડાલાન્ન ભોજન કરવાથી પાતિત્ય થાય છે અને જ્ઞાનપૂર્વક કરવાથી એની સમાન (બરોબરી) હોય, એમ ગણી એવી રીતે યથાક્રમ બતાવ્યુ છે એનો આશય એવો છે કે એકવાર ચાણ્ડાલાન્ન ભોજનમા આપસ્તમ્બે ચાન્દ્રાયણ કહ્યુ છે અને ચાન્દ્રાયણની પ્રતિનિધિ (જગ્યાએ) સાડાસાત ધેનુ (ગાય) થાય છે તો "पतत्यज्ञानतो विप्र" આ વાક્યથી કહેલા પતિતને પાતિત્ય દૂર કરનારાળા દ્વાદશાબ્દવ્રત હોય છે એ દ્વાદશાબ્દવ્રતની પ્રતિનિધિ (જગ્યાએ) ત્રણસો સાઠ ધેનુ (ગાય) કહી છે કેમકે સાડાસાતને ઉડતાલીશે ગુણવાથી ત્રણસો સાઠ થાય છે એથી કરીને चाण्डालान्त्यस्त्रियो गत्वा इत्यादि મનુવાક્ય ઉડતાલીશવાર ભોજન વિષયક સિદ્ધ થાય છે બ્રાહ્મણ ઉડતાલીશવાર ભોજન કરવાથી પતિત થાય છે વળી पादोनं क्षत्रियः कुर्यात् અર્થાત્ (ક્ષત્રીય બ્રાહ્મણથી એક પાદ ઓછુ પ્રાયશ્ચિત્ત કરે પરતુ આ પ્રાયશ્ચિત્તને આધારે તો

ક્ષત્રીયને એક પાદ અધિક પાપ થવાથી વૈસ્યને બે પાદ અધિક પાપ થવાથી અને શુદ્રને ત્રણ પાદ અધિક પાપ થવાથી બ્રાહ્મણની તુલ્ય પ્રાયશ્ચિત્ત ન્યાયાનુસાર પ્રાપ્ત થાય છે તેથી એમ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે અજ્ઞાનથી ક્ષત્રીને સાઠવાર ભોજનમા, વૈસ્યને બોતેરવાર ભોજનમા અને શુદ્રને ચોર્યાંસીવાર ભોજનમા બ્રાહ્મણની તુલ્ય પ્રાયશ્ચિત્ત લાગુ પડે છે અને જ્ઞાનપૂર્વક કરવાથી તો (બરાબરી) સમતા થઇ જાય છે

પ્રશ્ન-ચાણ્ડાલાન્ન પદથી તો ચાણ્ડાલનુ અન્ન સમજાય છે, નહિ કે ચાણ્ડાલનુ રાંધેલુ અન્ન, તો પ્રકૃતમા ચાણ્ડાલાન્નને ખરીદી પોતે બનાવી ખાય તો તે ચાણ્ડાલાન્ન કેમ કહેવાય?

ઉત્તર-ભોજન વિષયમા ન્યા કાચા, પાકા (રાંધેલા), અન્નનો વિચાર શાસ્ત્ર યા લોક રૂઢીમા નથી માલમ પડતો, કે આ કોનુ અન્ન છે એ કારણથી ચાણ્ડાલનુ રાંધેલુ અન્ન કોઇ પણ પ્રકારે લઇ ખાવાથી ચાણ્ડાલાન્ન ભોજન સિદ્ધ થાય છે દાખલા તરીકે "મોચીનો ભાત તમે ખાધો" આમ કહેવાથી મોચીનો ભાત તો ખાધો નથી પરન્તુ તેની કનેથી ખરીદ કરી ખાધો છે એમ સમાધાન કરવાથી કઇ ઉક્ત કલંકથી કોઇ પણ પુરૂષ આ લોકમા નિર્દોષ કરી શકતો નથી હવ આ વિચારથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે ચોયાસીવાર અજ્ઞાન પૂર્વક મ્લેચ્છ સિદ્ધાન્ન ભોજનથી સત્ શુદ્ર પણ પતિત થાય છે અને જ્ઞાન પૂર્વક કરવાથી તો એની સમાન (બરાબરીઓ) થઇ જાય છે એ મુજબ યુરોપ, અમેરિકા જનારાઓ અનેકવાર મ્લેચ્છ સિદ્ધાન્ન (રાંધેલુ) ભોજન કરવાથી પતિત થઇ તેઓની સમાન (બરાબરીઆ) થઇ જતા હોવાથી તેઓ ન્યાત જાતના વ્યવહાર માટે અયોગ્ય ન થાય? (થાય છે જ.)

## મ્લેચ્છ સ્પૃષ્ટાન્ન ભોજન સબંધી વિચાર.

આ બાબતમા એટલુ તો જણાવવુ બસ થશે કે યુરોપ, અમેરિકા આદિ ખણ્ડદ્વીપમા જનારાઓને મ્લેચ્છ સ્પૃષ્ટાન્ન ભોજન તો અવસ્ય કરવુ પડે છે ઉક્ત વિષયમા શાસ્ત્ર વાકયમા કહ્યુ છે કે, अमेध्यपतितचाण्डालपुल्कस रजस्वलावधूतकुणिकुष्ठिकुनखिसस्पृष्टानि भुक्त्वा कृच्छ्र चरेदिति અર્થ-અમેધ્ય (અશુચિ), પતિત, ચાણ્ડાલ, પુલ્કસ, રજસ્વલા, અવધૂત (અઘોરી આદિ) કુણિ (આંગળી વગરના) કુષ્ઠિ, કુનખી (સડેલા નખવાળા) આવાનુ અડકેલુ એકવાર ભોજન કરવાથી કૃચ્છ્ર વ્રત કરવુ જોઇયે આ શાસ્ત્ર વાક્યથી એમ સિદ્ધ થાય છે કે એકવાર સ્પૃષ્ટ (અડકેલુ) ભોજન કરવાથી કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કહ્યુ છે, તો ચાણ્ડાલ તથા મ્લેચ્છે સ્પૃષ્ટાન્ન (અડકેલા) ભોજનના અભ્યાસ (અનેકવાર) કરવાથી પ્રાયશ્ચિત્તની આવૃત્તિ થઇ જાય છે તો પ્રાયશ્ચિત્તની

સખ્યા તેમજ એનુ અનુષ્ઠાન કહા તક કરી શકે? નહિ જ થાય. (આથી યુરોપાદિ જનારાને માસ, છ માસ, વર્ષ કે બે પાચ સાત વર્ષ અથવા તથી ન્યૂનાધિક જ્યાં સૂધી તે ત્યા રહે ત્યા સૂધી મ્લેચ્છ સ્પૃષ્ટાન્ન ભોજન કરવાથી તે પાતકી બને છે, અને તેના પ્રાયશ્ચિત્તની આવૃત્તિ થતી હોવાથી તે ન્યાત જાતના વ્યવહારને યોગ્ય ગણાતો નથી.)

## મ્લેચ્છ દેશવાસ વિચાર.

આ વિષય સબધમા બૃહસ્પતિ વાક્યમા કહ્યુ છે કે "पतितान्नाना गृहे गत्वा भुक्त्वा च प्रतिगृह्य च। मासोपवास कुर्वीत चान्द्रायणमथापि वा ॥ અર્થ-પતિતને ઘેર એકવાર જાય વા તેનુ અન્ન એકવાર ખાય વા તેનુ દાન લે તો એક માસ સૂધી ઉપવાસ કરવા જોઇયે અથવા ચાન્દ્રાયણ વ્રત કરવુ જોઇયે હવે મ્લેચ્છ દેશ વાસના સબધમા વિચાર કરતા ઉપરના બૃહસ્પતિ વાક્યથી તો પતિતને ઘેર પગ મુકનાર દોષિત ઠરે છે અને તેને એક માસ સુધી ઉપવાસ અથવા ચાન્દ્રાયણ વ્રત કરવુ જોઇયે છે, તો જે દેશમા મ્લેચ્છ માત્રનો અનાદિકાલથી નિવાસ છે, તે દેશમા વાસ કરનાર (જઇ રહેનાર) તે અને મ્લેચ્છના ઘરમા ઘણો વખત વાસ તથા ભોજન કરનારને કયુ પ્રાયશ્ચિત્ત શોધક હોય? (કોઇ પણ પ્રાયશ્ચિત્તથી તે શુદ્ધ થઇ શકતો નથી) એવી રીતે યુરોપાદિ દેશમા જનારાઓને ગોમાસાદિ અભક્ષ્ય ભક્ષણ અને મદ્ય આદિ અપેયપાન આદિ ઘણા અકર્ત્તવ્ય કર્મો કરવાનો પણ સહોભાવ છે તથી ચાતુર્વર્ણ્યમા એવાઓની ન્યાત જાતના વ્યવહારમા યોગ્યતા હોતી નથી, એમ ઉક્ત વિચારોથી સિદ્ધાત થાય છે અર્થાત્ એવા પુરુષોની ન્યાત જાતના ખાન પાનાદિ કોઇ પણ વ્યવહારમા યોગ્યતા શાસ્ત્રાનુસાર ન હોવાથી ચાતુર્વર્ણ્યે (બ્રાહ્મણ ક્ષત્રીય, વૈશ્ય, અને સચ્છૂદ્ર) એ તેવાઓનો સ્વીકાર કરવો નહિ.

અહિં આ જન્મ પાપનુ શોધક ષડબ્દ પ્રાયશ્ચિત્ત "जन्मप्रभृति पापानी त्यादि" વાક્યથી કહ્યુ છે તો પણ આ ષડબ્દ પ્રાયશ્ચિત્ત કેવા પાપોનુ શોધક હોય છે, તે વાત ત્યાજ મિતાક્ષરામા સ્પષ્ટ રીતે જણાવી છે વિસ્તાર થવાના ભયથી અત્રે લખવામા આવતુ નથી

## વિલાયતગમનના વિષયમાં વ્યવસ્થાનો સારાંશ.

આ દેશના જે લોક (દ્વિજ) મ્લેચ્છ, યવન, પતિત ઇત્યાદિની સાથે ખાય છે, તેમજ અશુદ્ધપાન વા અભક્ષ્ય ભક્ષણ ઘણા નિર્મોયી કરે છે તથા મ્લેચ્છ, યવન ઇત્યાદિના એઠા વાસણમા ખાય છે અને દૂર દેશમા જઇ રહે છે તેમજ સમુદ્રયાત્રા કરે છે તથા બીજા દેશોમા રહેતી વખતે વર્ણાશ્રમ ધર્મના

આચારની વ્યવસ્થાને લાત મારે છે (આચારભ્રષ્ટ થાય છે), તેમજ એના દુર દેશોમા બે, ત્રણ વા પાચ છ વર્ષ સુધી નિવાસ કરી સ્વદેશમા પાછા ફરે છે તો તેવા લોક (દ્વિજ) પોતપોતાની ન્યાત જાતની સાથે ખાનપાનાદિ વ્યવહાર કરી શકે કે નહિ?

આ પ્રશ્નનો ઉત્તર ધર્મશાસ્ત્રનો જાણકાર તો એવોજ આપશે કે "કદિનહિ" કેમકે ઉપર જે જે દુરાચાર કહેવામા આવ્યા છે, તેમાના એકનો પણ જ્ઞાનપૂર્વક ત્યા (પરદ્વીપ) જનારાથી દોષ થયા વગર રહેનાર નથી તેથી તે મહાપાતકી થાય છે એ કારણથી એવાની સાથે કદી પણ ન્યાત જાતનો ખાનપાનાદિ વ્યવહાર કરવો ઉચિત નથી

વળી દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈશ્ય) લોકને માટે તો કેવળ એક સમુદ્રયાન કરવાથી પ્રાયશ્ચિત્ત કીધાથી પણ ન્યાત જાતના ખાનપાનાદિ વ્યવહારની અયોગ્યતા કહેવામા આવેલી છે કેમકે સમુદ્રયાન અનેક અનર્થનુ કારણ છે (તીર્થયાત્રામા સમુદ્રયાનનો નિષેધ ધર્મશાસ્ત્રમા નથી) જેમ પ્રાયશ્ચિત્તકાણ્ડમા **પરાશર** અને બીજા ઋષિ મુનિયોએ લખ્યુ છે કે (અમુક અમુક કામ કરનારને અમુક અમુક પ્રાયશ્ચિત્ત છે) યવન, મ્લેચ્છ, ચાણ્ડાલ, પતિત આદિના બનાવેલા વાવ, કુવા આદિનુ જલપાન (પાણી પીવા) નો નિષેધ છે આ વચનોમા બ્રાહ્મણને માટે જે પ્રાયશ્ચિત્ત જણાવેલુ છે તે શુદ્ર સુધી દરેક વર્ણને માટે એક પાદ ઓછુ કરવુ જોઇયે આગળ જે એ ઋષિયોના વચનો લખ્યા છે તેમા ગોમાસ ભક્ષણ, યવન, મ્લેચ્છ, પતિતની પંક્તિમા અથવા તેની સાથે અથવા તેનુ એંઠુ ભોજન કરવુ, અપેયપાન, અશુચિનો સંસર્ગ એ બધા અધમ સંસર્ગ પતિત થવાના કારણો છે, તેથી એ વાતોને અનુક્ત કહી છે તેથી જ કહ્યુ છે કે "उपपातकमभ्यस्त महापातकाद्भवेत्। આમાની એક પણ જો કોઇ જ્ઞાન પૂર્વક (જાણી જોઇને) ઘણો વખત કરે તો તેથી તે સ્વજાતિથી ભ્રષ્ટ થઇ જાય છે એટલા માટે એના આદમીનો વર્ણાશ્રમધારી લોકોએ ત્યાગ કરવો ઉચિતજ છે. તેથી ધર્મશાસ્ત્રિકારોએ સમુદ્રયાનને અનેક મોટા મોટા અનર્થોની ઉત્પત્તિ કરવાવાળુ જાણી એવી સંમતિ આપી છે કે "**સમુદ્રયાન કરનાર પ્રાયશ્ચિત્ત કરે તોપણ તે ન્યાત જાતના ખાનપાનાદિ વ્યવહારને યોગ્ય થતો નથી.** ધર્મને તથા સમયને જાણનાર ઋષિ મુનિયોએ કલિકાલના પ્રારભમા લોકરક્ષાને વાસ્તે ધર્મનો વિચાર કરી એવી વ્યવસ્થા કરી નીચે જણાવેલી બાબતોને આ કલિકાલમા વર્જીત કરવા આજ્ઞા કરી છે **પરાશર માધવીયમાં** લખ્યુ છે કે "**આતતાયી બ્રાહ્મણને ધર્મ યુદ્ધમાં મારનાર, દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય) નુ સમુદ્રમાં વાહન મારફતે જવુ (એમ કરવાવાળા ભ્રષ્ટજ રહે છે.)** કદી શુદ્ર પણ કર

વામા આવે અર્થાત્ પ્રાયશ્ચિત્ત પ્રણ કરવામા આવે તો પણ ન્યાત જાતના ખાનપાનાદિ વ્યવહારને યોગ્ય તે થઇ શકતા નથી.” આ વચનથી ૨૫૪૮ સમજાય છે કે મહાત્મા લોકોએ એવા પતિત થયેલાનો દૂરથીજ ત્યાગ કરવો ઉચિત કહ્યો છે વળી દ્વીપાતરગમનમા દ્વિજ ધર્મથી, ચારે વર્ણાશ્રમના ધર્મથી, તેમજ નિયત, નિત્ય, નૈમિત્તિક આદિ આચારથી ઘણા દિવસો સૂધી ભ્રષ્ટ રહેવાથી દ્વિજ અધમ (પતિત) બને છે, તો પછી પ્રતિક્ષણે મ્લેચ્છના આચરણ પૂર્વોકત અધમ આચરણની સાથે કરવાથી કેમ પતિત ન થાય? “થાય જ”

હવે આ શાસ્ત્રાર્થનો ખુલાસો એવો થાય છે કે, એવા ખરાબ આચરણોમાનુ એક પણ જો થોડા દિવસ કરવાથી શાસ્ત્રાનુસાર પતિત થવાનુ તે કારણ થઇ પડે છે, તો ઘણા દિવસ સૂધી જ્ઞાનપૂર્વક (જાણી બુઝને) એવા બુરા આચરણોમા જે લોક રહે તો પછી તેના ભ્રષ્ટ થવાના કારણ સાધારણ લોકો પણ સહેલથી જાણી શકે તેમ છે, તો પછી બહુ કહેવામા શુ સાર? (માટે ત્રૈવર્ણિકો એ સ્વધર્મની રક્ષા માટે પરદ્વીપગંતા તથા તેના સસર્ગીનો ત્યાગ અવશ્ય કરવો જોઇયે, એમ આ શાસ્ત્રાર્થનો ખરો સિદ્ધાંત છે અર્થાત્ તેવાઓની સાથે ન્યાત જાતના ખાનપાનાદિ વ્યવહાર ન કરવા જોઇયે. ઇતિ શિવમ્

१ त्रैवर्णिकैस्त्रैवर्णिकग्राह्यजलकशूद्रैश्च द्वीपांतरे न गन्तव्यमित्यत्र शिवकुमारशर्मण. सम्मति ।

२ पडित शिवनारायण ओझा ॥

३ सम्मतिरेतदर्थे श्री त्रिविक्रम त्रिवेदिनो अत्र ससर्गे संसर्गिणांप्राकाश्य प्रायश्चित्तं कर्त्तव्यं न रहस्यम्. ।

४ ईदृशार्थे सम्मति. कैलासचन्द्रशर्मण. ॥

५ अत्र सम्मति श्री राखालदासदेवशर्मणः।

६ महामहोपाध्याय श्री शिवकुमारशास्त्रिनिर्णीतार्थे संमतिः रामकृष्णशास्त्रिणः ॥

७ श्री जयदेवमिश्रा'।

८ सम्मनुतेऽत्र व्यवस्थापितमर्थः छपरास्थ राजकीयपाठशालीय संस्कृताध्यापकः श्री रघुनन्दनत्रिपाठी ॥

९ सम्मतिरत्रार्थे श्री हरिवंशदत्तशर्म्मणः।

१० श्री मन्सूरिशिरोरत्नशिवकुमारशास्त्रिसम्मनार्थे सम्भूता सम-(हुता) नगर निवासि यशोदानन्द शर्म्मणः सुसम्मतिः ।

११ अत्रत्येषु सर्वेष्वर्थेषु सम्मतिरथरीग्रामवासि ठक्कुरोपनामपडितपंचानन श्री मुक्तिनाथ शर्म्मण ॥